## ગોલોકવાસી ભારતમાર્તંડ વેદાન્તભટ્ટાચાર્ય પંડિત

# શ્રી ગટ્ટુલાલજી

જન્મ સ ૧૯૦૧ પોષ    ગો વા સં ૧૯૫૪ માગશર



# સત્કાર

'ભારતમાર્તંડ પંડિત ગટુલાલજીનું જીવન અને સાહિત્ય' એ નામથી શ્રી. ચીમનલાલ મગનલાલ વૈદ્ય એક સાચેસાચ બનેલા ભારતમાન્ય વૈશ્રુત પંડિતનું ચરિત્ર આલેખ્યુ છે તે ખરેખર સુવાચ્ય બન્યુ છે ઓગણીસમી સદીનો મધ્યકાળ એ એક પ્રકારની આંધીનો કાળ હતો તે વખતે સમાજના ધાર્મિક, સામાજિક, આધ્યાત્મિક તથા રાજકીય ક્ષેત્રમા અનેક વિચારવમળો ઘુમરી ખાઈ રહ્યા હતા; તે વખતે વિચારની સમતુલા ન ગુમાવનાર ગણ્યાગાંઠ્યા જ હશે.

આજથી લગભગ એક સૈકા ઉપર, ગુજરાત અને ખાસ કરીને તેની સર્વ પ્રવૃત્તિઓના કેન્દ્ર જેવું મુબાઇ શહેર કેવા કેવા ભરતીઓટનું સાથી બન્યુ હતું તેનો ઇતિહાસ છાપાંઓમાં તથા કેટલીક નાની નાની ચોપડીઓમાં પુરાઈ રહ્યો છે શ્રી. વૈદ્ય ગટુલાલજીનું ચરિત્ર નિરૂપવામા આમાના ઘણાં સાધનોનો પહેલી જ વાર ઉપયોગ કર્યો છે, તે બદલ તેમને ખાસ અભિનંદન ઘટે છે.

ચરિત્રનિરૂપણની કલા ધારિયે તેટલી સહેલી અને સુસાધ્ય નથી. આદિ વિવેચક નવલરામભાઇએ મહીપતરામે રચેલા કરસનદાસ મૂળજીના જીવનચરિત્રનુ અવલોકન કરતા નીચે પ્રમાણે આદર્શ રજૂ કર્યો છેઃ—

"ચરિત્રનિરૂપણમા શોધ, સત્ય, વિવેક અને વર્ણનશક્તિ એ ચાર ગુણ અવશ્ય જોઈએ...મહતકર્મનું જ વર્ણન ચરિત્ર નિરૂપકે કરવું જોઇએ એમ નથી. વળી ચરિત્ર ચરિત્રનાયકના જાહેર કામથી જ ભરેલું હોય એ ઇષ્ટ નથી. તેનો ખાનગી સ્વભાવ તથા રીતભાત કેવી હતી, એટલે એ મિત્રવર્ગમા, સ્ત્રીપુત્રાદિકના સબધમાં, રમતગમતમાં, એકાતમાં કેવી રીતે વર્તતા હતા, તેનું ઉદાહરણો સહિત વર્ણન હોવું ઘટે છે...આનુ આખા ચરિત્રમા કાંઇ પણ વર્ણન

નથી સર્વ સ્થળે કરસનદાસ સુધારક જ જોઈએ છીએ; પણ કરસનદાસ માણસરૂપે દેખાતા નથી. સુધારાની પાઘડી હેઠે મુકી કરસનદાસ કેવા દેખાય છે. તે જોવાનો અવસર જ આવતો નથી. મહારાજનો મોટો હુમલો થયો, રોગની પડતીમાં દબાયા, નાત બહાર મુકાયા વગેરે પ્રસંગો ઉપર એમને એકાંતમાં કેમ લાગતું, કયા મિત્રો આગળ પેટ ખોલીને પોતાની મુંઝવણુ જણાવી હતી વગેરે ઘણી બાબતો જાણવાની ઈચ્છા આ ચરિત્ર ઉપરથી તૃપ્ત થતી નથી. એ પ્રસંગો ઉપર અને તેમ જ ખુશીખુશાલીના વખતમાં પોતાના એકાંતિક સ્નેહી ઉપર કાંઈ કાગળો લખ્યા હશે. પણ તેમનો એક આ ચરિત્રમાં દાખલ કરવા મળ્યો નથી. ધર્મ અને નીતિ સંબંધી, રાજ સંબંધી, દેશની ભૂત અને ભવિષ્ય સ્થિતિ સંબંધી કરસનદાસ કેવા વિચાર ધરાવતા હતા એ જાણવાની જરૂર હતી; એનો પોતાના બાપ તથા સ્ત્રી સાથેનો સંબંધ વધારે ખુલાસાથી વર્ણવેલ હોત તો સારૂં લાગત..." શ્રી વૈદ્યે આ આદર્શને પહોંચવાને ઘણો સમર્થ પ્રયત્ન કર્યો છે.

પ્રસ્તુત ચરિત્રનું પહેલું જન્મ-પ્રકરણ-પ્રજ્ઞાચક્ષુ, વાર્તાના એક સુંદર પ્રકરણ જેટલું રસિક બન્યું છે. નવ વર્ષની વયે શીતલાના ઉપદ્રવથી બાલક ગટ્ટુલાલજીનાં ચક્ષુરત્ન રોળાઈ ગયાં : ત્યારે તેમનાં માતુશ્રી લાડુબેટીજીનું આક્રંદ, તથા જૂનાગઢમાં રહેતા તેમના માતામહ ગોસ્વામી શ્રીવ્રજવલ્લભજીની દૌહિત્ર ઉપરની અનુકમ્પા: અને બાલકને 'વાગ્બીજ મંત્ર'ના ઉપદેશથી 'પ્રજ્ઞાચક્ષુ' બનાવવાનો પ્રસંગ એ બધું નાટ્યાત્મક શૈલીથી રજૂ થયું છે.

પંડિતજીના પૂર્વજો મૂળ આંધ્ર દેશના તૈલંગી બ્રાહ્મણોઃ વાધૂલ ગોત્રના 'પંચનદી' કહેવાતા. તેઓ કાશીમાં રહેતા. ગોવર્ધન શર્મા (પંડિતજીનું જન્મનામ)ના પિતા ઘનશ્યામભટ્ટ વિદ્યાવ્યાસંગી, વેદશાસ્ત્ર-સંપન્ન અને પ્રૌઢ વૈયાકરણી હતા વેદાન્તમાં પણ તે પાવરધા હતા. જૂનાગઢના શ્રીવલ્લભજી હરિદત્ત આચાર્ય આ ઘનશ્યામ ભટ્ટના શિષ્ય

હતા. બંગીતશાસ્ત્રી આદિત્યરામજી સં. '૧૯૧૪ ની આસપાસ તેમના પાસે ભણતા, જેમણે 'સંગીતાદિત્ય' ગ્રંથ રચ્યો છે.

પંડિતજીનાં માતુશ્રી લાડુબેટીજી વ્રજવલ્લભજીનાં બેટીજી હતાં, શ્રીવ્રજવલ્લભજી કવિ હતા. તેમણે ગુસાંઈજીના પ્રાગટ્યનું ધોળ' ગુજરાતીમાં રચ્યું છે. તેમને શોભામાજીએ દત્તક લીધેલા હતા. આ શોભામાજીએ પણ 'ભાગવત પર સોળ ધોળ' તથા 'નવરાત્રીના ગરબા' ગુજરાતીમાં રચ્યા છે. આ કાવ્યશક્તિ પરંપરાથી માતૃપક્ષમાંથી પંડિતજીને પ્રાપ્ત થઈ હતી જ્યારે તેમનું શાસ્ત્રજ્ઞાન પિતૃપક્ષને આભારી હતું.

તે વખતના મુંબાઈમાં એટલે સને ૧૮૪૩ની આસપાસ સ્વામીનારાયણ, આર્યસમાજ તથા સનાતન ધર્મ વચ્ચે ઝઘડા ચાલતા, અને તે આંધીમાં પુષ્ટિ સંપ્રદાય પણ અનેક શંકાકુશંકાનો ભોગ બન્યો હતો. લોકોમાં જૂના અને નવા ધર્મનું રહસ્ય જાણવાની જિજ્ઞાસા જાગી હતી. તેઓ સભાઓમાં રસ લેતા હતા. કેટલીકવાર સભા મળવાનું જાહેર કરવા છતાં તે ન મળતી ત્યારે લોકો પક્ષાપક્ષી કરી અનેક શંકાઓ ઉઠાવતા. નાસ્તિકવાદ તથા જડવાદનો પ્રાદુર્ભાવ પણ આ વખતે જ થયો હતો.

ઇ. સ. ૧૮૪૩માં ઈશ્વરચંદ્ર વિદ્યાસાગર બંગાળથી મુંબાઈ આવ્યા વિધવાવિવાહનો હિમાયત કરી, ને તેને માટે કાયદાની અનુકુળતા કરી આપવામાં આવી. બ્રહ્મોસમાજના પ્રચાર માટે વ્યાખ્યાનો આપ્યાં. સને ૧૮૫૪માં પ્રચારક કેશવચંદ્ર સેન આવ્યા. આ વખતે શેરમેનિયામાં મુંબઈ મશગુલ હતું તેથી તેમનો ઉપદેશ કોઈએ ઝીલ્યો નહિ. ૧૮૫૭માં "પ્રાર્થના સમાજ" ની સ્થાપના થઇ. કવિ નર્મદ તેમાં જોડાયા. ૧૮૬૦માં "તત્ત્વશોધક સભા" સ્થપાઈ. આ જ વર્ષમાં સમુદ્રપ્રયાણની ચર્ચા કરતાં મહિપતરામ તથા કરસનદાસ પરદેશ ગયા.

આ અરસામાં સુધારકોએ વૈષ્ણવ મહારાજો સંબંધી પ્રશ્ન ઉપાડયો. પહેલાં તો શૈવ અને વૈષ્ણવો વચ્ચે મહાદેવના મંદિરમાં પરેસા જીવન-

ભોગના પ્રસાદ માટે ઝઘડો જામ્યો. મહારાજોએ તેના શિવનિર્માલ્ય ગણવા જેવા પ્રસાદની ચર્ચા કરી ; અને શૈવોનો વિરોધ વહોરી લીધો. છાપાંને તેથી ખોરાક મળ્યો; અને વૈષ્ણવ આચાર્યોના ચારિત્ર ઉપર પણ આક્ષેપો થયા. એટલામાં "વિધવા વિવાહ"નો પ્રશ્ન મુંબાઈમાં મોખરે આવ્યો. આમાં સુરતવાળા યદુનાથજી મહારાજનો સાથ છે એમ મનાયું. યદુનાથજીએ સુધારકોની સામે પડકાર ફેંક્યો; અને એના ઉત્સાહમાં ને ઉત્સાહમાં કેટલાક વૈષ્ણવ ધર્મના હિતશત્રુઓએ મહારાજને સુધારકો ઉપર આબરૂ લેવાનો-બદનક્ષીનો-દાવો કરવા અવળી સલાહ આપી. આથી સુધારકો ફાવી ગયા. આક્ષેપોનો દાવો સાબીત કરવાનો બધો બોજો વૈષ્ણવોપર આવી પડ્યો, સુધારકોને તો ટીકા કરવાનો સુંદર મોકો મળી ગયો. ન્યાયાધીશો, વકીલો વગેરે ખ્રિસ્તી ધર્મની અસરવાળા હોવાથી તેમનું વલણ સુધારકો ભણી જ રહ્યા કર્યું. આ 'મહારાજ લાયબલ' કેસથી વૈષ્ણવ જનતામાં ભારે ક્ષોભ વ્યાપી ગયો.

બીજી બાજુ વિદ્યાપીઠદ્વારા ખ્રિસ્તીઓ સંસ્કૃત વાણીને આર્ય-ધર્મ ઉપર આક્ષેપો મૂકતા હતા, મૂર્તિપૂજાને નિંદતા હતા, પુનર્જન્મની વાતને હસી કાઢતા હતા. અને આવા પાદરીઓની શિખામણ માનનારા સુધરેલા અને સુધારાવાળા કહેવાયાઃ આ જ વખતે એવો એક કાયદો અંગ્રેજ સરકારે કરાવી આપ્યો કે જો કોઇ હીંદી ધર્માન્તર કરે તો તે કારણે બાપીકી મિલકત પરના વારસાનો હક્ક તે ગુમાવે નહિ. આ કાયદાના ટેકાથી પાદરીઓનો પ્રચાર સફળ થઈ શક્યો

શ્રી. વૈદ્યે ચરિત્રનાં પ્રકરણ ૪ તથા ૫ માં ૧૮૬૦ના મુંબાઇનું સુરેખ ચિત્ર રજૂ કર્યું છેઃ જેની ભૂમિકા પંડિતજીના જીવન કાર્યને સમજવા માટે ખૂબ ઉપયોગી બની છે.

પંડિતજીનો જન્મ કોટામાં થયો હતો. સં.૧૯૦૧ (સન ૧૮૫૪)માં ઘનશ્યામ ભટ્ટજી તથા લાડુબેટીજી જાત્રાએ ગયાં હતાં. ત્યાં રસ્તામાં

કોટામાં ગટ્ટુલાલજીનો જન્મ થયો હતો. સં. ૧૯૦૧ (ઈ. સ. ૧૮૪૪ પોષ વદ ૧૨ ): જન્મ નક્ષત્ર પ્રમાણે પિતાએ તેમનું નામ ભાનુદત્ત પાડયું હતું; પરંતુ તે નામથી એ ઓળખ્યા નહિ; પણ તેમને જીવનના અભ્યુદય કાળમાં ભારત માર્તંડપદવી મળતાં, એ નામ કંઈક સાર્થક થયું કહેવાય.

સં. ૧૯૦૮માં પંડિતજીનું ઉપનયન થયું અને નવમે વર્ષે જ શીતલાના પ્રકોપથી તેમની આંખો ગઈ. ત્યારે માતાએ ઘણું કલ્પાંત કર્યું, એટલે માતામહ વ્રજવલ્લભજીએ તેમની જીભ ઉપર 'વાગ્બીજ મંત્ર, લખ્યો. તે પછી તેમનું અધ્યયન શરૂ થયું. જૂનાગઢથી પિતા ઘનશ્યામભટ્ટની સાથે એ મુંબઈ આવતા અને થોડા માસ ત્યાં રહેતા.

પંડિતજીનાં માતુશ્રી લાડુબેટીજીનું સં. ૧૯૧૪માં, તેમની તેર. વર્ષની વયે અવસાન થયું. તેનો પિતાપુત્રને ખૂબ આઘાત લાગ્યો આખરે સં. ૧૯૧૬માં પિતા ઘનશ્યામભટ્ટ ગટ્ટુલાલજીને લઈ મુંબાઈ વસ્યા. અહીં બ્રહ્મસૂત્રનાં ભાષ્યોનો તેમને અભ્યાસ ચાલતો હતો.

અંધ બાલક પિતા પાસે વ્યાકરણ, કાવ્ય, નાટક, ચમ્પૂ વગેરે માત્ર શ્રવણથી શીખ્યા: અને એ ગ્રંથોના સતત પરિચયથી તેમને સંસ્કૃતમાં વાર્તાલાપ કરવાનું પણ સુલભ બન્યું. ચૌદથી અઢાર વર્ષ સુધીમાં તેમણે ષડ્દર્શન અને ખાસ કરીને પુષ્ટિ સંપ્રદાયના ગ્રંથોનો પરિચય કરવા માંડયો. બ્રહ્મસૂત્ર તથા તેનાં આઠ ભાષ્યોનું ગુરુમુખે અધ્યયન કર્યું. એ એક સાચી હકીકત છે કે એક ઇન્દ્રિય ઓછી થાય ત્યારે એનું બળ બીજી ઈંદ્રિયોનાં બળમાં વધારો કરનારું થઈ પડે છે. બાલપંડિતનાં આંતર્ચક્ષુ ઊઘડતાં એ વિશેષ અન્તર્મુખ બન્યા: અને એમને ધ્યાન, ધારણા અને સમાધિ આપોઆપ સિદ્ધ થયાં. મોટા થયે અષ્ટાવધાન અને આગળ જતાં સો જેટલાં અવધાનના પ્રયોગો કરવા માટેની જે અવધાનશક્તિ એમનામાં ખીલી નિકળી તેમાં તેમનાં આન્તર્ચક્ષુનો નાનોસૂનો ફાળો નથી.

પંડિતજીના ગાર્હસ્થ્ય જીવનમાં ડોકિયું કરાવના બે પ્રસંગો નોંધપાત્ર છે. તેમનું પહેલું લગ્ન સં. ૧૯૨૦માં ઓગણીસ વર્ષની વયે શ્રીપાર્વતીબાઈ સાથે થયું હતું પરંતુ તેમનું પરમ સંતોષભર્યું સહજીવન થોડાંક વર્ષ ટક્યું. પછી કેટલાંક વર્ષ એ વિધુર તરીકે એકલા રહ્યા અને સં. ૧૯૩૪માં ચોત્રીસ વર્ષની વયે તેમનું બીજું લગ્ન શ્રીરુકમાવતી સાથે થયું. તેને વૃદ્ધલગ્ન કહીને કવિ નર્મદાશંકર, બીજા સુધારકો અને પારસી પત્રકારો, પંડિતજી જેકે સદાચરી અને સાક્ષર હતા, છતાં તેમના ઉપર તે તૂટી પડયા. અધૂરૂં હતું તે તેમની જ્ઞાતિસંસ્થાએ કન્યા ઘેળે બહારની છે એમ કહી આ સાત્ત્વિક પંડિત ઉપર ખૂબ વીતાડયું. જ્ઞાતિ વરાળમાં ગૂંચવાઈ જનારને તે વખતમાં કેટલું સહન કરવું પડતું હતું તેનો ખ્યાલ આ પ્રસંગ ઉપરથી આવે છે.

પંડિતજી ઉમરેઠ પધાર્યા હતા ત્યારે તા. ૨૯–૧૨–૮૮ના દિને તેમને ત્યાં પુત્રી અવતરી પણ, તે તરત જ મૃત્યુ પામી. એમને પહેલી પત્નીનું કોઈ સંતાન નહોતું. અને બીજી પત્નીનું આ પ્રથમ સંતાન હતું, છતા તેના મૃત્યુ પછી પંડિતજીએ પોતાની લાગણીઓ ઉપર જે અપૂર્વ સંયમ બતાવ્યો હતો તે નોંધપાત્ર છે. તેમણે પ્રભુની અકળ લીલાને આધીન થઇ, ઉમરેઠમાં શરૂ કરેલી વ્યાખ્યાનાદિની પ્રવૃત્તિ તે દિવસે પણ ચાલુ રાખી હતી, અને નિખાલસ પંડિતાઇને અને જ્ઞાનને આચારમાં ઉતારવાનો લોકોને પ્રત્યક્ષ ઉપદેશ પૂરો પાડયો હતો.

પંડિતની આવી મહાનુભાવતાને લીધે જ તેમની માત્ર પાંત્રીસ વર્ષની વય હતી તે વખતે તેમને આર્થિક મદદ માટે એક ફંડ ભેગું કરી માનપત્ર સાથે રૂપિયા અઢારહજાર તેમના પ્રશંસકોએ અર્પ્યા હતા. તેનો સુંદર અહેવાલ તા. ૨૭–૪–૧૮૭૯ના પારસી અખબાર રાસ્ત ગોફ્તારમાં પ્રગટ થયો હતો.

પંડિતજીની ખાનગી દિનચર્યા તેમની પંડિત પરંપરાને છાજે તેવી હતી. તેમનો આખો દિવસ વિદ્યાભ્યાસમાં તથા અધ્યયન

અધ્યાપનમાં વીતતો. તે સાથે સેવાકાર્ય એ પોતાને હાથે જ કરતા, અને તેથી તેમનો આત્મા પ્રસન્ન રહેતો. સેવા વિષયમાં એમની કુશળતા અદ્ભુત હતી. પોતે નેત્રવિહીન હોવા છતાં, દેખતા માણસથી પણ ન થાય તેવાં સર્વ કાર્ય એ સ્ફૂર્તિથી અને સ્વચ્છતાથી કરતા. ઠાકોરજીને ધરાતા જુદા જુદા બારીક પ્રકારના શૃંગાર તેઓ પોતાને હાથે એવી સફાઇથી ધરાવતા કે તે જાણે નજરે જોઇને ખરા અનુભવીએ ધર્યા ન હોય! સાથે સાથે રાગરાગણીનાં કીર્તનો તેઓ તાલ અને સ્વરથી ગાતા; અને તેનો સાથ આપવા તાલમૃદંગ પણ પોતે જ વગાડતા.

શૌચ અને આચારનું પાલન પણ તેમનું ખરા હૃદયનું હતું. સેવામાં બેઠા પછી તેમનો સંધ્યાપાઠ અને જપનો વિભાગ એટલો બધો ચાલતો કે તેમનું આહ્નિક ખૂટતું જ નહિ; અને ઘણીવાર ભોજન કર્યા વગર તેઓ સાંજની સેવામાં ન્હાઈ, સેવા આહ્નિક વગેરે કરતા; અને રાતે બાર વાગ્યા પહેલાં તે પૂરું થયું હોય તો જ તે ભોજન કરતા; નહિ તો આહ્નિક સમાપ્ત કરી, થોડી નિદ્રા લઇ વળી સવારમાં એ જ કાર્યક્રમ પ્રમાણે ધર્મ કાર્યમાં લાગતા. આવી તપસ્યાની કડણાઇ છતાં, સાંજે સભાઓમાં હાજરી આપી ત્યાં બુલંદ અવાજે અને પ્રસન્ન ચિત્તે એ વ્યાખ્યાનો આપતા.

પંડિતજીના જીવનમાંથી બીજી મહત્ત્વની વાત એ દેખાય છે કે પ્રતિષ્ઠા કે ધનનો એમને બીલકુલ લોભ નહોતો. આ નિસ્પૃહી પંડિતે પણી પેઢીથી લુપ્ત થયેલા યજ્ઞોપવીત સંસ્કારવાળા શેઠ દેવકરણજીને તેમની ઇચ્છાથી યજ્ઞોપવીત ધારણ કરાવ્યું; ત્યારે તેમને ગુરુદક્ષિણા માગવાનું શેઠ તરફથી કહેવામાં આવ્યું; તે વખતે શેઠશ્રી પાસે આઠ લાખની મિલકત ગણાતી. અને પંડિતજીને માથે ઘરમંદિરની સેવા પૂજા ખાતાનું દેવું હતું. તેથી સૌ કોઇ ધારતું હતું કે તેઓ પોતાને માટે તો કંઇ નહિ માગે, પરંતુ શ્રીઠાકોરજીના મંદિર માટે

તથા તેના દેવા પેટે સારી રકમ માગશે; પરંતુ સૌના આશ્ચર્ય વચ્ચે તેમણે માત્ર ચંદનચર્ચિત પુષ્પ સાથે શ્રીફલની માગણી કરી! આખરે શેઠે શ્રીફલ ઉપર બે સોનામહોર મૂકી તે શ્રીફલ ગુરુના હાથમાં મૂક્યું. પ્રજ્ઞાચક્ષુ પંડિતજીએ તે જોયું નહોતું; પરંતુ તેમનું જ્યારે મહોર સંબંધી ધ્યાન ખેંચવામાં આવ્યું ત્યારે મહોર તેમણે પાછી લેવરાવી.

આ રીતે તેમણે કંઇપણ દક્ષિણા લીધી નહિ; ત્યારે શેઠે યજ્ઞોપવિત કાળ વીતી ગયા માટેના પ્રાયશ્ચિત્તરૂપે જે ગોદાનનો સંકલ્પ કર્યો હતો તેની, રૂપિયા પંદરસો–બે હજાર જેટલી થતી રકમ સ્વીકારવા તેમને વિનંતિ કરી. પંડિતજીએ કહ્યું, "એ દ્રવ્યનો હું અધિકારી નથી. એ રૂપિયા ગાય સંબંધી હોવાથી તે દ્રવ્યનો ગૌચરમાં ઉપયોગ કરજો." આ પ્રસંગની નોંધ મુંબાઇના પ્રસિદ્ધ અઠવાડિક 'ગુજરાતી'માં યથાર્થ રીતે લેવાઇ હતી. "દેના બેંકવાળા શેઠશ્રી દેવકરણના યજ્ઞોપવીત પ્રસંગે ગટુલાલજીએ દ્રવ્ય કરતાં ધર્મ જ શ્રેય છે તે દર્શાવવાને જ શિષ્યપ્રતિ જે ઉદારતા દર્શાવી તે દિવ્ય છે!" પંડિતજીના નિર્લોભીપણાનું આનાથી બીજું સચોટ દષ્ટાન્ત મળે તેમ નથી.

આજના! મુંબાઇના ભૂલેશ્વર ભાગમાં આવેલા કાવસજી પટેલના તળાવની પૂરેલી જમા પાસેના લક્ષ્મીનારાયણના મંદિરની તથા માધવબાગની સ્થાપનાનો ઇતિહાસ આ ચરિત્રમાંથી જાણવા મળે છે. આર્યસમાજનો પ્રચાર કરવા દયાનંદ સરસ્વતી મુંબાઇમાં ૧૮૭૫માં આવ્યા. તેના આક્રમક અહિંસનોને પહોંચી વળવા માટે સને ૧૮૭૬માં 'આર્ય સુધર્મોદય સભા'ની સ્થાપના ગો. શ્રી. નૃસિંહલાલજી મહારાજની પ્રેરણાથી મુંબાઇમાં થઈ. આ સભાનો ઉદ્દેશ વેદ સ્મૃતિ પુરાણ અને આચાર્યોના ગ્રંથોને અનુસરી ઉપદેશ કરવાનો હતો.

આ કાર્યમાં શેઠ વરજીવનદાસ માધવદાસે સારી મદદ કરી. મહાજનના એ નગરશેઠ હતા. તેમણે પોતે બી. એ. સુધી અભ્યાસ

કર્યો હતો; અને સાથેસાથે વેદ, પુરાણ આદિ ગ્રંથોનો પણ પરિચય સાધ્યો હતો. તેમણે સં. ૧૯૩૦ (૧૮૭૪) માં કાવસજી પટેલ તળાવ પાસેની ખુલ્લી જગા મોટા વિસ્તારવાળી ખરીદી, તેમાં ભવ્ય મંદિર બંધાવ્યું, અને વૈશાખ સુદી ૧૨ ને રવિવારે કચ્છ માંડવીવાળા ગો. શ્રીપન્નાલાલજીને હસ્તે શ્રીલક્ષ્મીનારાયણની પ્રતિષ્ઠા કરાવી. આ મંદિર તે મુંબાઈનો હાલનો માધવબાગ જે શેઠ વરજીવનદાસના પિતાના નામ ઉપરથી ઓળખાય છે. ને જ્યાં અનેક ધાર્મિક પ્રવૃત્તિઓ, કથાઓ, કીર્તનો, યજ્ઞો વગેરે થાય છે. આ જ 'માધવબાગ' ને સુધારક સર રમણભાઈએ 'ભદ્ર ભદ્ર'માં સનાતનીઓના મુખ્ય કેન્દ્ર તરીકે ગણાવીને, ત્યાં માધવબાગની સભાનું ઉપહાસમય ચિત્ર આલેખ્યું છે.

પંડિતજી ગૃહસ્થાશ્રમી જીવન ગાળતા હતા. પોતાને ઘેર બાલકૃષ્ણ પ્રભુની સેવા બિરાજતી હતી. તદુપરાંત તેમણે ધર્મના પ્રચાર અર્થે પાઠશાળા, પુસ્તકાલય, (માસિક) પત્ર, તથા પરિષદ(સભા)ની સ્થાપના કરી હતી. તેમની હવેલી સહજ રીતે વિદ્વાનો અને ધર્મપ્રેમીઓની ધર્મશાળા બની ગઈ હતી.

પંડિતજીએ ધાર્મિક જ્ઞાનપ્રચાર માટે તે સમયમાં સુલભ એવાં સર્વ સાધનો ઉપયોગમાં લીધાં હતાં. સભાઓ, વ્યાખ્યાનો, કથાઓ અને યજ્ઞાદિદ્વારા તેમણે આર્યધર્મનો પ્રચાર કર્યો હતો. ધર્મ પુસ્તકાલય, ગોસેવામંડલી અને વિદ્યાલક્ષ્મી પાઠશાલા-નો પણ તેમણે જ પ્રારંભ કર્યો હતો. 'આર્યસમુદય' માસિક તેમણે ચાર વર્ષ ચલાવ્યું હતું, અને 'આર્યસુધર્મોદય સભા'ની સ્થાપના પણ તેમની પ્રેરણાથી સં. ૧૯૩૨ માં થઈ હતી. તે કેવા સંયોગોમાં બન્યું તેનું રસિક વર્ણન ચરિત્રકાર શ્રી. વૈદ્યે આપ્યું છે. (પ્રકરણ ૧૩ મું)

પંડિતજીના ધર્મપ્રચારની નીતિ કદાપિ ખંડનાત્મક નહોતી; છતાં સ્વમતના બચાવરૂપે એ ગમે તેવો સામનો ઝીલવા તત્પર રહેતા. દયાનંદ સરસ્વતીએ સન ૧૮૭૫માં મુંબાઈમાં આવી, વેદધર્મ પ્રચારની સાથે બીજું ઘણુંઘણું ખંડનાત્મક કામ શરૂ કર્યું હતું. તેમની

પ્રવૃત્તિ દેખાવમાં વેદધર્મપ્રચારની હતી, પણ ખરી રીતે તેમનો પ્રચાર પ્રાચીન વૈદિક સનાતન ધર્મ, વર્ણાશ્રમ અને પુષ્ટિમાર્ગ સા હતો એમના પ્રચાર સામે વિરોધનો પ્રથમ સૂર કાઢનાર પંડિ ગટ્ટુલાલજી હતા

શરૂઆતમાં સુધારા પક્ષમાં રહી પંડિતજી ઉપર આક્ષેપો અ ટીકાઓ કરનાર કવિ નર્મદે તા. ૨૫-૫-૧૮૮૪ના રવિવારન "ગુજરાતી"માં નિર્મત્સર ભાવથી નોંધ લીધી કે: "પંડિત ગટુલાલ જીએ મૂળજી જેઠા વાળી કાપડ મારકીટના દીવાનખાનામાં કાશીન ગોસ્વામી મહારાજની આજ્ઞાથી અષ્ટાવધાનના અદ્ભુત ચમત્કાર કરી બતાવ્યા હતા. શીઘ્રકવિતાશક્તિ ને અષ્ટાવધાનની બાબતમાં પંડિ ગટુલાલજીની બરાબરી કરી શકે એવો અમારા જોવામાં કોઈ આવ્યે નથી. × × × અમે કહીએ છીએ કે પંડિત ગટુલાલજીની શીઘ્ર કવિતા, અષ્ટાવધાન અને વિદ્વત્તા માટે મુંબઈવાસી આર્યજનોને મગરૂર રહેવાને કારણ છે."

પ્રો. મણિલાલ નભુભાઈએ 'પંડિતજીનું જીવન તથા વ્યાખ્યાનોનો સંગ્રહ' સ. ૧૯૪૦માં પ્રગટ થયો હતો તેની નોંધ લેતાં લખ્યું હતુ કે "પંડિતશ્રી ગટુલાલજી જો કે આપણા આખા ભારતખંડમાં એક ધુરંધર પંડિત તથા શીઘ્રકવિ તરીકે પ્રસિદ્ધ છે. તેમની અદ્દ્ભુત શક્તિ અને વૈષ્ણવ ધર્મનું યથાર્થ રહસ્ય બતાવી શુદ્ધ ઉપદેશ આપવાની બુદ્ધિ પણ પુસ્તકમાં દૃશ્યમાન છે. એવા સદુપદેશ આપનારા શુદ્ધ વિદ્વાનો ભૂખે મરે છે ને કેવળ કુમાર્ગે લઈ જાય તેવા ઉપદેશવાળા આનંદ કરે છે. એ પણ વૈષ્ણવોની એક બલિહારી છે ને માણસની ધર્મ સમજવાની શક્તિને પણ જેમ લગાડે તેવી વાત છે"

મુંબાઈના મોટા મંદિરનો વહીવટ કરનાર ગો. શ્રીજીવનલાલજી મહારાજ વિદ્વાન હતા અને વિદ્વાનની કદર કરતા. તેમણે ગોપાલદાસકૃત ગુજરાતી વલ્લભાખ્યાનની ટીકા વ્રજભાષામાં રચી છે. અને અમદાવાદવાળા વ્રજરાયજીએ તે ઉપર સંસ્કૃતમાં ટીકા રચેલી છે.

તે ઉપરાંત શ્રીકૃષ્ણલીલા સંબંધી ઘણાં ધોળ અને ગરબા ગુજરાતી ભાષામાં રચ્યા છે. પંડિતજીએ ગો. જીવનલાલજીની વ્રજટીકા ઉપર નાની ટીકા લખી. 'નવાખ્યાન'ના સારભૂત નવ દુહા તેમણે હિંદીમાં રચ્યા છે. મૂળગ્રંથ સાથે ટીકાનો ભાવ સમજાવવા એક ટિપ્પણ તથા આખ્યાનનો ભાવ સમજાવનારો દુહો તેમણે મૂક્યો છે. પંડિતજીએ 'નવ'ની સંખ્યા ઉપર સુંદર કોટિ રચી છે. પંડિતજીને ગો. શ્રી. જીવનલાલજીનું સારું પીઠબળ હતું.

પંડિતજીએ સાંપ્રદાયિક વર્ષોત્સવની "ટિપ્પણી" પ્રકટ કરવાની પહેલ કરી જેથી નિર્ણયનિર્ણયમાં મતભેદ જેવું ન રહે. તેનું પ્રકાશન આજે છાસઠ વર્ષ થયાં પંડિતજીની સંસ્થાદ્વારા થયા કરે છે.

'વેદાન્તચિન્તામણિ' નામે પંડિતજીનો ગ્રંથ કેવી રીતે રચાયો તેની વાત જાણવા જેવી છે. પંડિતજી ગ્રંથ રાતે લખાવે અને તેમના પિતા ઘનશ્યામભટ્ટજી તે ગ્રંથ લખે. રોજ રાતે પંચોતેર અથવા સો શ્લોક એ લખાવતા. થોડા માસમાં આ કાર્ય પૂરું થયું. જ્યારે પિતા આખો ગ્રંથ વાંચી ગયા ત્યારે તેમાં પુત્રની શક્તિનાં તેમને સમ્યક્ દર્શન થયાં પછી તે ગ્રંથ છપાવવામાં આવ્યો.

જયપુરથી ચોસઠ પ્રશ્નો પુષ્ટિસંપ્રદાય સામે ધરવામાં આવ્યા હતા તેનું નિરાકરણ પંડિત ગોવર્ધન શર્મા ગટ્ટુલાલજીએ કર્યું હતું. આ પ્રશ્નોત્તરી પણ 'સત્સિદ્ધાંતમાર્તંડ' નામે છપાઈ છે.

અત્યાર સુધી કેવલ સાંપ્રદાયિક વિદ્વાન તરીકે પંડિત ગટ્ટુલાલજીની ગણના થતી આવી છે, પરંતુ શ્રી. વૈદ્યે લખેલું આ ચરિત્ર વાંચ્યા પછી સહેજે જાણી શકાશે કે સનાતન ધર્મના સર્વ સિદ્ધાન્તો અને આચાર-વિચારનો યોગ્યાયોગ્યતા ઉપર શ્રદ્ધેય વિચારસરણી રજૂ કરનાર એ હતાઃ એક તરફ સુધારક પક્ષ બીજી તરફ નિરીશ્વરવાદીઓ તથા ત્રીજી તરફ બ્રહ્મોસમાજ, પ્રાર્થનાસમાજ, આર્યસમાજ, થિયોસોફી અને સ્વામીનારાયણ સંપ્રદાયના સંયુક્ત મોરચા સામે અણનમ ઊભા રહેનાર ભારતમાર્તંડ પંડિત ગોવર્ધનશર્મા ગટ્ટુલાલજી એકલા હતા.

તમનુ વ્યાખ્યાનસાહિત્ય તથા તેમણે રચેલા અનેક ગ્રંથો પુનર્મુદ્રણને યોગ્ય છે એમ આ જીવનચરિત્રમાં તેમાંથી આપેલા અવતરણખંડો ઉપરથી જાણી શકાય છે. કેટલેક સ્થળે વિચારોની વિશદતા તથા ભાષાની સરલતા અભેદમાર્ગ પ્રવાસી પ્રો. મણિલાલ નભુભાઈની શૈલીની ખૂબ નજીક આવે છે. પ્રકરણ ૧૪માં આપેલો પંડિતજીનો ઈશ્વર સંબંધી નિબંધ શાળા–મહાશાળાની વાંચનમાળામાં સ્થાન પામે એવો સરળ છતાં સ્પષ્ટ અને મુદ્દાસર છે. અને પ્રો. મણિલાલ જેવાની ઉત્તમ શૈલીનું સ્મરણ કરાવે છે.

પંડિતજીમાં શાસ્ત્રીય જ્ઞાન અને કાવ્યશક્તિ તો હતાં જ; છતાં તેમણે સાધેલી શતાવધાન કરવાની કલાએ જ તેમને અનેક સ્થળોમાં અને સમાજોમાં અભૂતપૂર્વ પ્રસિદ્ધિ મેળવી આપી હતી. આ 'અવધાન શક્તિ' એટલે મનમાં કોઇ વસ્તુ સ્થિર કરી ઠસાવવાની શક્તિ. (પૃષ્ઠ ૧૫૨–૫૩) તેમનાં પ્રશંસકોમાં ભારતીય વિદ્વાનો અને રાજામહારાજાઓ જ નહિ, પરંતુ આંગ્લ અધિકારીઓ અને વિદ્વાનોએ પણ તેમની અવધાન શક્તિને મુક્તકંઠે અંજલિ આપી હતી. જર્મન પંડિત સર મોનિયર વિલિયમ્સ, મુંબાઇ હાઈકોર્ટના જજ અને ઈન્ડિયન નેશનલ કોંગ્રેસ (હિંદી મહાસભા)ના સ્થાપકોમાંના એક એવા સર વિલિયમ વેડરબર્ન પ્રો. પીટરસન, સર એડવીન આર્નોલ્ડ, સર રિચર્ડ ટેમ્પલ વગેરે જેવા તેમની અસાધારણ અવધાનશક્તિ ઉપર મુગ્ધ થયા હતા. વડોદરામાં દીવાન સર ટી. માધવરાવે એમના માનમાં પંડિતોની સભા ભરી હતી.

છતાં એ દુઃખની વાત હતી કે કંઈક તેજોદ્વેષથી સ્વસંપ્રદાયના મુખ્ય મુખ્ય ગોસ્વામી બાળકો પંડિતજીની ઉપેક્ષા કરી, તેમને હલકા પાડવાની ગંદી પ્રવૃત્તિમાં લાગેલ રહ્યા હતા. વૈષ્ણવોના પુષ્ટિ સંપ્રદાયના તથા સમગ્ર હિંદુધર્મના સમર્થનમાં તથા બચાવમાં તેમણે જે બુદ્ધિ શક્તિ અને શાસ્ત્રજ્ઞાન બતાવ્યાં હતાં તેની કદર કરવામાં તેમની લઘુમંથિ તેમને અંતરાયરૂપી બની હતી.

શતાવધાનનો બૌદ્ધિક પ્રયોગ કરી બતાવવામા પંડિતજીનો જે ઉદાત્ત હેતુ હતો તે તેમણે ૧૮૮૯માં એ જ્યારે ઉમરેઠના મંદિરમા સભા ભરતા હતા ત્યારે પ્રગટ કર્યો છે "આ પ્રયોગ નાટક-તમાશા રૂપ નથી, પણ આ પ્રમાણે મનને કેળવતાં એક કાળમા ઘણુ કામ થઈ શકે તથા લોકો ધર્મોપદેશ લેવા કેળવાય એ હેતુ છે જેમ વૈદ્ય ખાંડસાકરની સહાયતા લે છે તેમ હુ પ્રયોગની સહાયતા લઈ, ધર્મોપદેશ કરૂ છુ "

માંગરોલના દીવાન સુજ્ઞ ગોકુળજી ઝાલા જે તેમનાથી વીસ વર્ષે મોટા હતા તે તથા મનસુખરામ ત્રિપાઠી પંડિતજીને મુંબાઈમાં મળવા આવ્યા હતા, કારણ કે તેમને તેમની પાસેથી પિછેહિટ કરી સોમયજ્ઞ કરવો હતો જેનો સર્વ વિધિ પંડિતજીને સુવિદિત હતો

કાશીમાં એ ગયા ત્યારે 'ભારતેન્દુ હરિશ્ચંદ્ર સાથે તેમનો મેળાપ થયો હતો. તે મેળાપ હતો ભારતેન્દુ' સાથે 'ભારતમાર્તંડ'નો ત્યા શતાવધાનના પ્રયોગ બતાવતા તેમને 'સૌકવિ' અને 'શતાવધાનીનુ' પદ આપવામાં આવ્યુ હતુ બન્ને જણે ભારતની સંસ્કૃતિને પ્રકાશિત કરી હતી

સં ૧૯૪૧માં તેઓ જૂનાગઢ અને ભાવનગર ગયા હતા ત્યાં ગગા ઓઝા જે વાનપ્રસ્થમાં હતા તેમને પંડિતજી મળ્યા હતા એઓ એ નિરભિમાની અને ગુણજ્ઞ હતા

આ વખતે દયારામભાઈના પટ્ટશિષ્ય રણછોડભાઈ અમદાવાદ વડોદરા, ભરુચ, સુરત અને મુંબઈમાં આવી પહોંચ્યા હતા. તેમણે દયારામ ભાઈના પદો સંભળાવ્યા. દલપત તથા નર્મદા તેમના ગાયેલા પદોથી મુગ્ધ થયા હતા આ રણછોડભાઈ ગટુલાલજી તથા તેમના પિતા ઘનશ્યામ ભટ્ટને પણ મળેલા ત્યારથી પંડિતજીને દયારામભાઈમા રસ પડ્યો, અને સાથે સાથે પ્રાચીન ગુજરાતી કવિતામાં પણ રસ પડ્યો કવિ રત્નેશ્વરકૃત[1] 'ભાગવત દશમસ્કંધ'નો સમશ્લોકી દેશીબદ્ધ પદ્યઅનુવાદ પંડિતજીની પ્રેરણાથી જ ઠ સં ૧૯૭૨માં પટેલવદેશ ગોવર્ધનદાસ નાગરદાસભાઈદ્વારા પ્રસિદ્ધ કરાવ્યો એનું અર્પણ ગો શ્રીજીવનલાલજી મહારાજને કરેલુ છે

યજ્ઞો કરવામાં પંડિતજીની જે શ્રદ્ધા અને ભક્તિ હતાં તે નીચેના પ્રસંગ પરથી જાણી શકાય છે. સં. ૧૯૩૪મા મુંબાઈમાં વરસાદ ન આવવાથી દુકાળની ભીતિ ઊભી થઈ અને લોકો બેચેન બન્યા. તેથી ગુજરાતી મહાજનના શેઠ શ્રી મુળજી જેઠા વગેરે પંડિતજી પાસે વર્ષા લાવવાના કોઈ ઉપાય માટે વિનંતિએ આવ્યા. તેમની ઉપર કૃપાળુ બનીને પંડિતજીએ મારકીટમાં યજ્ઞ કરવાનું નક્કી કર્યું. 'યજ્ઞથી પર્જન્ય વરસે છે' એ ગીતા-વાક્ય ઉપર ભરોસો રાખી, પર્જન્યયજ્ઞ માટે પોતે શૃંગીઋષિનું પદ લઇ યજ્ઞવિધિ કરી, મારકીટના કૂવામાં ઊતર્યાં. તે વખતે તેમણે કાળાં વસ્ત્રો પહેર્યાં હતાં. અને કલાકો સુધી યજ્ઞની ક્રિયા માટે તેમણે મંત્ર જપવા માંડયો; પણ વરસાદ ન આવ્યો અને યજ્ઞ ને મંત્રની પૂર્ણાહુતિ થવા આવી : પંડિતજી પણ કૂવાની બહાર આવ્યા.

આથી કેટલાક અશ્રદ્ધાળુઓમાં શાસ્ત્ર પ્રત્યે અશ્રદ્ધા ઉત્પન્ન થઈ, અંદરઅંદર તેઓ વાતો કરવા લાગ્યા; પંડિતજીના ચકોર કાન આ બધું સાંભળતા હતા; છતાં તેને ન ગણકારી, પરમાત્મા ઉપર દૃઢ ભાવ રાખી અવભૃથ સ્નાન કરવા માટે એ સમુદ્ર ઉપર જવા તૈયાર થયા તે વખતે તેમની સાથે આવતા જનસમૂહને તેમણે કહ્યું કે 'સાથે છત્રીઓ રાખવી ઠીક પડશે.' કોઇ ડાહ્યું ડાકણી કરીને કહ્યું, 'ગુરુજી! તાપ સખ્ત પડે છે, માટે આપ છત્રી લેવાનું કહો છો?'

પંડિતજીએ તેનો ઉત્તર આપ્યો નહિ. હજારો લોકો સાથે સમુદ્ર-સ્નાન કરવા તે ઉપડયા. ત્યાં સાગરનું વિધિસર પૂજન કરી સ્નાન કર્યું, કપડાં બદલી ઘર તરફ જવા તૈયાર થયા. એટલામાં ઓચિંતાં આકાશમા વાદળાં દેખાવા લાગ્યાં, ને થોડે છેટે ગયા ન ગયા ત્યાં તો વરસાદનાં ફોરાં પડવા લાગ્યાં, પછી તો જોરથી વર્ષા થઇ. મેઘ ગાજ્યો અને તે સાથે અશ્રદ્ધાળુની અશ્રદ્ધા પણ છિન્નભિન્ન થઈ ગઈ. તેમણે પંડિતજીની માફી માગી. આ ખરો બનેલો પ્રસંગ છે જેમાં પંડિતજીની વિદ્યા તથા ઇચ્છા શક્તિનો અપૂર્વ વિજય થયો હતો.

સને ૧૮૯૭ માં મુંબઇમાં બ્યુબોનિક પ્લેગ ફાટી નિકળ્યો.

આથી પંડિતજીને લખતરના ભગવદીય મહારાણાએ આગ્રહપૂર્વક લખતર બોલાવી લીધા. એટલે એ, ઠાકોરસેવા તથા પુસ્તકો સહિત ત્યાં પધાર્યા. ત્યાંથી થોડા માસ પછી એ ભાવનગરમાં વૈશ્યોને ઉપવિત-સંસ્કાર આપવા ગયા. ભાવનગર નરેશે તેમનો સત્કાર કર્યો; ત્યાંથી વચમાં એ જૂનાગઢ પોતાને મોસાળ જઈ આવ્યા. ભાવનગર આવ્યા ત્યારે તેમની પાંચ માસની પુત્રીના જન્મ પછી તેમનાં પત્ની સુતિકા રોગથી પીડાતાં હતાં. પ્રખ્યાત ઝંડુભટ્ટજીએ તેમનો ઉપચાર કરવા માંડ્યો હતો. દરમિયાન પંડિતજીની પ્રકૃતિ અસ્વસ્થ થવા લાગી હતી. તેમણે છેલ્લવહેલો એક સભાવિનોદ ત્યાં કરાવ્યો એક તરફ પત્નીની તબિયત તો બરાબર નહોતી જ, એટલામાં તો એમની અવસાન-ઘડી આવી ગઈ!

ત્રેપન વર્ષની પ્રમાણમાં નાની ઉંમરે 'नमोस्त्वनंताय सहस्रमूर्तये' એ શ્લોક ઉચ્ચારતાં તેમનો આત્મા ગોલોકમાં ચાલ્યો ગયો.

પંડિતજીએ 'ગોવર્ધન' સંજ્ઞાથી ગુજરાતી કવિતા રચી છે. તેની વાનગીરૂપે નીચેની 'ઈશ્વર પ્રાર્થના' ઉતારી આ પરિચય પૂરો કરીએ:-

(રાગ) પીલુ-બરવો

સહુ જન સુખી રાખો હરિરાય—
તનથી મનથી ધનથી જનથી દુઃખિત કોઈ ન થાય—સહુ જન૦
શ્રુતિસંમત મંગલ ઉપદેશ, કુપથ સંગ વિસરાય,
કાલ વિશાલ નિરર્થ ન ખોતાં, અર્થ સમર્થ ભરાય—સહુ જન
થાય વિરામ નિકામ કામનો, કુશલ જ કામ કરાય,
ગોવર્ધન પ્રભુ આપ કૃપાથી, ભક્તિદ મુક્તિ વરાય—સહુ જન૦

શ્રી. ચીમનભાઈને આ ચરિત્ર લખવા માટે અનેકશઃ ધન્યવાદ ઘટે છે.

ચૈતન્યધામ, પ્રતાપગંજ.
વડોદરા ૨.
ગોપાષ્ટમી, સં. ૨૦૧૨

મંજુલાલ ર. મજમુદાર

# પ્રાક્કથન

પ્રભાતના પહોરમાં, અરુણોદયના મધુરા પ્રકાશે સરોવરનાં કમળ ખીલી ઉઠે છે, તેમ માનવ જીવનનાં હૈયાં સંત, ભક્ત, પંડિત ને મહાત્માઓનાં જીવનનાં પ્રેરણાભર્યાં દર્શનથી ખીલી ઉઠે છે. મહાત્માઓનું જીવન મઘમઘતા ફુલોની સુવાસ છે. જેને જેને તે સુવાસ સ્પર્શે છે તેઓ જરૂરથી પોતાનાં જીવનને સુવાસિત કરી ધન્ય બને છે. મહાત્મા ગટ્ટુલાલજી એક મહાન સંસ્કૃતાચાર્ય, કવિ, વ્યાકરણશાસ્ત્રી, વેદાંતાચાર્ય, ધર્મોપદેશક વગેરે હતા. પણ તે ઉપરાંત તેઓ એક મહામાનવ હતા. તેમણે પોતાના જીવનમાં કદી પોતે બીજા કરતાં મોટા છે એવું માન્યું નથી, તેથી તેમના મંદિરે અતિવિદ્વાન કે સત્તાધને શિરાજતા માનવને જે પ્રેમ ને સૌમ્યતાનાં દર્શન થતાં, તેવાં જ તેમનાં પ્રેમ ને સૌમ્યતાનાં દર્શન એક હાલી મવાલી પોતાના જીવનનો ભાગ્યો તુટ્યો મર્મ સમજવા તેમના મંદિર જતાં કરતો. પંડિતજીને રાજાઓ, વિદ્વાનો, ધનાઢ્યો તથા આમ પ્રજા તરફથી પુષ્કળ માન ને પદવીઓ મળી હતી છતાં, તે માન અને પદવીઓનું અહં તેમને સ્પર્શી શક્યું નહતું. તેઓ વિદ્વાન હોવા છતાં પૂર્ણ ભક્ત હતા. તેમની ભક્તિમાં બહારનો દેખાવ ન હતો.

શ્રીમહાપ્રભુજી શ્રીસુબોધિનીજીમાં કહે છે કે "હે કૃષ્ણ જ્યાં સુધી માણસો તારા સેવકો (ભક્તો) ન થાય ત્યાં સુધી સંસારના રાગ વગેરે ચોરો તેમના વિવેક ધૈર્ય રૂપી ધનને લૂટે છે ને તેનું ઘર તેના માટે જેલ બને છે, ને પુત્ર પગની બેડી બને છે. પણ ભક્ત થતાં તેના સંસારમાં ભગવદ્દૃષ્ટિને વ્યવહાર પ્રવેશે છે. તેથી તે સર્વમાં ભગવાન જુવે છે ને સર્વ તરફ પ્રેમ ભરેલું વર્તન રાખે છે. પછી ઘર જેલ ન થતાં મંદિર બને છે, ને તેવા મંદિરે આવનાર દરેક જીવનના આત્મામાં શાંતિ ને આનંદ છવાય છે, ને પુત્ર વગેરે બેડીરૂપ ન થતા સેવાના [illegible]માં સહાયક બને છે." પંડિતજીનું જીવન ઉપર બનાવેલા આદર્શોને

અનુરૂપ હતું. તેમનું જીવન ઉચ્ચ કક્ષાના મહાત્માઓ જેવું ઉજ્જવલ હતું ને તેમના મંદિરનાં દ્વાર સર્વેને સત્કારનાં હંમેશ ખુલ્લાં રહેતાં. તેમને બે પુત્રીઓ થયેલી જે ઘણી જ અલ્પાયુષી નીવડી. એક પુત્રી તો જન્મતાં સાથે મરણ પામી છતાં, પંડિતજીએ પોતાનાં નિત્યકર્મ ને પ્રવચન સરિતાનાં વહેણની જેમ પ્રથમ પેઠે ચાલુ રાખ્યાં હતાં.

પંડિતજી તે વખતના યુગમાં વંદનીય મહાત્મા ગણાતા. ભગવાને તેમને જે લક્ષ્મી, વિદ્યા, વાણી ને ચિંતનાત્મક બુદ્ધિ આપી તે તેમણે દીન–દુ:ખીઓના આત્માને સંતોષવામાં સારી રીતે વાપરી, ને તે અંગે જે કંઈ ઋણ વગેરે સહન કરવુ પડે તે બધું પ્રસન્ન ચિત્તથી સહ્યું. તેમના જેવા પરોપકારી મહાત્માએ મુંબાઈમાં આર્ય સંસ્કૃતિના સંરક્ષણ માટે સભા, પુસ્તકાલય, પાઠશાળા, પત્ર ને મંદિરદ્વારા સર્વાંગી પ્રયાસ કર્યો હતો. વળી દુષ્કાળ, અનાવૃષ્ટિ, ગૌરક્ષા, સ્ત્રી ને બાળકોની કેળવણી, તથા બાળલગ્નના વિરોધમાં તેમણે ઉત્તમ પ્રયાસ કરેલા, ને તે માટે સતસાહિત્ય પ્રગટ કર્યું હતું. તેમનું આખું જીવન ભગવાનના ચિંતનમાં વ્યતીત થયું હતું, લોકો પણ ભગવાનની ભક્તિ બુદ્ધિ પૂર્વક કરે તે માટે તેઓ ધર્મોપદેશ કરતા ને પુસ્તકો પ્રગટ કરતા. નાસ્તિકવાદના પ્રચાર સામે તેમણે ભારે ઝુંબેશ ઉપાડેલી, ને તે માટે બાળનિબંધોથી માંડી સંસ્કૃત ને ગુજરાતી ભાષામાં ગંભીર લેખો લખ્યા હતા આવા એક પરમ પુરુષાર્થી મહાપુરુષનું જીવન પ્રગટ કરતાં કોને આનંદ ન થાય!

આ જીવન લખવાની પ્રેરણા મને કેવી રીતે પ્રાપ્ત થઈ તેનું ટૂંકું વર્ણન નીચે મુજબ છે. સં. ૧૯૭૬ પછી મહાત્માજી આફ્રિકાથી ભારતવર્ષમાં આવ્યા. તેમણે સત્યાગ્રહાશ્રમ અમદાવાદમાં ચાલુ કર્યો ને નવજીવન પત્ર શરૂ કર્યું તેની અસરથી મોડાસામાં ગાંધીજીના આદેશ મુજબ સ્વદેશી ચળવળ, રેંટિયા ને ખાદીની પ્રવૃત્તિ સારી રીતે વિકસી હતી ને ઋષિકુળ જેવું એક સુંદર વિનયમંદિર સ્થાપવામા આવ્યું

હતું, ને નવજીવન વાંચવાની આખા ગામમાં સગવડ કરવામાં આવી હતી. આ બધી દેશહિતૈષી ચળવળ શરૂ કરનારા સારા પ્રતિષ્ઠિત વૈષ્ણવોના કેળવાએલા પુત્રો હતા. તેઓ બધા મારા પિતાજીથી થોડા નાના મોટા હોવાથી અમારા દવાખાને આવતા. મારા પિતાજી સ્વદેશી વસ્તુના વપરાશમાં માનતા ને સ્વદેશપ્રેમ પણ પુષ્કળ હતો વળી તેઓ સનાતની વિચારના વૈષ્ણવ હતા. તેથી અમારા દવાખાનામાં ગાંધીજીના વિચાર ને કાર્યોની ચર્ચા થતી, સાથે સાથે સનાતન ધર્મ અને પુષ્ટિમાર્ગ વિષે સારી ચર્ચા થતી. તે વખતે પંડિત ગટ્ટુલાલજીની વાત નીકળતી ને તેમણે ધર્મસંરક્ષણ માટે જે મહા પ્રયત્ન કરેલો તેની પ્રશંસા થતી; વળી નવા વિચારોની આંધીમાં ઘણા સુધારકો ને વિચારકો અટવાઈ ગયેલા, તેમને પંડિતજીએ આર્ય ધર્મની ખૂબી પ્રેમથી સમજાવી આર્ય ધર્મમાં રસ લેતા કર્યા હતા, તેવી વાતો થતી. આ વાતો સાંભળીને મારા નાના ને કુમળા મગજમાં પંડિતજી માટે માન અને સદ્‌ભાવ ઉત્પન્ન થયો હતો. ત્યારપછી સં. ૧૯૯૨થી હું હીંદી મહાસભા ને વૈષ્ણવ ધર્મની યથાશક્ય સેવા દવાખાનાના બચત સમયમાં કરવા લાગ્યો. તે દરમિયાન શ્રીમહાપ્રભુજી શ્રીગોપીનાથજી, શ્રીવિઠ્ઠલેશ પ્રભુ વગેરે પુસ્તિકાઓ પ્રગટ કરી. આ દરમિયાન ગો.વા. શ્રી. મોહનલાલ ગાંધી, શ્રી. પુનમચંદ દોશી વગેરેને ઘણી વખત મળવાનું થતું, તેના પરિણામે સંવત ૧૯૯૮ માં અખિલ ભારતીય ધોરણે શ્રીશુદ્ધાદ્વૈત સંસદ સ્થપાઈ ને તેના તરફથી વિવિધ પ્રકારનું નવી દષ્ટિવાળું સાહિત્ય પ્રગટ થવા માંડ્યું. તે સંસ્થાના પ્રાણસમા માનનીય કાર્યકર ગો. વા. મોહનભાઈ ગાંધીની પ્રેરણાથી રાજા આસકરણ, ગો. શ્રીદેવકીનંદનાચાર્યજી, શ્રીગોકુલેશ આખ્યાન પ્રાગટ્ય મંગલ વગેરે અનેક પુસ્તકો લખ્યાં ને પ્રગટ થયાં. ત્યારબાદ તેમની ને ૫. ભ. શ્રી.પુનમચંદભાઈ દોશીની પ્રેરણાથી પંડિતશ્રીનું જીવન લખવાનું સં. ૨૦૦૧ના ભાદરવા સુદ ૨ને શનિવારે શરૂ કર્યું. ત્યારબાદ મારા જીવનમાં અનેક અસાધારણ પ્રસંગો બની ગયા. ૫. ભ.

શ્રી. મોહનભાઇ સં. ૨૦૦૬માં ગોલોકવાસ પામ્યા. થોડા વર્ષો બાદ સંસ્થાની પ્રવૃત્તિ પણ સંકોચ પામતી ચાલી. પણ આજે બાર વર્ષે આ જીવન પ્રગટ કરતાં આનંદ અનુભવું છું.

જીવનચરિત્રમાં ઇતિહાસ નવલકથા, નવલિકા, નિબંધ વગેરે અનેક વસ્તુઓનો સમાવેશ થાય છે, તદ્દુપરાંત તેમના જમાનાના સંસ્કૃતિ દર્શનનો પણ સારો ખ્યાલ આવે છે. જેમ નવલરામ મહિપતરામ, નર્મદાશંકર કવિ વગેરે આપણા વિદેહી સુધારકોનાં જીવન આપણાં સમાજની જડતા ને રૂઢિચુસ્તતાનો ખ્યાલ આપે છે, તેમ પંડિત ગટ્ટુલાલજી જેવા સાંસારિક સાધુઓનાં જીવન જડતા ને રૂઢિચુસ્ત સમાજના અંધારપટમાં આર્ય ધર્મના અરુણોદયનો ખ્યાલ આપે છે. તે કાલની મર્યાદાએ આજે અપણા આર્ય ધર્મમાં ઘણું પરિવર્તન થયું છે. તે પરિવર્તનમાં મહાત્માજીનો ફાળો મોટો છે. આંગણીસમા સૈકાની શરૂઆતમાં જે પૂર ધસમસતુ આવી આપણા આર્ય ધર્મને ડુબાડવા પ્રવૃત્તિ કરી રહ્યું હતું, તે પૂરમાંથી બચાવવા માટે જો હમર્ષિ દયાનંદ, શ્રેયસાધક વર્ગના આચાર્ય નૃસિંહાચાર્યજી, પંડિત ગટ્ટુલાલજી, સ્વામી વિવકાનંદ થીઓસોફિના સ્થાપક મેડમ બ્લવેટસ્કી તથા એનીબીસેંટ વગેરે ન થયાં હોત તો આર્ય ધર્મની દશા અત્યારે કેવી હોત તે કલ્પવી મુશ્કેલ છે! પણ સદ્ભાગ્યે ત્યારપછી પણ આર્ય ધર્મના ઉત્કર્ષમાં ઉત્તરોત્તર અનેક મહાપુરુષો જન્મ્યા ને છેવટે મહાત્માજીએ આર્યધર્મ સનાતનધર્મ કે હિંદુધર્મને પોતાના જીવન ને આચરણથી એવો પ્રતિભાવંત બનાવ્યો કે આજે તે દુનિયાના ધર્મોમાં અતિ મહત્ત્વનું સ્થાન ભોગવે છે.

પંડિતજીનું જીવન ને સાહિત્ય વિસ્તારથી સમજાવે તેવો કોઈ પણ ગ્રંથ આજ સુધી પ્રગટ થયો હોય તેમ લાગતું નથી. પંડિતજીની વિદ્યમાન અવસ્થામાં તેમના શતાવધાનના પ્રસંગો વખતે અનેક દૈનિક પત્રોમાં તથા માસિકોમાં પંડિતજીના જીવનનો પરિચય કરાવતા લેખો આવતા. આવો એક સુંદર પ્રયત્ન વૈષ્ણવ ગુરુ ધર્મ કર્મ નામના ગ્રંથમાં શ્રી. રામદાસ કાશીદાસમોદીએ કર્યો હતો. તે તેમાં પંડિત-

જીની અસાધારણ વિદ્વત્તાનો પરિચય કરાવવામાં આવ્યો છે. પંડિતજીના ગોલોકવાસ પછી જુનાગઢની વિદ્યાવિલાસ સભા તરફથી સં. ૧૯૫૫ માં સદુપદેશ માર્તંડ નામે ગ્રંથ પ્રગટ થયો. તેમાં ચાલીસ પાનામાં પંડિતજીના જીવનનો પરિચય છે. તે ગ્રંથના ૩૯ મા પાને લખવામાં આવ્યું છે કે સાક્ષર શ્રી. મણીલાલ નભુભાઈ જે પંડિતશ્રીના સ્વરૂપના અનુભવી હતા તેમણે આ પ્રસંગે અમને લખ્યું હતું કે પંડિતશ્રી જેવા અદ્વિતીય મહાત્માનું જીવન લખવું અતિ આવશ્યક છે. ને પ્રારબ્ધ હશે તો આ હાથથી જ તે લખાશે." પરંતુ આ જ વર્ષમાં મણિભાઈ વિદેહ થયા. એટલે તેથી પંડિતજીનું જીવન યથાર્થ લખી શકાયું નહિ. ત્યાર બાદ કવિ શિવાનંદે જીવન સ્મરણ નામે પુસ્તિકા કાવ્યમાં બહાર પાડી. તે દરમિયાન આર્ય પત્રિકામાં પંડિતજીના જીવનના થોડાક પ્રસંગો ચર્ચાયા હતા. ત્યાર પછી સં. ૧૯૬૩ માં સંપ્રદાય સ્વરૂપ નામના ગ્રંથમાં વે. શા. રા. રા. શ્રી વિષ્ણુવાચાર્ય ના સંસ્કૃતના ૨૪ પાનામાં પંડિતજીનું જીવન પ્રગટ કર્યું, તેવી રીતે શ્રી. હીરાલાલ શ્રોફે વિદ્વચ્ચરિત પંચકમાં પંડિતજીનું જીવન પ્રગટ કર્યું. સં. ૧૯૭૨ માં તેવી રીતે સચિત્ર સાક્ષરમાળા મહાજન મંડળ વગેરે ગ્રંથોમાં પંડિતજીનું સંક્ષિપ્ત જીવન પ્રગટ થયેલું.

છેલ્લો પ્રયત્ન સં. ૧૯૯૯માં શાસ્ત્રીજી હરિશંકર ઓંકારજીએ સત્ સિદ્ધાંત માર્તંડ ગ્રંથમાં ૨૭ પાનામાં સંસ્કૃતમાં જીવન લખ્યું છે. સંવત ૧૯૯૭ માં ૨૨-૧૨-૪૧ રેડિઓસ્ટેશન મુંબાઈથી શાસ્ત્રી વસંતરામે પંડિત શ્રી. ગટુલાલજી ઉપર વાર્તાલાપ કર્યો હતો.

પંડિતજીના જીવનચરિત્રની પ્રાપ્તિ માટે મે ઠીકઠીક પ્રયત્ન કરેલો. તેના માટે મેં ગુજરાતી પત્ર સાપ્તાહિક મુંબાઈની જુની ફાઈલો જોયેલી ને તે સગવડ કરી આપવા માટે ગો. વા. છોટારામભાઈના સુપુત્રો સુ. શ્રી. નટવરલાલભાઈ વગેરેનો આભારી છું. જો તેમણે મને ઉપલી સગવડ ન આપી હોત તો આ ચરિત્ર આવી જાતનું ન જ લખાત. આ કામ માટે શરૂઆતમાં હું મુંબાઈ ગયેલો ત્યારે

ગો. વા. ધીરજલાલભાઈ સાંકળીયાને ખખ્ખર બિલ્ડિંગમાં મળેલો. તેમણે મને સદુપદેશ માર્તંડ, ગ્રંથ આપેલો. પણ થોડા માસ પછી તેમણે તે ગ્રંથ પારકો હોવાથી મંગાવી લીધેલો તેથી મેં તે પાછો મોકલી આપ્યો. વળી કાંકરેલીનાં પુસ્તકાલયમાં આ વિશે તપાસ કરેલી. ત્યારબાદ ગો. વા. મોહનભાઈ ગાંધીએ મને સદુપદેશ માર્તંડ, આર્ય સમુદય પત્ર લાવી આપ્યાં. આમ જીવનચરિત્ર ભેગું કરવા માટે મેં અનેક પ્રયત્ન કરેલા. તેના પરિણામે આ ગ્રંથ આજે તૈયાર થાય છે. આ સિવાય ગો. વા. વસંતરામ શાસ્ત્રી, જાણીતા સાહિત્યકાર પ. ભ. શ્રી કેશવરામ શાસ્ત્રી, પાટણના પ. ભ. શ્રી રમણિકલાલ પોપટલાલ શાહ તથા વૈદ્યશાસ્ત્રી માધવજી ગોપાલજીએ કેટલાક પ્રસંગો મને લખાવ્યા હતા, તે બદલ તે સૌનો આભાર માનું છું.

પંડિતજીનું જીવન અત્રે જે આપ્યું છે તે સાગરમાં મળતી એક સરિતા જેવું એ, બાકી તેમના જીવનના અનેક બનાવો ને પ્રસંગો છે, તેનું સંશોધન ન થાય ત્યાં સુધી તેમના તેજસ્વી ને પ્રતાપી જીવનનો ખ્યાલ આપણને અધૂરો રહેવાનો! જેમ ભક્ત કવિ દયારામ માટે જાણીતા સાહિત્યકાર શ્રી શંકરપ્રસાદ છ. રાવળે તેમનું ક્ષર જીવન લખ્યું, ને તેમનું અક્ષરજીવન પંડિતયુગના સમર્થ દૃષ્ટા શ્રી. ગોવર્ધનરામભાઈએ લખ્યું તથા ગો. વા. તેલીવાળા તથા પ્રો. જેઠાલાલ શાહે દયારામના અક્ષર જીવન માટે ગ્રંથો પ્રગટ કર્યા. તેમ પંડિતજીના જીવન માટે થવું જોઈએ.

પંડિતજીના જીવનના કેટલાક પ્રસંગો કોઈ કોઈ વખત આપણા સામયિકોમાં આવે છે. કુમારમાં ઘણા વર્ષો પહેલાં આવો એક પ્રસંગ આવેલો કે, ગણપતિને બિલાડી ખાઈ ગઈ એમ એક જણે વક્રોક્તિમાં સંસ્કૃતમાં કહ્યું, તેનો ઉત્તર પંડિતજીએ સંસ્કૃતમાં સરસ આપેલો. તેવી રીતે એક વખત સારી સ્મૃતિવાળા વિદ્વાને પંડિતજીને કહેલું કે તમે ગમે તેટલી ઝડપથી કવિતા બોલો હું તે લખી લઈશ. પંડિતજી આહીર લોકો ગાયોને બોલાવે છે તે રાગમાં કાવ્ય બોલ્યા. તે નવી

ભાષાથી તે વિદ્વાન શરમાઈ ગયો. વળી અંગ્રેજી કેળવણી પામેલાઓએ જુનાગઢમાં જ્ઞાન પ્રસારક સભા સ્થાપી. તેમાં મજમુંદાર જયસુખરાય (શ્રી વિનોદરાય વકીલ અમરેલીવાળાના પિતાજી) જોડાએલા. સં. ૧૯૩૧માં દયાનંદ સરસ્વતીએ વેદમાં મૂર્તિપૂજા નથી એવા વિચાર ફેલાવ્યા તેની અસર જયસુખરાયભાઈ ઉપર થઈ. રઘુનાથરાયભાઈ (મહર્ષિ દયાનંદના દાદા!) તેમણે તેમને પંડિતજીના પરિચયમાં આવવા સલાહ આપી તેમની સલાહથી તેઓ પંડિતજીને મળ્યા ને મૂર્તિપૂજા વિષે તેમની શંકા નિવૃત્ત થઈ ને પોતે ભક્ત બન્યા. પછી પોતે કાવ્યોમાં ગાવા લાગ્યા કેઃ–

આહા! રૂપ કહું શું પ્રભુનું આજે સૂર્ય ચંદ્ર શચીપતિ લહે.
વળી બીજા કાવ્યમાં ઈન્દ્રવજ્રા છંદમાં ગાયું છે કે;
જગતપિતા બાળક રૂપ ધરિને રમે જમે છે,
ઘરમાં પધારીને અનેક લીલા મનભાવતી કરે છે.

આમ પંડિતજીની છાયા આપણે ત્યાં ને બીજા પ્રદેશોમાં સારી રીતે પડી હતી.

આ ગ્રંથ પ્રગટ થવામાં રૂા. ૧૨૫)ની આર્થિક સહાય ગો. વા. જમનાદાસ દ્વારકાંદાસ મણીયારે કરી છે, જેમણે આ પૂર્વે રાજ આશકરણ વગેરે જીવન પ્રગટ કરવામાં સહાય કરી હતી. આ રકમ તેમના ભાણેજ ગોકલદાસે તેમના ગોલોકવાસ પછી આપી હતી. રૂા. ૨૦૦) અંકે બસો રૂપિયા મોડાસાનાં વૈષ્ણવબાઈ ચંચળબહેન સ્વ. લક્ષ્મીદાસ લલ્લુદાસનાં પુત્રીએ આપ્યા છે, જેણે પોતાની બધી મિલકતનો સદ્વ્યય કર્યો છે. રૂા. ૧૦૦) અંકે સો જાણીતા ખડાયતા જ્ઞાતિના કાર્યકર ભાઈશ્રી ડોસ્દાસ ખેમચંદ શાહે તેમનાં ગો. વા. માતુશ્રીની સ્મૃતિમાં આપ્યા છે. તેવી રીતે રૂા. ૧૫૦) અંકે દોઢસો રૂપિયા ભાઈશ્રી દ્વારકાંદાસ વેણીચંદ શાહ જે માલેગાવના એક પ્રતિષ્ઠિત વેપારી છે ને એક સદ્ભાવી વૈષ્ણવ છે તેમણે આપ્યા છે ને રૂા. ૧૫૦ અંકે દોઢસો જાણીતા સેવાભાવી વૈષ્ણવ શ્રી ચુનીલાલ શા. ગાંધીએ

આપ્યા છે, જેમણે ધાર્મિક સાહિત્ય છૂટથી પ્રગટ કરવામાં હજારો રૂપિયા ખર્ચ્યા છે. ખૂટતી રકમ આસરે ત્રણસો રૂપિયા શ્રીમોહનભાઈ સ્મારકની રકમમાંથી ખર્ચ્યા છે. વળી આ ગ્રંથનો સત્કાર લખી આપવા માટે જાણીતા સંશોધક ને સાહિત્યકાર પ્રો. મંજુલાલ ર. મજમુદારનો ખાસ આભાર માનવાની તક લઉં છું. તેમણે સત્કારમાં આ ગ્રંથનો ટૂંક પરિચય સારી રીતે કર્યો છે તે આ ગ્રંથનું ભૂષણ છે.

ડૉ. ચીમનલાલ મ. વૈદ્ય

# પ્રકાશકનું નિવેદન

यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ।
अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहम् ॥

જ્યારે આર્યધર્મ–સનાતન ધર્મ પર આક્રમણ થાય છે ત્યારે પ્રભુ પોતે પૂર્ણ, અંશ, કલા કે આવેશ–રૂપે પ્રકટ થઈ ધર્મનું પુનઃ સ્થાપન કરે છે.

સનાતન ધર્મ પર જ્યારે ચારે બાજુથી સુધારકો તથા અન્ય ધર્મીઓના પ્રહાર થઈ રહ્યા હતા તેવા વિકટ સમયમાં પંડિતજીનું પ્રાકટ્ય તે ખરેખર ઈશ્વરી સંકેત જ હતો. માત્ર આઠ જ વર્ષની વયમાં પંડિતજીનું વિનયન થવું અને છતાં, સર્વ વિદ્યામાં પૂરેપૂરી નિપુણતા પ્રાપ્ત કરવી એ સાધારણ બાબત ન હતી પણ ઈશ્વર પોતાની શક્તિઓને ક્યાં ક્યારે અને કેવી રીતે પ્રકાશે છે તે કોણ કળી શકે!

શુદ્ધાદ્વૈત સંસદની સ્થાપના થઈ ત્યારથી જ કેટલીક બાબતોનો વિચાર કરેલો – તેમાં પુષ્ટિમાર્ગીય ઇતિહાસ માટે સંશોધન કરી તેના ભિન્ન વિકાસમાં જેનો જેનો ફાળો હોય એવા વ્યક્તિઓનો યથાશક્ય ઇતિહાસ બરાબર ક્રમબદ્ધ મેળવવો, એ સંસ્થાનો એક આશય હતો. અનુગ્રહનું પ્રકાશન 'વીસમી સદીના પુષ્ટિમાર્ગીય લેખકો' એ આ દિશામાં પ્રથમ પગથિયું હતું. ત્યાર પછી તો ૧૯ મી તથા તેથી પાછલી સદીઓ લેવી હતી, પણ પ્રભુની ઇચ્છા જુદી હશે. અનુગ્રહને બંધ કરવું પડ્યું અને યોજના કેવળ વિચારમાં જ રહી ગઈ. છતાં અમારા ભાગ્યે તથા પ્રયાસના ફળરૂપે આ ગ્રંથદ્વારા પુષ્ટિમાર્ગના એક પ્રખર સેવક, ભારતવર્ષના એક અતિ ઉત્તમ કોટીના આર્ય વિદ્વાન, વિચારક અને સનાતન ધર્મના એક અડગ અને અજેય યોદ્ધા એવા પંડિતજી ગટ્ટુલાલજીના જીવનને તેના નૈસર્ગિક સ્વરૂપમાં અને શક્ય એટલી રીતે સુવ્યવસ્થિત પ્રકટ કરવા ભાગ્યશાળી થયા છીએ.

શ્રી. ચીમનભાઈ વૈદ્યની કેટલાય વર્ષોની મહેનત અને ગ્રંથ સંશોધનની મથામણ પછી આ ગ્રંથ આપણને મળે છે, અને તે પણ કેવળ સેવાભાવે કોઇ પણ પ્રકારના પુરસ્કાર કે મહેનતાણાની ઇચ્છા વગર. શ્રી. ચીમનભાઇ વૈદ્યની આ સેવા માટે સંસ્થા તેમની ઋણી છે.

કહેતાં દુઃખ થાય છે કે આવા ઐતિહાસિક સંશોધનો કર્યા પછી પણ તેમને છપાવવા વગેરે માટે પણ આપણા સમાજમાં ઘણી બેદરકારી કે પછી ઔદાસીન્ય છે. મુદ્રણ ખર્ચ મેળવવા અમારે તદ્દન સાધારણ સ્થિતિના માણસો પાસે જવું પડે છે. જ્યારે સંપત્તિ-વાળાઓ તો એથી દૂર જ ભાગતા લાગે છે.

અંતમાં વૈષ્ણવ સમાજ સમક્ષ એક વરદ્ રજુ કરી લઉં. આ વર્ષે અનુગ્રહને પુનઃ શરૂ કરવા વિચાર કરીએ છીએ. અને તે બને તો ઇતિહાસ સંશોધનનું અધૂરું રહેલું કાર્ય ફરી હાથ ધરવા શક્ય બને. પણ નાણાંનો પ્રશ્ન જ મુંઝવે છે. જો ત્રણસોથી ચારસો રૂપિયા આપનાર બાર વ્યક્તિઓ મળે તો માસિક એક વર્ષ બરાબર ચાલે અને આવા વ્યક્તિ તરફથી દર વર્ષે એટલી મદદ મળી રહે તો અનુગ્રહ કાયમ ચલાવી શકીએ. વૈષ્ણવ ભાઇઓ આનો વિચાર કરશો?

પુનમચંદ સાં. દોશી
મંત્રી શુદ્ધાદ્વૈત સંસદ
મોડાસા.

# અનુક્રમણિકા

## શુદ્ધિપત્ર

| પાનું. | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૪ | ૧૬ | સ્કુરણા | સ્ફુરણા |
| ૮ | ૨૧ | આ | આ વિષે |
| ૧૬ | ૨૬ | ત્વરિતા | ત્વરિત |
| ૧૭ | ૪ | ઇદ્રિઓના | ઇંદ્રિયોના |
| ૧૭ | ૧૭ | વાંચી | વંચાવી |
| ૨૬ | ૧૩ | પરચ્છંદાનુવૃર્તીપરચ્છંદાનુવૃત્તિ | |
| ૨૬ | ૨૩ | પૂનર રચના | પુનર રચના |
| ૨૭ | ૪ | ભાયમલ | લાયમલ |
| ૩૫ | ૨૧ | રાજ્યાશ્રમ | રાજ્યાશ્રય |

| પાનું | લીટી | અશુદ્ધ | શુ |
|---|---|---|---|
| ૪૩ | ૧ | કારણુથી | કારણ |
| ૪૭ | ૧૯ | કર્યો | કર્મો |
| ૫૩ | મથાડે | ત્રીજો હલ્લો | ત્રીજ |
| ૫૪ | ,, | ,, | |
| ૫૫ | ,, | ,, | |
| ૬૫ | ૬ | મનવા | માન |
| ૬૫ | ૧૮ | શન | ડેશન |
| ૬૮ | ૯ | જમીનિસૂત્ર | જૈમિ |
| ૭૩ | ૬ | ગાપ્પાં | ગપ્પ |

# લેખકનાં અન્ય પ્રકાશનો

(૧) રાજા આશકરણનું જીવન પૃ. ૩૨ કિંમત રૂા. ૦-૪-૦

(૨) ગો. શ્રી. દેવકીનંદનાચાર્યજી પૃ. ૭૨ કિંમત રૂા. ૦-૧૦-૦

(૩) શ્રીગોકુલેશાખ્યાન નિ. લી. સ્થ. પૂ ગો. શ્રી રમણલાલજી મહારાજ રચિત ગ્રંથ પૃ. ૩૪ ૦-૬-૦

(૪) પ્રાગટ્ય મંગલ : શ્રીગોકુલેશ લીલારસાબ્ધિ ક્રીડાકલ્લોલ ગ્રંથમાંના ૩-૪ માંગલ્ય, શ્રીમહાપ્રભુજી, શ્રીગુસાંઇજી ને તેમના સેવકોના વિશિષ્ટ પ્રસંગો પૃ. ૫૨ કિંમત રૂા. ૦-૬-૦

(૫) તત્ત્વાર્થદીપન. (ભરરુચી સંપ્રદાયની પરંપરા, સાહિત્ય વગેરેની સમજ આપતો ઈ. સ. સત્તરમા સૈકાનો પ્રાચીન ગ્રંથ) પૃ. ૬૨ કિંમત રૂા. ૧-૦-૦

(૬) શ્રીગોકુલેશવાક્સુધા-ભાગ. ૧ (શ્રીજીના જીવન પ્રસંગો તથા વાતો) પૃ. ૧૪૮ કિંમત રૂા. ૧-૮-૦

(૭) સત્તરમા સંવતનું પુષ્ટિ સાહિત્ય ભાગ ૧લો પૃ. ૬૦ કિંમત રૂા ૧-૦-૦

(૮) વીસમી સદીના પુષ્ટિ લેખકો પૃ. ૧૩૪ કિંમત રૂા. ૧-૮-૦

(૯) વેણુ બાલમાસિક વર્ષ બે ના અંકો ૧૫ (પૂરી ફાઇલ) કિંમત રૂા. ૩-૦-૦

---

× પુસ્તક સિલકમાં નથી.



ગો. વા. હુતીબા શ્રી કેશરદાસ પ્રેમચંદ શાહનાં માતુશ્રી

મોડાસા

જન્મ સંવત ૧૯૨૩ સ્વર્ગવાસ: સંવત ૨૦૦૩

## પ્રજ્ઞાચક્ષુ.

" પિતાજી, એ જ્ઞાન મને ગમતું નથી. પુત્ર આંખ વિનાનો થાય, ત્યારે તમે ઉપદેશ આપો 'ભગવદિચ્છા,' પણ એવી ભગવદિચ્છાને હું શું કરું! પાથરું કે ઓઢું? મારી આંખના તેજ સમો, મારા ઘડપણની લાકડી સમો, એ આજે આ અંધ બન્યો!"

" બેટા, બેબાકળા બને એમ શું વળે! જે બનવાનું છે તે બન્યે જાય છે. ભવિષ્યના ગર્ભમાં કોઈ પેસી નીકળ્યું છે? કોઈક પરમ ભાગવતો ભાવિના શિર ઉપર પગ મૂકી ભગવન્માર્ગે જાય છે." શ્રીવ્રજવલ્લભજીએ પોતાની દિકરી લાડુ બેટીજીને સાંત્વના આપતાં કહ્યું.

" પણ, બાપું, હજારો વૈષ્ણવો આપને પરમભાગવત લેખે છે. આપ પણ મહાન ભાગવતાચાર્ય ભગવદવતાર શ્રીવલ્લભાચાર્ય મહાપ્રભુના પ્રતાપી વંશજ છો. શું આપ આપના આ નવ નેત્રવિહીન દોહિત્ર ઉપર દયા ન વિચારો!" લાડુ બેટી પુત્રના નેત્રમાં નવદૃષ્ટિ પ્રાપ્ત કરવા માટે પોતાના પિતાજીને વિનવવા લાગી.

" નવદૃષ્ટિ પ્રાપ્ત થાય, પણ આ કાલાવાલા શેના! બેટા, કોઈ પુત્ર પુત્રી આવી રીતે પિતા જોડે વર્તે? શું તારો એ બાળક છે ને અમારો એ આંતરડાં નથી? જરા વિચાર કર. અશકય અને સુશકય સ્થિતિમાં ભગવદ્ આશ્રય જીવે કરવો જોઇએ, એવી શ્રીમહાપ્રભુજીની આજ્ઞા છે. માટે ભગવાન જે કરે છે તેમાં જ ભલું છે. તેની સહસ્રમુખી અમૃતધારા સૌના કલ્યાણ માટે વહે છે. આપણને લાગે છે કે પુત્ર અંધ થયો, લૌકિકદૃષ્ટિએ શોક પણ ઉપજે, પણ દયાસિન્ધુ તો દરેકે દરેક કાર્ય પરત્વે પોતાની કૃપાદૃષ્ટિ રાખે છે. વળી જેમ હું શ્રીમહાપ્રભુજીનો વંશજ છું તેમ તું પણ તે પવિત્ર મહાત્માના વંશમાં જન્મેલી છે, તારે આવે સમયે હિંમત ન છોડવી જોઇએ. પણ ગંભીર બનવું જોઈએ. આવી જાતની વિહ્વલતા તને ન છાજે."

" પિતાજી, તમારી વાત મને સમજાય છે, પણ મારી બુદ્ધિ મૂંઝાઈ ગઇ છે, મને કંઈ સુઝ પડતી નથી. હવે તો ધીરજ પણ રહેતી નથી. આજ કેટલા દિવસ થયા ! પ્રભુ કંઇક દયા વિચાર !" ગળગળા સ્વરે લાડુબા બોલી ઉઠી.

" પણ, બહેન, આમ તો આખું જગત-અરે ! મોટા મોટા પંડિતોની દૃષ્ટિ આ કલિકાલના અંધકારથી આચ્છાદિત છે; તેઓ પણ એક રીતે અંધ છે " શ્રીવ્રજવલ્લભે પુત્રીનું મન તત્ત્વજ્ઞાન તરફ ખેંચવા પ્રયત્ન કર્યો.

" સાચી વાત છે, બાપુજી ! પંડિતોને પોતાના જ્ઞાનનો ગર્વ હોય છે તેમના જીવવાનો હેતુ બીજાઓ કરતાં પોતે મોટા પંડિત છે એમ વિદ્વત્સભામાં સાબિત કરવું તે હોય છે. તેઓ કંઈ ભક્ત નથી. તેમના જ્ઞાનનો ઉપયોગ ભગવાનના ચરણસરોજની ભક્તિ પ્રાપ્ત કરવા માટે થવાનો નથી. તેથી એક રીતે ઠીક કહેવાય છે કે તેઓ ચક્ષુદ્વારા વેદ જોતા છતાં, કલિતમથી તેમને સત્ય વસ્તુ સમજાતી નથી. પણ પિતાજી હું કંઇ પંડિતા નથી. નથી મારામાં શાસ્ત્રજ્ઞાન, હું તો અહર્નિશ ભગવદ્ દાસી છું. છતાં કૃપાસિન્ધુના કૃપાજલ મારે માટે સુકાઈ ગયા લાગે છે. ભગવન્, આ શી રીતે સહન થાય ! એના કરતાં મરણ સારૂં ! જોવું એ નહિ અને દાઝવું એ નહિ. " લાડુબા બોલતાં જ રડી પડી.

" બેટા, આમ તો ડાહીડાહી વાતો કરે છે, ને ઘડીક વારમાં પાછી સ્વાર્થલોલુપ બની ભગવાનથી વિમુખ બને છે, તે ઠીક કહેવાય ?"

" પણ, આ મારો લાડકવાયો, નવ વર્ષનો થવા આવ્યો તેનું મન ભણવામાં ન જોતાં તેના પિતાના મનમાં ઘણું દુઃખ રહેતું, પણ હું તેના પિતાને કહેતી કે એ તો નાનો બાળક છે, તે અત્યારથી શેનો ભણે ! તમે પંડિત છો એટલે બસ છે આતો મારો સામાન્ય બાળક, અરે ! તેની પણ આવી દશા ! " એમ બોલી લાડુબેટી રોઇ પડી.

" પણ એમ રડે શું વળે ? હું એ સહુનું ને તારું દુઃખ સમજું

છું; વળી આ ઘનશ્યામ ભટ્ટ પણ જોને કેવા સુરમન જેવા બની ગયા છે!"

"આજે શીળી નીકળે સત્તર-સત્તર દિવસ થયા; જાણે અંધારી રાતના નભમંડળના તારલા સમા મારા આ ગટુના આખે અંગે આંખ કાન નાક ને મોં સુદ્ધાં શીળીના દાણા ભરાઈ ગયા. દાણા પણ ખાસા ઝાલર જેવા! મને ઉંઘે પણ આજે સત્તર દિવસ થયા. તોએ ઓછા એ કંઈ નમન આપે છે!"

"હા બેન, એમાં એનું ને તારું કિસ્મત. તનતોડ મહેનત મજરે ન આવે ત્યાં જીવનો શો પુરુષાર્થ!" શ્રીવ્રજવલ્લભે કહ્યું.

"પણ મને લાગતું કે માગી મહેનત મજરે આવશે આ આશાએ ને આશાએ આખો દિવસ તેના ફોલ્લા ભગાય ને ફૂટે તેના ઉપર અડાયાં છાણાંની રાખ ભભરાવતી, ઘડી ઘડીએ તેની ચાદર વગેરે બદલતી, ને દ્વાર ઉપર તાજો લીમડો મંગાવી ભરાવતી કોઈનો પડછાયો ન પડે તે માટે દ્વાર બંધ ને બંધ રાખતી, પણ જેમ ખોડી બિલાડી અપશુકનમાંથી ન જાય તેમ આ આ શીળીએ મારા અણુવને અંધ બનાવી દીધો." એમ કહી લાડુબા આંખમાંથી આંસુ સારવા લાગી.

એટલામાં પથારીમાં પડ્યા પડ્યા ગટુ બોલવા લાગ્યા, "બા બા, નાના ક્યાં છો! બાપુજી આંખો ગઈ, જીવન ગયું, કંઈ દેખાતું નથી" એમ બોલી પથારીમાં રડવા લાગ્યા.

"ભાઈ ગટુ, તને શી ફિકર છે. હું જીવું છું ત્યાં સુધી હું તને સાચવીશ. દેવની સામે ઓછા દાવા થાય છે! લે હવે રડ મા." ઘનશ્યામ ભટ્ટે બાળકના માથે હાથ ફેરવતાં કહ્યું.

"પિતાજી, નથી જોવાતું, હવે કંઈ કરો, ઓ ભગવાન!"

બાળકના શબ્દો સાંભળતાં લાડુબાનું હૈયું તેના કબજામાં ન રહ્યું. તે બોલી ઉઠી "ઓ ભગવાન, શું માનવનાં અજ્ઞાન અંધકાર ઓછાં પડ્યાં તે આ નાના બાળકની બાલ્યચક્ષુ પણ લઈ લીધી." એમ બોલતી પછાડ ખાઈ તે નીચે ઢળી પડી.

પુત્રીની આવી દશા જોતાં શ્રીવ્રજવલ્લભજીનું હૈયું ભરાઈ આવ્યું, તેમના હૈયામાં દૌહિત્રના દુઃખથી તીર ભોંકાય તેવી પીડા થવા લાગી. આ વખતે બાળક પણ તેની દીનહીન દશા દેખી રડતો હતો. ઘનશ્યામભટ્ટે હૈયાને પત્થર સમ કઠણ રાખવા પ્રયત્ન કર્યો, પણ આ કરુણાજનક દશાથી તેમણે પણ હિંમત ગુમાવી ને તેમની આંખમાંથી આંસુ પડવા લાગ્યાં.

આ બનાવ બન્યો ત્યારે જુનાગઢમાં આ ગોસ્વામી મહારાજ પૂજ્યપાદ શ્રી વ્રજવલ્લભજી ૫૬ વર્ષના હતા. તેમણે ઘણા તડકા છાંયડા જોયા હતા. પણ આવા કરુણ પ્રસંગ તેમના જીવનમાં ઓછા બન્યા હતા. પોતાના દૌહિત્રની આવી દશા દેખી તેમના હૈયામાં અનિઅમુઝણ શરૂ થઈ રહી હતી. આ અમુઝણનો ઉકેલ શી રીતે કરવો તેનો કંઈ ઉપાય ન જડ્યો, ત્યારે તેઓ હૃદયમાં પ્રભુ પાસે કંઈ રસ્તા માટે પ્રાર્થના કરવા લાગ્યા.

આખરે તેમના હૃદયમાં સ્ફુરણા થઈ આવી કે મહાન ભક્તકવિ સૂરદાસજી અંધ હતા, છતાં તેઓ કંઈ દેખતા આંધળાને સત્યમાર્ગે લઈ ગયા. જો આ બાળક બીજો સૂરદાસ બને તો ! આ સ્ફુરણા સાથે મહારાજશ્રીને [1]વાગ્બીજ મંત્રના દર્શન થયાં. હવે મહારાજશ્રીને શાંતિ

[1] માતામહ શ્રીવ્રજવલ્લભજીએ પંડિતજીની જીભ ઉપર સરસ્વતી મંત્ર લખ્યો હતો એમ કેટલાક ગ્રંથકાર લખે છે પણ તે બરાબર હોય તેમ લાગતું નથી. કારણ કે પૂ૦ મહારાજશ્રી સ્વહસ્તે આવી જાતનું અન્યાશ્રય જન્ય કાર્ય કરે એ સંભવિત નથી. આ વાત વિષે વંધ શાસ્ત્રી માધવજી ગોપાલજી જણાવે છે કે, હયગ્રીવ એ ભગવદવતાર છે તેનો બીજમંત્ર તેમની જીભ ઉપર લખવામાં આવ્યો હતો.

આ વાગ્બીજ ઉપર વધારે વિચાર કરતાં શ્રીભાગવત દ્વિતીય સ્કંધ અધ્યાય ૭ માના અગીઆરમા શ્લોકમાં હયગ્રીવ ભગવાનનું વર્ણન કરતાં લખે છે, ' સુવર્ણ જેવા વર્ણવાળા યજ્ઞપુરુષ, વેદમય, યજ્ઞમય, અખિલદેવોના આત્મારૂપ હયશીર્ષ નામે ભગવાન મહામખમાં પ્રકટ

વળી અને ધીમેથી કહેવા લાગ્યા, બેટા, હવે ખેદ ન કર, જે આંખો ગઈ છે તે તો પાછી નહિ આવે, પણ બાળકની પ્રજ્ઞાચક્ષુ આજથી ખુલી જશે ને સરસ્વતી દેવી તેને આધીન રહેશે. તે પોતે અંધ હોવા છતાં હજારો દેખતા જીવોના અંધકાર મિટાવી તેમને પ્રકાશમાં લઇ જશે તે વિશ્વદર્શી થશે. આમ કહી માતામહે શ્રીગટ્ટુજીની જીભ ઉપર વાગ્બીજ મંત્ર લખ્યો, તે જ વખતે પંડિતજી બોલ્યા કેઃ—

માત તાત ગુરુ હરિ કૃપા, હરશે વિઘ્ન તમામ.

આ પુત્ર તે આપણા ચરિત્રનાયક ભારતમાર્તંડ પંડિત શ્રી ગટ્ટુલાલજી. જૂનાગઢનગરની મધ્યમાં આવેલા એક ભવ્ય મંદિર(હવેલી)ના એક ખંડમાં પંડિતજી, તેમનાં માતા-પિતા, માતામહ તથા બીજા બે ત્રણ સંબંધી વચ્ચે ઉપરોક્ત ચર્ચા થઈ રહી હતી. ત્યારે પૂ. મહારાજશ્રીએ પોતાની અદ્વિતીય શક્તિથી પંડિતજીને પ્રજ્ઞાચક્ષુ બનાવ્યા હતા.

---

થયા, જેની નાસિકામાંથી વેદરૂપી ઇચ્છા કરવા યોગ્ય વાણીનો પ્રાદુર્ભાવ થયો.

ખરૂં જોતાં પંડિતજીનું જીવન વેદધર્મના પ્રચાર માટે હતું, વળી 'શ્રીમદાચાર્ય સકલાવતાર સામ્ય નિરૂપણ' ગ્રંથમાં શ્રીમહાપ્રભુજી વિષે લખ્યું છે કે જેવી રીતે હયગ્રીવ ભગવાન નાશ પામેલા વેદોનો ઉદ્ધાર કરનારા હતા તેવી રીતે આ શ્રીમહાપ્રભુજીએ નાશ પામેલા વેદમાં કહેલો માર્ગ બતાવ્યો. આ શ્લોકથી હયગ્રીવ અવતાર વેદના ઉદ્ધાર માટે છે, ને શ્રી ગટ્ટુલાલજીનું જીવન વેદના પ્રસાર માટે હતું. તેથી સંભવિત છે કે આ હયગ્રીવના સંબંધરૂપ વાગ્બીજ મંત્ર પંડિતની જીભે શ્રીવ્રજવલ્લભજીએ લખ્યો હોય.

૨

# પૂર્વવંશ

આ પંડિતજીના પૂર્વજો મૂળ આંધ્ર દેશના હતા. તેઓ વાધૂલ ગોત્રમાં જન્મ્યા હતા, અને પંચનદી નામે પ્રખ્યાત હતા. આંધ્ર દેશનું વર્ણન એવું અદ્ભુત રીતે કરવામાં આવ્યું છે કે તે પ્રદેશના વતનીઓ હાલ પણ તે વડે ગૌરવાન્વિત છે. જો વાધૂલ વંશાવલી, પ્રાકટ્ય મંગલ, કલ્લોલ, સંપ્રદાય કલ્પદ્રુમ, વલ્લભવેલ, યદુનાથ દિગ્વિજય વગેરે અનેક ગ્રંથો સંશોધાયા ન હોત તો આવા એક પ્રખ્યાત વંશ વિષે અંધારું રહેત અને વીસમા સૈકાની શરૂઆતમાં શ્રીવલ્લભકુળ અને તેમના જ્ઞાતિ સમાજ વિષે જે માથા ને ધડ વિનાના ગપગોળા રેડાયા હતા તેના ભોગ આપણને થવું પડત.

" દક્ષિણમાં આંધ્ર પ્રદેશ આવ્યો છે. આ આંધ્ર એટલે આપણો હાલનો તાંજોર પ્રદેશ. આ પ્રદેશમાં તૈલંગી બ્રાહ્મણો, ધનવાન, પ્રેમી સદાચારી, મધુરભાષી, રૂપાળા, ચારિત્ર્યશીલ, અતિથિસત્કાર કરનાર, ધર્મપરાયણ, ઉમદા અન્તઃકરણવાળા, અયાચક, પાપથી નિત્ય ડરનારા સરલ, હસીને બોલનારા, શહેરી અને સ્વચ્છ પોષાકવાળા, ઉદાર, સમર્થ પંડિત, સર્વ ભાષામાં કુશળ, ભરકસ, વ્યંગમાં વાત કહેનારા, સર્વ લિપિના જાણનારા, શાસ્ત્રવેત્તા, વેદવિદ્યામાં પારંગત; રામાયણમાં આસક્તિવાળા, મહાભારતનું તત્ત્વ સમજનારા, નાટ્યવિદ્યામાં કુશળ, સુભાષિતોમાં રસ લેનારા, નિત્ય ભાગવત પરાયણ, તપ દાન યજ્ઞ પરવ શ્રાદ્ધ વગેરે કરનારા, નિત્ય ઈશ્વરપૂજન ચિન્તન ચર્ચા જપ અને મન વગેરે કરનારા હતા. આ લોકોના વચનોની મીઠાશ પાસે સાકર ભીખ માગી રહી છે, તેમની ચાલને હંસો વખાણી રહ્યા છે, તેમની સ્ત્રીઓની સુંદરતા નિહાળી ચંદ્રમા શરમાઈ જાય છે. "

આ પ્રદેશમાં સદાચાર તત્પર, અતિશુદ્ધ શ્રેષ્ઠ બ્રાહ્મણોનું જન્મ-ગમદૂર અને જગતમાં સત્કાર પામેલું એક કુળ નિવાસ કરતું હતું.

આ કુળ મહાત્મા શ્રીવલ્લભાચાર્ય મહાપ્રભુજીના પૂર્વજોનું હતું. આ કુળે કર્મકાંડના ઉદ્ધાર માટે હજાર શાખાવાળા વેદનુ નિર્માણ કર્યું હતું. આ કુટુંબ તે વેલનાટ અથવા વેલનાળુ નામે ઓળખાતું હતું.

આ કુટુંબના સમયમાં તેમનું સજાતીય બીજું વાધૂલ ગોત્રવાળું કુટુંબ હતું. આ કુટુંબ પણ શ્રીમહાપ્રભુજીના કુટુંબ જેવું આગળ પડતું હતું. તેમાં પણ ઘણા વિદ્વાનો અને ભક્ત પાકયા છે.

સોલમા સૈકાના પૂર્વાર્ધમાં વાધૂલગોત્રમાં મહર્ષિ જેવા અલ્લાડભટ્ટ નામે ચૌદ વિદ્યામાં કુશળ અને યજ્ઞ ભગવાનના પુજનમાં તત્પર મહાપુરુષ જન્મ્યા તેમની પત્નીનું શુભ નામ ભાગીરથી હતું. તે પતિવ્રતા હતાં અને તેના દર્શન થતાં માણુસોનાં પાપ દૂર થતાં. તેમને ચાર પુત્રો (૧) ગૌપાલભટ્ટ, (૨) માધવભટ્ટ, (૩) ભૈરવભટ્ટ અને (૪) કાશીનાથભટ્ટ થયા.

એક વખતે સંસારમાં અસારતા નિહાળતાં, પોતાના અને કુટુંબના મોક્ષ માટે કાશીમાં જવા અલ્લાડભટ્ટે વિચાર કર્યો. આ જ સમયમાં મહાપ્રભુ શ્રીવલ્લભાચાર્યના પિતાજી લક્ષ્મણુભટ્ટજી ત્યાં બિરાજતા હતા. તેઓ ગોપીજન વલ્લભની સેવામાં તત્પર રહેતા તથા વેદાદિ શાસ્ત્રના તત્ત્વામૃતનું સૌને પાન કરાવતા. તેઓ મૂળદક્ષિણુના રહેવાસી હતા. તેમણે તેમની જીંદગીમાં પાંચ યજ્ઞ કર્યા હતા હવે તેમની ઇચ્છા કાશી જઈ, ધાર્મિક જીવન ગાળવાની હતી. આથી શ્રીલક્ષ્મણુભટ્ટજી સાથે અગર તેની આસપાસ અલ્લાડભટ્ટ વગેરે સજાતીય અનેક કુટુંબો કાશીમાં આવી વસવા લાગ્યાં. થોડા વર્ષો બાદ આન્ધ્રપ્રદેશમાં ભયંકર દુષ્કાળ પડ્યો, આથી આ જ્ઞાતિનાં કેટલાંક વધુ કુટુંબોને કાશીમાં આવવાની ફરજ પડી.

થોડા સમય અહીં વસ્યા બાદ અલ્લાડભટ્ટે ભગવતી ભાગીરથી મૈયાના કાંઠે પોતાના પ્રાણુ છોડ્યા. ત્યારબાદ તેમના ચારે પુત્રો પિતાના ધન, તથા પુસ્તકોના ભાગ પાડી અલગ અલગ કાશીમાં રહેવા લાગ્યા.

અલ્લાડભટ્ટના બીજાપુત્ર જે [1]માધવભટ્ટ હતા તે ગૌપાલથી

[1]શ્રીવિઠ્ઠલેશ ચરિતામૃત તથા સત્સિદ્ધાંત માર્તંડમાં ગોવિંદભટ્ટના

નાના અને ભૈરવ અને કાશીનાથથી મોટા હતા. આ માધવભટ્ટ ધન કમાવાની ઇચ્છાથી શિષ્યો સહિત મથુરા ઉપડયા. તે વખતે તેમનાં પત્ની તથા પુત્રો કાશીમાં રહ્યાં. આ માધવભટ્ટની પત્ની પતિવ્રતા હતી. તે પોતાના બાળકોની બરાબર સંભાળ લેતી. પોતાના ગોપાલકૃષ્ણ પ્રભુની સેવામાં તત્પર રહેતી અને અતિથિઓનું પૂજન કરતી. માધવભટ્ટને પણ ચાર પુત્રો થયા. [૨](૧) અલ્લાડ કે (અલ્હાર) ભટ્ટ (૨) નારાયણ (૩) યજ્ઞેશ્વર (૪) વિશ્વેશ્વર. આ ચાર ભાઈઓ ચારે વેદને ધારણ કરનારા હતા વળી માધવભટ્ટને પોતાના શિષ્યો તરફથી ભક્તિભાવ પૂર્વક ગાયો ભેટ મળી હતી. આ ગાયોનું દૂધ ભગવાનને ધરાવવામાં આવતું ને તે દૂધની પ્રસાદી બાળકોને આપવામાં આવતી.

થોડા વર્ષો બાદ માધવભટ્ટ ધન કમાઈ શિષ્યો સાથે કાશી પાછા ફર્યા. હવે તેઓ શ્રીગોપાલકૃષ્ણની સેવામાં તથા શિષ્યો ને બાળકોને ભણાવવામાં સમય ગાળવા લાગ્યા. અહીં તેમણે શારદાતિલક ને ક્રમદીપિકા નામના બે તંત્રગ્રંથો ઉપર વિવૃત્તિ લખી. વળી તેમણે પુત્રોને પરણાવ્યા. હવે માધવભટ્ટે ઘરની જવાબદારી અલ્હારભટ્ટને સોંપી. અલ્લાડભટ્ટ પણ નાના ભાઈઓની ને માતાપિતાની બરાબર સેવા કરવા લાગ્યા. થોડા વર્ષો બાદ માધવભટ્ટ કાશીમાં મરણ પામ્યા.

પિતાના મરણ પછી તેમની ઉર્ધ્વદૈહિક ક્રિયા સારી રીતે કરી પિતાના ધન તથા પુસ્તકો વગેરેના ભાગ પુત્રોએ પાડી લીધા

અલ્લાડભટ્ટ મોટા પુત્ર હોવાથી તેમની પાસે શ્રીગોપાલકૃષ્ણની સેવા આવી. આ પોતાના રુક્મિણીચંપુ કાવ્યમાં અલ્લાડભટ્ટ માટે

---

ત્રીજા પુત્ર અલ્હાદજી સાથે શ્રી દેવકી બેટીજીનો વિવાહ લખે છે. આ ગોવિંદભટ્ટ મારા ધારવા મુજબ માધવભટ્ટનું બીજું નામ હશે. વળી માધવભટ્ટના પ્રથમ પુત્ર અલ્લાડભટ્ટ કે અલ્હાદભટ્ટ છે, જ્યારે ત્યાં આગળ ગોવિંદભટ્ટના ત્રીજા પુત્ર લખ્યા છે. આ વસ્તુ વાપુર વંશાવલી સાથે મેળ ખાતી હોય તેમ લાગતી નથી. કોઈ જાણકાર ખુલાસો કરે એવી વિનંતી છે. આ વિશેષ પરિશિષ્ટમાં જુઓ.

પંડિતજી લખે છે કે " [1]પૂર્વે કહેલા શ્રીપ્રભુચરણની પુત્રી દેવકાંને પરણનાર, શ્રીગોપાલકૃષ્ણનું પૂજન કરનાર, બહુ યજ્ઞ કરી સોમનું પાન કરનાર શ્રીઅક્કારભટ્ટ છે જે તૈત્તિરીય શાખામાં વાધૂલ નામના પવિત્ર ગોત્રમાં જન્મ્યા હતા, જેમનો વંશ વિસ્તાર પામો."

આ અક્કારભટ્ટ પંચનદ ક્ષેત્રમાં રાજપુરોહિત તથા દાનાધ્યક્ષ થયા. કાર્ય કરવાની પદ્ધતિથી તથા વિદ્વત્તાથી તેમની કીર્તિ ચારે બાજુએ ફેલાએલી હતી. આ વસ્તુ પ્રભુચરણના જાણવામાં આવી. આથી તેમણે આક્કારભટ્ટને પોતાની પાસે અડેલ બોલાવી પુરોહિત ને દાનાધ્યક્ષ બનાવ્યા, તથા ગોપાલલાલ નામનું સ્વરૂપ પધરાવી આપ્યું, તદુપરાંત પોતાની દીકરી દેવકાંનું લગ્ન આ ભટ્ટજી સાથે કર્યું.

[2]આ દેવકાં બેટીજીનો જન્મ સં. ૧૬૦૩ના ફાગણ વદ ૬ નો થયો હતો. ને તેમનું લગ્ન અક્કારભટ્ટ સાથે સં. ૧૬૧૭માં શ્રીગોકુલમાં કર્યું. શ્રીપ્રભુચરણે શ્રીદેવકાં બેટીજીને સાથે શ્રીમદનમોહનજીનું સ્વરૂપ પધરાવી આપ્યું.

આ અક્કારભટ્ટને કૃષ્ણભટ્ટ નામે એક પુત્ર થયો. તેની વિચક્ષણ બુદ્ધિ દેખી તેનો અભ્યાસ કાશીમાં કરાવવામાં આવ્યો. અક્કારભટ્ટને પિતાજી તરફથી ગઢા રાજા સાથે સંબંધ થયો હતો. ત્યાંનો રાજા દલપતિશાહ હતો. આ રાજા વિદ્યાવિનોદમાં કુશળ હતો તે ઘણા દાક્ષિણાત્ય બ્રાહ્મણોને નિભાવતો, તદુપરાંત શ્રીવિઠ્ઠલેશ પ્રભુચરણ સાથે તેનો સેવ્યસેવક ભાવ હતો અક્કારભટ્ટ ગોસાંઇજીના જમાઇ થતા

[1]કઠોપનિષદની પ્રસ્તાવનામાં શ્લોક છે.

[2]આ દેવકીબેટીના જન્મ ને લગ્ન સંવત માટે કોઇ ઠેકાણે ફેરફાર જણાય છે. કોઇક ઠેકાણે જન્મ સં. ૧૬૧૭ના મજ વૈશાખ વદ ૧૨ ને લગ્ન ૧૬૨૩માં થયેલું લખ્યું છે. આ અક્કારભટ્ટ ભટ તથા પ્રભુચરણનો વદા સાથેનો સંબંધ જોતાં આ સંવતની ઐતિહાસિકતામાં શંકા પડે છે.

દેવકાંબેટીજીનું બીજું નામ અક્કાદેવી હશે એમ વાધૂલ વંશાવલીના ૨૨મા શ્લોકથી લાગે છે.

આ મધુસૂદનભટ્ટ સુશીલ, શ્રુતિસ્મૃતિના આચારોમાં પ્રવીણ, શિવ વિષ્ણુને તુલ્ય માનનાર ભક્ત હતો. તેથી તે સંસારથી વિરક્ત રહેતો.

એક વખતે તાંજોરના મહારાજાએ મધુસૂદનની બહુશ્રુત કીર્તિ સાંભળી, પોતાના રાજ્યનો પુરોહિત બનાવ્યો અને અનેક યજ્ઞો તેમની પાસે કરાવ્યા. મધુસૂદનની યજ્ઞમાં કુશળતા જોઈ, અને યજ્ઞ દેવતા યથાસંકલ્પ પ્રમાણે ફલ આપતા દેખી, રાજાએ મધુસૂદનની ઇચ્છા-પૂર્ણ કરવા ઇચ્છા દેખાડી. આથી મધુસૂદનભટ્ટે ત્રણ લાખ રૂપિયા પોતાના દેશમાં પોતાને સ્વતંત્ર યજ્ઞ કરવાની ઇચ્છા હોવાથી માગ્યા રાજાએ તે પ્રેમથી આપ્યા. તદુપરાંત તે પૈસાના રક્ષણ માટે સૈન્ય પણ લઈ જવા કહ્યું પણ મધુસૂદને સૈન્યની જરૂર નથી એમ કહ્યું આથી રાજાને ખોટું લાગ્યું અને પોતાના સેવકોને ચોરરૂપે રસ્તામાં મોકલ્યા. આ લોકોએ ભટ્ટજીનો માર્ગ રોક્યો. પણ તેમણે પોતાના મંત્ર બળથી ચોરોને ગભરાવી નાખ્યા. આથી ચોરો નાસી, રાજા પાસે ગયા અને ભટ્ટની અતુલ શક્તિનું વર્ણન કરવા લાગ્યા. આ વાત સાંભળી રાજા મધુસૂદનભટ્ટના સામર્થ્યની પ્રશંસા કરતો તે સ્થળે ગયો ને પોતાનો અપરાધ ક્ષમા કરવા કહ્યું. ભટ્ટે રાજાને આશ્વાસન આપ્યું રાજાએ તેથી ભટ્ટને બીજા ત્રણ લાખ રૂપિયા આપ્યા.

આ છલાખ રૂપિયા ખર્ચી મધુસૂદનભટ્ટે કામવનમાં એક મોટો જમ્બરજસ્ત યજ્ઞ કર્યો. આ મધુસૂદનને મદનગોપાળ ને તેના ત્યાં અનિરૂદ્ધ ભટ્ટ જન્મ્યો. આ અનિરૂદ્ધના બે પુત્રો મજનાથ ને મુરલીધર થયા. બીજા પુત્ર મુરલીધરને ત્યાં ગોપીનાથ નામે પુત્ર થયો. આ ગોપીનાથભટ્ટના ત્યાં ઘનશ્યામભટ્ટ નામે એક પરમપવિત્ર વિદ્વાન ભક્ત પુત્ર જન્મ્યા જે આપણા ચરિત્ર નાયકના પિતા થાય.

## જન્મવિકાસ.

ઘનશ્યામભટ્ટનો જન્મ ઓગણીસમા સૈકાના ઉત્તરાર્દ્ધમાં થયો હતો. તેઓ મોટા વિદ્વાન અને ભગવદ્ધર્મપરાયણ હતા. તેમના પૂર્વજો ગોકુળથી કાંકરોલી વસવા લાગ્યા ને કેટલીક વખત કોટામાં પણ રહેતા.

આ ઘનશ્યામભટ્ટજી જૂનાગઢના ગો૦ શ્રી. વ્રજવલ્લભજીની પુત્રી શ્રીલાડુબેટીજી સાથે પરણ્યા હતા. આ લાડુબેટી બહુ સુશીલ, પતિવ્રતા, ધર્મજ્ઞ તથા પ્રેમાળ હતી. 'વળી તેમના પિતાનું નામ શ્રીવ્રજવલ્લભજીનું હતું જેમની કીર્તિ તે વખતમાં કાઠિયાવાડમાં મહાન પ્રતાપી આચાર્ય તરીકેની હતી. તેઓ મહાપ્રભુ શ્રીવલ્લભાચાર્યના વંશમાં જન્મેલા હતા. [૧]શ્રીમહાપ્રભુજી, તેમના [૨]શ્રીગુસાંઈજી, 'તેમના પ્રથમ પુત્ર [૩]શ્રીગિરધરજી, ને તેમના ત્યાં [૪]શ્રીગોપીનાથજી નામે પુત્ર થયા, શ્રીગોપીનાથજીના ત્યાં [૫]શ્રીગોવિંદજી, તેમના [૬]બડેબાળુરાયજી ને તેમના ત્યાં બે પુત્ર થયા, મોટાનું નામ [૭]શ્રીગોવર્ધનેશજી ને નાનાનું નામ [૭]શ્રીગોકુલાધીશજી અથવા શ્રીહકુજી મહારાજ. આ હકુજીના ત્યાં સં. ૧૭૭૮ના પોષ વદ ૫ [૮]શ્રીરણછોડજી મહારાજ જન્મ્યા. આ રણછોડજી ધીંગડજી નામે ઓળખાય છે. તેમનાં પત્નીનું નામ શ્રીશોભામાજી હતું. આ શોભામાજી સારાં વિદુષી કવયિત્રી હતાં. તેમણે શ્રીભાગવત ઉપર સોલ ધોળ તથા નવરાત્રીના ગરબા વગેરે કાવ્ય સાહિત્ય લખ્યું છે. તેમના પદોને છેવટે શોભા શબ્દથી પોતાનો પરિચય આપ્યો છે. આ શોભામાજીને કંઈ સંતાન ન હોવાથી, પોતાના સસરાના મોટાભાઈ [૭]શ્રીગોવર્ધનેશજી, તેના [૮]બંસીધર ને તેના [૯]શ્રીબાલકૃષ્ણજી ને તેના [૧૦]વિઠ્ઠલેશજીને પાંચપુત્ર થયા. તેમાં મોટા જામનગરવાળા [૧૧]બાળુ-રાયજી ને બીજા જૂનાગઢવાળા [૧૧]શ્રીવ્રજવલ્લભજી હતા. આ [૧૧]શ્રી-વ્રજવલ્લભજીને શોભામાજીએ ગોદમાં લીધા. આ વ્રજવલ્લભજીનું બીજું નામ મગનલાલજી હતું. તેમનો જન્મ સંવત ૧૮૫૬ના ભાદરવા વદી

દ થયો હતો. આ મહારાજશ્રી સ્વયંકવિ હતા. તેમણે સંસ્કૃત તથા ગુજરાતીમાં કેટલાક ગ્રન્થોની રચના કરી છે. શ્રીગુસાંઈજીના પ્રાકટ્યનું એક સુંદર ધોળ રચ્યું છે. તેમણે શ્રીગુસાંઈજીના ૨૮ પૌત્રનું વર્ણન એક શ્લોકમાં કરી પોતાની ચતુરાઈનો પરિચય કરાવ્યો છે.

देव वेद रसाग्निषु पाण्डवाब्धि क्रमेण हि
विठ्ठलेशस्य तु विभोः सप्तसुतसुता या

બ્રહ્મા, વિષ્ણુ ને શિવ એમ ત્રણ દેવ, તેમ શ્રીગિરધરજીને ત્રણ પુત્ર, ચારવેદ પ્રમાણે શ્રીગોવિંદજીને ચાર પુત્ર, રસ ૭ છે તે પ્રમાણે શ્રીબાલકૃષ્ણજીને ૭ પુત્રો થયા અગ્નિના ત્રણ રૂપ છે તેમ શ્રીગોકુલેશને ત્રણ પુત્ર, પાંચપાંડવ પ્રમાણે શ્રીરઘુનાથજીને પાંચ પુત્ર, તેવી રીતે યદુનાથજીને પાંચ પુત્ર, ને બે આંખ પ્રમાણે શ્રીઘનશ્યામજીને બે પુત્રો થયા. આ કુલ ૨૮ પૌત્રો શ્રીગુસાંઈજીના ત્યાં પ્રગટ થયા.

આ શ્રીવ્રજવલ્લભજીને ૭ પુત્રો તથા ત્રણ પુત્રી થઈ જેમાં [૧૨]શ્રી-ગોવિંદલાલજી તથા [૧૨]દ્વારકાનાથજીનો વંશ ચાલે છે. શ્રીલાડુબેટીજીના આ બન્ને ભાઈ થાય શ્રીગોવિંદજીના પુત્ર [૧૩]શ્રીગોકુલેશજી પોરબંદર-વાળા તથા શ્રીદ્વારકાનાથજીના પુત્ર [૧૩]શ્રીવિઠ્ઠલેશજી એ આપણા ચરિત્ર-નાયકના મામાના દિકરા થાય એટલે તેઓ પરસ્પર મામાફોઈના, ભાઈ થાય. શ્રીવ્રજેશજી જામનગરવાળા શ્રીવ્રજનાથજીની ગાદી ઉપર ગયા આમ ઘનશ્યામ ભટ્ટ જૂનાગઢ, પોરબંદર ને જામનગરના ગોસ્વામીના નજીકના સબંધી થતા હતા.

ઘનશ્યામભટ્ટ કેટલોક વખત કોટામાં ને ખાસ કરીને ઠાકોરાણીમાં રહેતા તેઓ શ્રીવ્રજવલ્લભજીના બેટી શ્રીલાડુબેટીજીને પરણ્યા હોવાથી પછીથી જૂનાગઢ રહેવા લાગ્યા. તેમનો સ્વભાવ મૂળથી વિદ્યાવ્યાસંગી હતો તેથી તેઓ વેદશાસ્ત્ર સંપન્ન પ્રૌઢવૈયાકરણી વિદ્વાન બન્યા અને બીજાં શાસ્ત્રોની સાથે વેદાન્ત સબંધી ગ્રંથોમાં પણ તેમણે પૂરી વિદ્વતા મેળવી હતી તેમના ત્યાં અનેક વિદ્યાર્થીઓ ભણવા આવતા જેમાંના કેટલાક વિશ્વના સાહિત્યમાં પોતાનો ઉજ્જ્વળ ફાળો આપે

છે. આવા એક વિદ્યાર્થી પ્રખ્યાત સંગીતશાસ્ત્રી આદિત્યરામ સંવત ૧૯૦૦ની આસપાસ ભણવા આવતા. તેઓ ભટ્ટજીપાસે સંસ્કૃત પંચ-કાવ્ય તથા શ્રીભાગવત ભણ્યા હતા. તેમનો રચેલો સંગીત્યાદિત્ય ગ્રંથ ઇંગ્લેન્ડ તથા હિંદુસ્તાનમાં બહુ પ્રસિદ્ધિ પામ્યો. આ ગ્રંથ સંગીતમાં ધરમૂળથી ફેરફાર કરી નાખ્યો ને પ્રાચીન સંગીતને તેના મૂળસ્વરૂપમા લાવવામાં આવ્યું. આવા બીજા શિષ્ય શ્રીવલ્લભજી હરિદત્ત આચાર્ય હતા. તેમણે ભટ્ટજી પાસેના અભ્યાસના ફળરૂપે અનેક સંસ્કૃતગ્રંથો ગુજરાતીમાં ઉતાર્યા, તથા સંસ્કૃતમા પણ ગ્રંથ લખ્યા. આવા તો તેમના ઠીકઠીક કહેવાય એટલા વિદ્વાન શિષ્યો હતા. સં. ૧૯૦૧માં ભટ્ટજી તથા લાડુબા જાત્રાએ ગયાં રસ્તામાં કોટામાં આપણા ચરિત્રનાયક પંડિત ગટ્ટુલાલજીનો જન્મ સંવત ૧૯૦૧ના પોષ વદ ૧૨ને દિવસે થયો હતો. પિતાએ તેમનું નામ જન્મ નક્ષત્રને અનુકૂળ ભાનુદત્ત પાડયું; જોકે પંડિતજી આ નામે ઓળખાયા નથી છતાં મહાત્મા વિદ્વાનની વાણી નિષ્ફળ જાય નહિ, એ માન્યતાનુસાર પિતાએ પાડેલું ભાનુ–સૂર્ય એ નામ ભારત-માર્તંડ પદવી મળવાથી અપ્રસિદ્ધ છતાં સ્વતઃપ્રસિદ્ધિ પામી અન્વર્થ થયું. સતીમંગલ સ્વરૂપી માતાએ પરમ વાત્સલ્યથી લાડનું નામ ગટ્ટુ રાખેલું તે પરમવાત્સલ્યવાળા નામથી પોતાના ઓળખાવવા પંડિતજી ગૌરવ લેતા. વળી તેમના માતામહ શ્રીવ્રજવલ્લભજીએ ગોવર્દ્ધન નામ પાડયું. તે નામ તેમણે પોતાની રચેલી કવિતા તથા સંસ્કૃત ગ્રંથોમાં રાખ્યું. આમ માતમહ પ્રત્યેનો પ્રેમ તેમણે બતાવ્યો છે.

બાળક ગટ્ટુજી જેમ જેમ મોટા થતા ગયા તેમતેમ રમવામાં અતિ રસ લેતા; અને ઘનશ્યામભટ્ટ તેમને ભણાવવા માટે બહુ શ્રમ કરતા, પણ આ શ્રમ બર ન આવતો જાણી તેઓ કંઈક દુઃખી થતા અને કંટાળીને નાના ગટ્ટુજીને ઘણા મારતા. તો પણ તેમણે તોફાન મસ્તી છોડયાં નહિ. આથી ઘનશ્યામભટ્ટ કોઈ કોઈ વાર કહેતા કે આ છોકરાનાં હાડકાં લોઢાનાં બનાવ્યાં છે કે શું ? આમ છતાં આબાળકમાં જન્મથી દિવ્યશક્તિ રહેલી હતી. તેમણે પોતાની આસરાંચ વર્ષની ઉંમરે

' થાળી પાળો ધરી, બેઠી તથૈવ ખાંડણિયું ' એવી આર્યા ગાઈ બતાવીને પોતાની શક્તિનો સ્વાદ ચખાડેલો. વળી તેમની યાદશક્તિ તો ગજબ હતી. તેમના પિતાને કવિત કરતા જોઈ કાવ્યશાસ્ત્રનો તેમણે અભ્યાસ કરવા માંડ્યો તે વેળાથી એમની બુદ્ધિ ઘણી તીવ્ર હોવાથી દરરોજનો પાઠ કરવાને તેમને લગારે અડચણ આવતી નહિ. શરૂઆતમાં ઘરમાં જે પદાર્થ જોતા તેને કવિતામાં ગોઠવતા. અંગ્રેજીમાં કહેવત છે કે " કવિ બનાવ્યા થતા નથી જન્મેલા જ હોય છે, " એ વાત શ્રીગટ્ટલાલ માટે યથાર્થ છે.

૭ કે સાત વર્ષની ઉંમરે સામાન્ય બાળકો કક્કો બારખડી વગેરે સામાન્ય શિક્ષણ લે, ત્યારે આ નાનો બાળક અમરકોષ ત્રણ વખત ભણે છે ને ત્રણ વખત ભૂલે છે. પણ આખરે તે કંઠસ્થ કરે છે

સંવત ૧૯૦૮માં પિતાજીએ ગટ્ટુજીને ઉપનયન સંસ્કાર કરાવ્યો, તથા ગાયત્રી ઉપદેશ ને વેદારંભ કરાવ્યો ને માતામહ શ્રીવ્રજવલ્લભજીએ બ્રહ્મસંબંધની દીક્ષા આપી. પંડિતજી સ્વતઃ વેદાન્તચિન્તામણિમાં લખે છે કે— भक्तो गुरुश्रीव्रजवल्लभस्य पितुर्घनश्यामतः आप्तविद्यः હું ગુરુ શ્રીવ્રજવલ્લભનો ભક્ત ને પિતા ઘનશ્યામથી વિદ્યા મેળવનાર છું. આ જ વર્ષમાં તેમણે ત્રિકાળસંધ્યા ને વેદ શીખવાનું શરૂ કર્યું. હવે નવમું વર્ષ બેઠું. આ વર્ષમાં શીતળાના પ્રકોપથી તેમની આંખો ગઈ ત્યારે તેમની માતાએ ઘણું કલ્પાંત કર્યું એટલે મહાપ્રતાપી માતામહે બાળકની જીભ ઉપર વાગ્બીજ મંત્ર લખીને કહ્યું કે, " આ તારો પુત્ર ભવિષ્યમાં પંડિત, શાસ્ત્રનો સાચો જાણકાર તથા અંધ હોવા છતાં ભારતવર્ષના લોકોનો અજ્ઞાનઅંધકાર મટાડનાર ભારત-માર્તંડ થશે. " આ આખો પ્રસંગ આપણે આગલા પ્રકરણમાં જોઈ ગયા છીએ.

માતામહની શુભાશીષથી આ બાળકને નવો જન્મ થયો હોય તેમ લાગવા માંડ્યું. જોકે તે મૂળથી જ બુદ્ધિશાળી હતા, છતાં તેમના જીવનમાં હવે ત્વરિત ફેરફારો થવા લાગ્યા. હવે તો પિતાજી જે ભણાવે તે રસપૂર્વક ભણતા ને પિતાનો વિદ્યાવારસો ઝડપથી મેળવી લેતા. એક

પાઠ લીધા પછી તરત જ પ્રતિધ્વનિની જેમ તે મોઢેથી બોલી જતા. નવમા વર્ષમાં તેમના પિતાએ તેમને રૂપાવલી સમાસચક્ર ને બીજું સંસ્કૃત શીખવ્યું. આ જ વર્ષમાં તેમણે સંસ્કૃતમાં નાના શ્લોકો બનાવવા માંડ્યા હતા. એક ઇંદ્રિય ઓછી થાય એટલે તેનું બળ બીજી ઇંદ્રિઓના બળમાં વધારો કરનારૂં થઇ પડે છે, એવું જે તત્ત્વજ્ઞાની પુરુષોએ સ્થાપિત કર્યું છે, તે શબ્દશઃ પંડિતજી માટે સાચું પડવા લાગ્યું.

આ વખતે વેદમૂર્તિ વલ્લભજી, પંડિત દેવકીનંદનજી તેમના પિતા પાસે ભણતા હતા તે વખતે પંડિતજીનો સિદ્ધાંતકૌમુદીનો અભ્યાસ ચાલતો હતો, પણ તેમની એવી તીવ્ર બુદ્ધિશક્તિ હતી કે તેના ઉપરના મહાભાષ્યમાં આવવાની કોટી તર્કથી જ કરી લેતા ને ભાષ્ય ન ભણ્યા છતાં ભાષ્ય પ્રમાણે સમાધાન કરતા. હવે તેઓ વ્યાકરણ સાથે કાવ્ય નાટક ચમ્પૂ ઇત્યાદિ અનેક ગ્રંથો પિતા પાસે ભણ્યા. આ ગ્રંથ ભણતાં ભણતાં તીવ્ર બુદ્ધિશક્તિથી તેમને કણ્ઠસ્થ થઇ જતા. હવે તેમને સંસ્કૃતમાં વાર્તાલાપ કરવામાં ખાસ અડચણ પડતી નહિ. અમરકોષ પાણિનીય અષ્ટાધ્યાયી, સાર્થ સિદ્ધાન્તકૌમુદી આદિ ગ્રંથો તેમણે પૂર્ણરીતે કણ્ઠાગ્ર કર્યા. કાવ્યો વિશેષે કરી તેમણે સ્વતઃ વાંચી લીધાં, જેવાં જેવાં કાવ્યો વાંચતા ગયા તેવાં તેવાં નવાં કાવ્યો રચવાનો પણ આરંભ કરી દીધો. આ બધું તેર વર્ષ થતા સુધીમાં તેમણે સિદ્ધ કર્યું હતું. એકાદ વર્ષ પછી તેમણે ષડ્દર્શનનો અભ્યાસ કર્યો. અગીઆરમા વર્ષે તેમણે યમુનાલહરીનામે બાવન શ્લોકનું અનુપ્રાસના ચમત્કાર યુક્ત સંસ્કૃત કાવ્ય રચ્યું, જે ઉંમરે સ્વાભાવિક રીતે બાલક સામાન્ય માતૃભાષાનું જ્ઞાન ધરાવતો હોય છે.

ચૌદમા વર્ષથી અઢારમા વર્ષ સુધીમાં વ્યાકરણના મહાભાષ્ય પર્યંતના ટીકા ગ્રંથોનો ઉત્સાહથી રાત્રિદિવસ અભ્યાસ કરવા લાગ્યા. આ વર્ષો દરમિયાન પંડિતજીએ પુષ્ટિસંપ્રદાયના ગ્રંથોનો અભ્યાસ શરૂ કર્યો, અને વેદાન્તશાસ્ત્રના સર્વશ્રેષ્ઠ સર્વમાન્ય બ્રહ્મસૂત્રના આકર આઠે ભાષ્યોનું ગુરુમુખથી અધ્યયન કર્યું, તેમ જ ષડ્દર્શનાદિ સર્વ શાસ્ત્રોનો

પણ બાકી રહેલો અભ્યાસ પૂરો કર્યો. આમ અઢાર વર્ષમાં પંડિતજીએ ધણોખરો અભ્યાસ પૂરો કર્યો. તેમના જીવનમાં કેવી અદ્‌ભુત દિવ્યશક્તિ રહેલી હતી તે તેર વર્ષની ઉંમરે રચેલો રુક્‌મિણીચમ્પૂ નામનો તેમનો ગ્રંથ વાંચવાથી જણાઇ આવે છે. આ રુક્‌મિણીચમ્પૂ ગદ્યપદ્યાત્મક સરસ કાવ્ય સંસ્કૃતમાં છે આ કાવ્યની રચના અતિપ્રૌઢ અને ચમત્કૃતિથી ભરપૂર છે. ઉદાહરણરૂપે એક શ્લોક નીચે મૂકું છું.

> कस्त्वं मत्तनयः स मत्तनयने पृच्छामि नैतत्परम्।
> का वा त्वज्जननीति रागमहितान्जास्ये सपर्या मम ॥
> मित्रं ते वद दक्षिणेक्षणमये ते काव्योऽपि प्रिये।
> सख्ये का त्वमिति प्रियां प्रमदयन्पायात्सपद्मेक्षणः ॥

ભાવાર્થ:—શ્રીરાધાજી ભગવાનની ઘણી વારથી આવવાની રાહ જોતાં હતાં, તે સમયે ભગવાને આવી બહારથી સાંકળ ખખડાવી ત્યારે વ્યંગમાં શ્રીરાધાજી બોલ્યાં कस्त्व તું કોણ છે ?

એટલે ભગવાને कः એટલે કોણ એવો અર્થ ન કરતાં कः એટલે બ્રહ્મા એવો અર્થ લઇ વક્રોક્તિ કરી કહ્યું કે (मत्तयने सः मत्तनयः) હે મદમત્ત નેત્રવાળી, તે જે બ્રહ્મા છે તે મારો પુત્ર છે. (કારણકે બ્રહ્મા ભગવાનની નાભિકમળમાંથી ઉત્પન્ન થયા છે, તે વાત પુરાણોમાં પ્રસિદ્ધ છે). ત્યારે રાધાજી અંદરથી બોલ્યાં કે હું એ નથી પૂછતી પણ બીજું પૂછું છું કે (का वा त्वज्जननीति रागमहिता–रागमहिता त्वत्जननी का इति) પરમ સ્નેહવાળી તારી જનની એટલે માતા કોણ છે !

ત્યારે ભગવાને त्वज्जननीति તારા ભક્તોની શાસ્ત્રવિહિત નીતિ શી છે, એવો અર્થ લઇને કહ્યું કે હે अब्जास्ये सपर्या मम હે કમલવદની, મારી સેવા એ જ મારા ભક્તોની શાસ્ત્રવિહિત નીતિ છે. આમ પોતાના બે પ્રશ્નો યુક્તિથી ઉડાવી દીધા એમ જાણી, રાધાજીએ વિચાર્યું કે હવે તેના મિત્ર વિષે પૂછું, તેમાં તેનો સીધો જવાબ દીધા વિના છૂટકો નથી. એમ ધારી વળી પૂછ્યું કે मित्रं ते वद તારો મિત્ર કોણ છે તે કહે. તેના ઉત્તરમાં મિત્ર એટલે સૂર્ય એવો અર્થ લઇ, ભગવાને કહ્યું કે મેં

दक्षिणेक्षणम्-એટલે અયિ રાધા, (સૂર્ય) તો મારું દક્ષિણનેત્ર છે. આ રીતે ત્રીજો પ્રશ્ન પણ ઉડાની દીધો જાણી, રાધાજીએ વિચાર્યું કે હવે તેના ઘર વિષે પૂછવાથી તે બીજુ શુ કહી શકશે, તેથી પૂછ્યુ કે क्वालय તારું ઘર કયાં? આના ઉત્તરમાં શ્રીકૃષ્ણે અલિ એટલે સખી એ શબ્દનું બહુ વચન અલયઃ એવો અર્થ લઈ કહ્યુ કે તુ એક જ સખી છો છતાં અલયઃ એ બહુવચનવાળો પ્રયોગ કેમ કરે છે ! इति प्रियां प्रमदयन् पायात्स पद्मेक्षण એ રીતે પ્રિયા રાધાજીને પ્રસન્ન કરતા કમળલોચન ભગવાન આપણી રક્ષા કરો.

આમ રાધાકૃષ્ણનો અદ્‌ભુત સંવાદ પંડિતજીએ તેર વર્ષની ઉમરે યોજ્યો છે આ કાર્યને કોઈપણ વ્યક્તિ સામાન્ય કહી શકે તેમ નથી અરે! ભલભલા પંડિતોને પણ ખાડ ખવડાવી દે એવા શ્લોકો અપૂર્વ ચમત્કૃતિપૂર્વક દ્વિઅર્થી કાવ્યોમાં તેમણે યોજ્યા છે આમ તેમના બાલ-પણમાંથી જ અલૌકિક દિવ્યશક્તિ પ્રભાવ જણાવા લાગ્યો, ને આ તેર વર્ષના બાળક જાણે શુકદેવજી સનકાદિકનો પરિચય ન કરાવતા હોય તેમ લાગતું હતું

તેમનો કવિતા રચવાનો આ શોખ નાનપણથી હતો તેમની કુદરતી બક્ષિસ તેમને કાવ્ય કરવામાં સ્વાભાવિક સ્ફુરણા આપતી

આમ નવમા વર્ષથી અઢાર વર્ષસુધી તેઓ ઘણુ શીખ્યા ને ઘણું શીખવ્યુ. વચ્ચે સં. ૧૯૧૦થી તેમના પિતાજી ઘનશ્યામભટ્ટ સાથે પંડિતજી મુંબઈ આવતા ને થોડા માસ રહેતા જોકે આ વખતે જૂનાગઢમાં પંડિતજી, વલ્લભજી, દેવકીનંદનજી વગેરેનો અભ્યાસ ચાલતો છતાં વર્ષમાં એકાદ માસ તેઓ મુંબાઈ રહી જતા. સં. ૧૯૧૪માં મહામંગલ રૂપી સતીદેવી લાડુમાએ પોતાનો ભૌતિક દેહ ત્યજ્યો પિતા તથા પુત્રને આ બાબત કારી લાગ્યો એટલે બનતી ત્વરાએ સં. ૧૯૧૬માં ઘનશ્યામભટ્ટ પુત્રને લઈને મુંબાઈ આવી વસ્યા અહીં ખટાયત્ર ઉપર ભાષ્યનો તેમનો અભ્યાસ ચાલતો હતો.

૪

## આંતર્દર્શન.

પંડિતજી પિતા સાથે મુંબાઈમાં આવી વસ્યા ત્યારે મુંબાઈનો વાવરો બારે બંદરે ઉડતો હતો. મુંબાઈ ભારતવર્ષનું દ્વાર બનેલું હોવાથી દેશપરદેશના વહેપારીઓ ત્યાં આવતા ને અઢળક દ્રવ્ય કમાતા. તેથી ત્યાં નાણાંની રેલમછેલ થઈ હતી. વળી મહારાણી વિક્ટોરીઆનો જાહેરાતથી રાજકીય શાંતિ હતી, તથા પ્રજા પણ ઘણા વર્ષોના અંતે અંધાધુંધીથી મુક્ત થઈ સ્વતંત્ર રીતે હરતી ફરતી થઈ હતી, અને સ્વતંત્ર વિચાર કરવાના પગરણ મંડાઈ ચૂક્યાં હતાં. આના પરિણામે જુદીજુદી શ્રેણીના વિચારકોમા વિચાર ભિન્નતાથી સારી રીતે સંઘર્ષણ થવા માંડયું હતું.

યૂરોપમાંથી અનેક નવા વિચારો, આચારો ને નવી વૈજ્ઞાનિક શોધો હિંદના દ્વાર સમા મુંબાઈમાં આવવા માંડી હતી. તેના પરિણામે ઇશ્વર નથી એવો વાયુ નવશિક્ષિતોમા પ્રસરવા માંડ્યો હતો. બેકન અને ડીકાર્ટ વગેરે નવશોધકોએ નવીન શોધો કરવા માંડી હતી, તે તેને પરિણામે જડવાદનો પ્રચાર થવા માંડ્યો. આ નવશોધકોને એમ લાગવા માંડયું કે બધું જડ પરમાણુ અને તેના સ્વભાવથી સિદ્ધ થાય છે. જ્યાં આ માન્યતા પ્રચલિત થાય ત્યાં આત્મા, ચૈતન્ય, જીવ ઇત્યાદિ શાસ્ત્રની વાતો ભ્રામક લાગે, તથા શ્રાદ્ધ, સેવા તર્પણ, પુનર્જન્મ, કર્મનો સંબંધ એ બ્રાહ્મણોની કલ્પનાએ ઉપજાવી કાઢેલો વહેમ મનાય જ ! આના પરિણામે સહભોજન, પુનર્લગ્ન, અને પ્રાણીજ વસ્તુના ઉપયોગમાં ખાસ વાંધો નથી એવી માન્યતાઓ પ્રસરવા લાગી હતી,

મૂળમાં યૂરોપમાં ચૈતન્યવાદ અથવા આસ્તિકવાદ હતો. બર્કલી નામનો વૈજ્ઞાનિક જડ પદાર્થ ન સ્વીકારતાં અંતર ચૈતન્યનો આવિર્ભાવરૂપ વિશ્વ છે એમ કહેતો. જ્યારે હાર્ટમાન ને હીગલ સૃષ્ટિનું કારણ અજ્ઞાત છે એમ કહેતા. વળી જર્મનીનો મહાન તત્ત્વજ્ઞાની કેન્ટ શુદ્ધચૈતન્ય અને જડ અને ચૈતન્યના અનન્યત્વથી સૃષ્ટિની સ્થિતિ છે

એમ માનતો હતો. પણ આ વાતને હર્બર્ટ સ્પેન્સર નામનો વૈજ્ઞાનિક ન સ્વીકારતાં કહેતો કે વિશ્વને કેવળ જડ કે ચૈતન્ય ન માનતાં, વિશ્વ કેટલું સમજી શકાય તથા ન સમજી શકાય તેવું માનવું. તેમાં ન સમજાય તેનો વિચાર ન કરતાં, સમજાય તેવા વિભાગની વિશ્વવ્યવસ્થા જડવાદ અનુસાર રચવી. બાકીનું બધું ચૈતન્યઆદિ ન સમજાય તે કોટિમાં મૂકવું. હવે જડ સિવાય બીજું કંઈ નથી, તે પરમાણુઓના સ્વરૂપથી અને તેના સંયોગથી બધી વ્યવસ્થા બને છે, એવી માન્યતા શરૂ થઈ, પણ તેથી જડથી ચૈતન્યની ઉત્પત્તિ કેવી રીતે થઈ તે સિદ્ધ થઇ શક્યું નહિ. કારણ કે અસત્‌માંથી સત્ થાય એ માનવું બરાબર નથી.

હવે જડતત્ત્વ ઉપર વિચારતાં માલૂમ પડે છે કે પદાર્થ માત્રનાં ત્રણ સ્વરૂપ છે. (૧) જડ (૨) પ્રવાહી (૩) વાયુમય. તેમાં સર્વવ્યાપી રૂપ ઇથરનું ચોથું તત્ત્વ સ્વીકારવામાં આવ્યું. વળી ઇથરથી આગળ જતાં જડપરમાણુઓ એક એવી સ્થિતિએ પહોંચે છે કે જ્યાં તેમનું રૂપ જડ કે ચેતન છે, અગર ચાર સ્થિતિમાંથી કયી સ્થિતિમાં છે તે કહી શકાય નહિ આ સ્થિતિને પ્રોટાઇલ એવું નામ આપ્યું. હવે ન્યૂટનનો ગુરુત્વાકર્ષણનો નિયમ આ જડવાદ સાથે સુસંગત ન રહ્યો. કારણકે સૂર્યમાંથી અજવાળુ આવી ગરમી પેદા થાય તેને ઉષ્ણતા કે અગ્નિ ગમે તે નામ આપવાથી તે અગ્નિ શાથી થાય છે તે વાત સ્પષ્ટ થઈ નહિ. પદાર્થો એક બીજાને પોતાના સ્થૂલ વજનના પ્રમાણમાં આકર્ષી શકે છે તેને ગુરુત્વાકર્ષણ નામ આપ્યુ. પણ આ આકર્ષણનું શું કારણ તેનો ખુલાસો મળતો નથી. વળી પ્રોટાઈલ, ઇથર, વાયુ, પ્રવાહી, જડ એમ સૃષ્ટિક્રમમાં પદાર્થગતિ હોવી જોઇએ. બધું એક અદ્વૈત પ્રોટાઈલનું રૂપાન્તર છે, એમ સિદ્ધ થયું. આ ક્રમ પણ આપણા અદ્વૈતવાદ જોડે સુસંગત હતો. જોકે આ પ્રોટાઇલ તત્ત્વ કરતાં અવર્ણ્ય બ્રહ્મનું સ્વરૂપ ઉંચું છે. અવર્ણ્ય બ્રહ્મ અને પછી પ્રકૃતિદ્વારા આકાશ (પ્રોટાઇલ, ઇથર) તેમાંથી વાયુ, તેમાંથી તેજ ને તેમાંથી પાણી ને તેમાંથી પૃથ્વી બની, એવો ક્રમ છે. પણ જડવાદીઓ પ્રોટાઇલને જડ માની સૃષ્ટિની ઉત્પત્તિમાં કેવી રીતે ગતિ મળી તે સમજાવી શક્યા

નહિ, પણ સ્વતઃ સ્ફુરણાથી થાય છે એમ કહેતા. આ વાતને મળતું પ્રકૃતિ જડ અને ચેતનાત્મક તરીકે શાસ્ત્રમાં સ્વીકારવામાં આવ્યું છે. આમ પૃથ્વી જડ તત્ત્વથી નહિ પણ ચેતન તત્ત્વથી બનેલી છે. તે જડવાદના પ્રસરતા વાદ સામે સુજ્ઞ-પુરુષોએ ઢાલ રચી. પણ એ ઢાલ ધરનારા તે કાળમાં ઘણા ઓછા હતા.

આમ એક બાજુ જડવાદનો પ્રચાર થતો ત્યારે બીજી બાજુ પાદરીઓએ સંસ્કૃત ભણી, હિંદુ ધર્મ ઉપર આક્ષેપાત્મક હુમલા કરવા માંડ્યા. ક્રાઇસ્ટ જે સર્વસૃષ્ટાનો પુત્ર છે તે મનુષ્યના ઉદ્ધાર માટે અવતરી, સત્ય બોધ કરી, મનુષ્ય માત્રના કલ્યાણ માટે પ્રાણ ખોઇ ગયો છે, તેની જ ભક્તિ સર્વને તારવાવાળી છે, તેવો ઉપદેશ કરી, પુનર્જન્મ મૂર્તિપૂજા કર્મ વગેરે સિદ્ધાંતની ટીકા કરતાં, ને પોતાના ધર્મની સ્તુતિ કરવા લાગ્યા. રાજ કરતી બ્રિટીશ પ્રજા પણ ખ્રિસ્તી હોવાથી તેમની છાયા પ્રજા ઉપર પડી. તેથી જે પાદરીઓની શિખામણ માને તે સુધરેલા તથા સુધારાવાળા ગણાતા. વળી આ જ વખતે જો કોઈ હિન્દી ધર્માંતર કરે તો તે કારણે બાપીકી મિલકત પરના વારસાનો કશો હક્ક એ ગુમાવે નહિ એવું નક્કી કરવામાં આવ્યું. આ કાયદો પણ ખ્રિસ્તી ધર્મપ્રચારની સગવડતા ખાતર કરવામાં આવ્યો હતો ત્રીજી તરફ લોર્ડમેકોલેની યોજના અનુસાર અંગ્રેજી ભાષા માટે વિદ્યાલયો મહાવિદ્યાલયો શરૂ થયાં હતાં. તેના પરિણામે યૂરોપના સાહિત્યથી નવશિક્ષિતો આકર્ષાયા ને મિલ, મિલ્ટન, મેકોલે, બર્ક, શેલી, કિટ્સ વર્ડ્ઝવર્થ, ડાર્વિન, સ્પેન્સર અને હક્ષલીના લખાણે અનેકને વિચારતા કરી મૂક્યા. અને જૂની વાતો તરફ સુગ વધવા માંડી. આથી કેટલાક જડવાદી બની નાસ્તિક થયા, જ્યારે કેટલાક બાઇબલના અભ્યાસથી રંગાઇ ગયા વળી બાઈબલના Sermon of the mount પ્રકરણે કેટલાક યુવાનોને આકર્ષ્યા

આમ અનેક જાતનાં વિરોધી બળો ઉત્પન્ન થયાં ને આપણા ત્યાં સમાજસુધારો, દેશોન્નતિ, ધાર્મિક પરિવર્તનનું કાર્ય શરૂ થવા માંડ્યું. તે મારફતે આપણા રીતરિવાજો, આચારવિચારો, સાંસારિક અને ધાર્મિક સંસ્થાઓને નવી દૃષ્ટિથી તપાસવામાં આવતી અને બુદ્ધિની કસોટીએ ચઢાવી તેનું મૂલ્યાંકન કરવામાં આવતું.

## ૫
## સમાજનું સ્થૂલ દર્શન.

આમ હિંદુ ધર્મ ને સમાજ ઉપર બે તરફથી પ્રહારો થતા હોવા-વિધર્મી મિશનરીઓ ને સ્વધર્મી સુધારકોતરફથી. આ વખતે રાજારામમોહનરાય નામના એક મહાન પંડિત બંગાળામાં જન્મ્યા. તેમણે વેદોપનિષદના બ્રહ્મવાદને સ્વીકારી બ્રહ્મસમાજ સ્થાપ્યો, અને અંગ્રેજી શિક્ષણના પ્રચારમાં રસ લીધો. પણ આ સમાજ માટે એવી માન્યતા વહેતી મુકાએલી કે ખ્રિસ્તી ધર્મના એકેશ્વરવાદને તે બહુધા અનુસરે છે, અને પરોક્ષ રીતે ખ્રિસ્તીધર્મનો પ્રચાર કરે છે, પણ એટલું તો સાચું કે આ ધર્મમાં ખ્રિસ્તી ધર્મની છાયા પડેલી ને ભ્રાતૃભાવ કેળવી વિશ્વપ્રેમ આચરવાનો ઉપદેશ આપણા ત્યાં આ સમાજે પ્રથમ કર્યો, તેથી આ સમાજની અસર નવશિક્ષિતો ઉપર પણ સારી પડી.

સં. ૧૮૯૬માં બંગાળાથી ઈશ્વરચંદ્ર વિદ્યાસાગર મુંબાઈ આવ્યા. તેમણે વિધવા વિવાહની હિમાયત કરી ને તેના માટે કાયદાની અનુકૂળતા કરી આપી. વળી તેમણે બ્રહ્મસમાજના પ્રચાર માટે વ્યાખ્યાનો આપ્યાં. આના પરિણામે પરમહંસ મંડળી જન્મી, જે મૂર્તિપૂજા ન માનતી એકેશ્વરવાદ સ્વીકારતી હતી. વળી હિંદુઓમાંથી જાતિને છિન્નભિન્ન કરવી, વિધવા વિવાહ કરાવવા ને તે બધું શાસ્ત્રસંમત છે એમ આ મંડળી પ્રચાર કરતી.

સં. ૧૯૧૦માં બ્રહ્મસમાજના પ્રચારક તરીકે કેશવચંદ્રસેન આવ્યા. પણ આ વખતે મુંબાઈ શેર મેનિઆની ધમાલમાં હોવાથી તેમની ખાસ અસર ન થઈ. પણ તેમની મોટી પ્રતિભાના કારણે સં. ૧૯૧૩માં પ્રાર્થનાસમાજની સ્થાપના થઈ ને કવિ નર્મદાશંકર તેમાં જોડાયા. સં. ૧૯૧૬માં તત્ત્વશોધક સભા સ્થપાઈ, ને સં. ૧૯૨૦માં બ્રહ્મસમાજનું પ્રથમ પુસ્તક મુંબાઈમાં છપાયું.

હવે સમુદ્રપ્રયાણ માટે ચર્ચા ચાલી. તેનું સમર્થન કવિદલપતરામ, કવિનર્મદાશંકર, કરસનદાસ, ભોળાનાથ વગેરે કરતા. એ સં. ૧૯૧૬માં મહિપતરામે સમુદ્રપ્રયાણ કર્યું ને કરસનદાસે દેશાટન માટે એક નિબંધ લખ્યો, ને પરદેશ ગયા.

ત્રીજો પ્રશ્ન વૈષ્ણવ મહારાજો વિશે સુધારકોએ ઉપાડ્યો. આ ધર્મ યુગથી ગુજરાતમાં પ્રસરેલો હતો, પણ લોકોની અંધશ્રદ્ધા તથા અજ્ઞાનથી આ ધર્મના ગુરુઓ પૂર્ણ વૈભવ વચ્ચે રહેતા તથા નવા જમાનાના પ્રવાહથી અજ્ઞાન હતા. આ વસ્તુ સુધારકોના ધ્યાન ઉપર એકદમ આવી. આથી તેમણે મહારાજોની વર્તણૂક માટે અનેક જાતના વાંધા દેખાડવા માંડ્યા આમા સં. ૧૯૧૧માં કેટલાક શૈવ બ્રાહ્મણોએ મહાદેવજી આગળ છપ્પનભોગ કર્યો આ પ્રસાદ શિવનિર્માલ્ય હોવાથી પ્રસાદ તરીકે ન લેવાય એવો મહારાજોએ વાંધો લીધો. આ વાતને શાસ્ત્રોનો આધાર હતો. પણ આ બનાવથી છાપાવાળાને ખોરાક મળ્યો ને શૈવો ને વૈષ્ણવો, તથા જુના વિચારના ને નવા વિચારવાળા વચ્ચે કલહનાં બીજ તેમણે બરાબર વાવી આપ્યાં.

આ પ્રશ્ન પછી વિધવા વિવાહનો પ્રશ્ન મોખરે આવ્યો. આમાં સુરતવાળા નિ. લી. સ્થ ગો. શ્રીયદુનાથજી મહારાજનો સાથ છે એમ કેટલાક સુધારકોએ માન્યું. સાચી વાત એ હતી કે મહારાજશ્રી સ્ત્રી કેળવણીનો વિકાસ થાય એમ ઇચ્છતા હતા, પણ વિધવાવિવાહ માટે તેઓ એમ કહેતા કે શાસ્ત્રથી એ વાત નક્કી થવી જોઈએ. આ વસ્તુ નક્કી કરવા માટે સં. ૧૯૧૬ના ભાદરવા સુદ ૫મે એક સભા ભરાઈ તેમાં શ્રી. કરસનદાસ મુળજી, કરસનદાસ માધવદાસ, ડૉ. ધીરજરામ દલપતરામ, મથુરદાસ લવજી, ગમદાસ ભાણજી, નર્મદાશંકર કવિ વગેરે આવ્યા. મહારાજશ્રી તરફથી પ્રથમ પ્રશ્ન તેઓને શાસ્ત્રો ઈશ્વરકૃત માનો છો? એવો પ્રશ્ન પુછવામાં આવ્યો, જેનો ઉત્તર નર્મદાશંકરથી બરાબર આપી શકાયો નહિ. પણ તેમણે વિધવાવિવાહ શાસ્ત્રસિદ્ધ છે એ ચર્ચા કરવા આગ્રહ પકડ્યો. અહીં આ ચર્ચા અટકી ને મહારાજશ્રી ને

સુધારકો વચ્ચે મતભેદ પડ્યો. ત્યારથી સુધારકોએ મહારાજશ્રી ને પુષ્ટિમાર્ગ ઉપર અત્યંત અસભ્ય ભાષામાં સાહિત્ય પ્રગટ કરવા માંડ્યું. વળી બ્રહ્મસંબંધ મંત્ર જેમાં ભગવાનને દરેક વસ્તુ અર્પણ કરવાની સ્પષ્ટ વ્યવસ્થા છે, તેને બદલે બ્રહ્મસંબંધ મંત્રને ખોટી રીતે લખાવી, તેમાં ગુરુને અર્પણ કરવાનો ઉપદેશ છે એમ છપાવી વૈષ્ણવધર્મ હલકો પાડવા માટે કાવતરાં રચવા માંડ્યા અને એના અનુમોદનમાં ઘણું વિરુદ્ધ સાહિત્ય પ્રગટ કરવામાં આવતું.

આ બાજુ શ્રીયદુનાથજી મહારાજ પણ જુદી ખોપરીના હતા. તેઓ કંઈ ચૂપચાપ બેસી રહે એવા ન હતા. ને ક્રોધપણ વાતમાં ઝટ નમતું ન આપતા તેનો પૂરેપૂરો સામનો કરતા પ્રતિવાદીના ભયંકર આક્ષેપોથી ન ગભરાતાં પોતાની સત્ય વસ્તુ બહાર પાડવા જેટલા રસ્તા લેવાય તેટલા તેઓશ્રીએ લીધા ને સુધારકોને તેટલા જ જોરથી સામો પડકાર કર્યો. મહારાજશ્રીની આવી શક્તિ હોવા છતાં, તેમને કેટલાક હિતશત્રુઓએ સુધારકો ઉપર આબરૂનો દાવો કરવા અવળી સલાહ આપી ને આ સલાહથી મહારાજશ્રી દોરવાઈ ગયા. ને આ રસાકસીની વાત પલટાઈ ગઈ, ને સુધારકો ફાવી પડ્યા. કારણકે તેઓ જાણતા હતા કે જજો નવા જમાનાની અસરવાળા ને તેને પોષણ આપનાર હતા વળી જૂના આર્યધર્મ તરફ તેમની દૃષ્ટિ વધુ પડતી સંકુચિત હતી. વળી તેઓ જાતે પરદેશી ખ્રિસ્તી હતા. ને તેમના મનથી આ સુધારકો માર્ટિનલ્યુથર હતા. એટલે આવા ન્યાયાધીશો પાસે ન્યાયની આશા રાખવી તે રેતીમાંથી તેલ કાઢવા બરાબર હતું આ કેસમાં કેટલાક જુના વિચારના ભાટીયા ગૃહસ્થો કાયદાની ચુંગાલમાં આવ્યા ને નુકશાનમાં ઉતર્યા વળી આ દાવામાં મહારાજશ્રી ને પુષ્ટિમાર્ગ વિરુદ્ધ અનેક સુધારકોએ જુબાની આપી. છતાં તે વખતના વિદ્વાન ઝવેરીલાલ ઉમિયાશંકર, નારાયણ દીનાનાથ, વિનાયક લક્ષ્મણ શાસ્ત્રી તથા વરજીવનદાસ માધવદાસ બી. એ. વગેરેએ પુષ્ટિમાર્ગની શાસ્ત્રીયતા ઉપર સારી રીતે બચાવ કરતાં જુબાની આપી પણ આ યુગ જ એવો હતો કે કંઇ નવુંજૂનું કરી નાખવું એવી દરેકમાં

ભાવના હતી. વળી જદુજી પણ નવા વિચારના ને ખ્રિસ્તી ધર્મની અસરવાળા હતા. એટલે આ કેસના ચુકાદામાં મહારાજશ્રીને ઘણું વેઠવું પડ્યું ને વૈષ્ણવ ધર્મની પ્રતિષ્ઠાને ભયંકર ફટકો પડ્યો. ત્યારથી મહારાજોનો સમાજમાંનો મોટો મોભો ગયો ને નવી સુધારકોની દોરવણીથી વૈષ્ણવધર્મ વિષે અનેક ખરા ખોટા ખ્યાલો સમાજમાં ઘૂસી ગયા.

આ બધું જોતાં સહજ માલૂમ પડશે કે તે સમયે [1]સમાજમાં બે પ્રવૃત્તિઓ કામ કરતી હતી. એમાંની એક આપણી પ્રાચીન જીવન વ્યવસ્થામાં સામાજિક ને ધાર્મિક સુધારા દાખલ કરવા મથતી હતી, જ્યારે બીજી પ્રાચીનતાને વળગી રહી જૂના સામાજિક અને ધાર્મિક રૂઢી રિવાજો ટકાવી રાખવા મથતી હતી. પહેલી પ્રવૃત્તિની પ્રેરણા પશ્ચિમનું અનુકરણ કરવાની વૃત્તિમાંથી ઉદ્‌ભવી હતી. તેમાં ઉચ્છૃંખલવૃત્તિ અને પરછંદાનુવર્તી વધારે હતાં. બીજીમાં પ્રાચીન સંસ્કૃતિના ઉત્તમ નીવડેલા મૌલિક સિદ્ધાંતોમાં શ્રદ્ધા હતી, તો સાથે સાથે સામાજિક અને ધાર્મિક પુનર્ઘટના કરવાની દૃષ્ટિ કે હિંમતનો અભાવ જણાતો હતો. પરિણામે જડતા, રૂઢિનું દાસત્વ ને ચાલુ અસત્ય થઈ પડેલી સ્થિતિને નભાવી લેવાનું માનસ હતું જ્યારે સાધારણ જનસમાજ તો રૂઢીવશ થઈ તમોગુણની નિષ્ક્રિયતામાં પડ્યો હતો.

જોકે આપણા ચરિત્રનાયક પંડિત ગટ્ટુલાલજી બીજી પ્રવૃત્તિના અનુયાયી હતા, પણ તેમનામાં પ્રાચીન સંસ્કૃતિના વિકાસ માટેની દીર્ઘદૃષ્ટિ હતી તથા ધર્મના આચરણમાં તેઓ સંપૂર્ણ શ્રદ્ધાવાન હતા ને દરેક ક્રિયા શુદ્ધિ પૂર્વક કરતા. વળી તેમનામાં સમાજિક ને ધાર્મિક પુનર્રચના કરવાની સ્વાભાવિક શક્તિ હતી અને તે પ્રવૃત્તિમાં પ્રગતિ આવે માટે ધાર્મિક ઉત્સાહ અને બળ પણ તેમનામાં પુષ્કળ હતાં.

---

૧. સને ૧૯૪૫ના ઉર્મિમાંથી

## ૬
# મુંબાઈમાં પ્રવેશ.

પંડિતજી પિતા સાથે સં ૧૯૧૬મા મુમાઇમાં આવી વસ્યા ત્યારે પુષ્ટિમાર્ગરૂપી સુવર્ણ સુધારારૂપી ભઠીમાં અટવાઈ પડ્યું હતું, ને આ સુવર્ણને નાબૂદ કરવા માટે વર્તમાનપત્રોરૂપી ઘણનો મારો શરૂ કરવામાં આવ્યો હતો. વળી મહારાજ લાયબલ કેસે તો તે સુવર્ણને લોહરૂપમા ફેરવવા સજ્જડ પ્રયત્ન કર્યો પણ ભગવાનની ઇચ્છા તેના અસલ સનાતનરૂપ આ ધર્મને રક્ષણ આપવાની હતી

જ્યારે પંડિતજી મુમાઇ આવ્યા ત્યારે તેમની આર્થિક સ્થિતિ જરાયે સારી ન હતી આમ છતાં સાંપ્રદાયિક ને જ્ઞાતિના માણસ તરીકે ઘન શ્યામ ભટ્ટને મુંબાઇમાં અંગત સહારો કોઇનો ન હતો. પણ સંપ્રદાયના પંડિત તરીકે ઘનશ્યામભટ્ટને શ્રીગોસ્વામી મહારાજો સાથે પરિચય હતો કેટલીક વાર તેમના જીવનમા અનેક મૂંઝવણો આવી પડતી અને ભટ્ટજી અને પંડિતજીને પોતાના એકલવાયા જીવન માટે લાગણી થઈ આવતી આ વખતે પંડિતજીને તેમનુ હમેશનું પ્રિય ગીત સાભરી આવતુ તેને એવી તો મીઠી હલકથી ગાતા કે સાભળનાર માણસનુ હૃદય દ્રવીભૂત થયા વિના ન રહે

એક બેર સગરી પર બીતી, હમ જાને હમરી પર બીતી,
ભર આયે નીર ઉમડ આયે બાદર, જાન પરે મછનીપર વીતી ૧ એક બેર
સૂર્યચંદ દોઉ આકાશે તપતહે, ગહન લગે ઉનહી પર બીતી,
સીતારામનછમન પાંડવ ચાલી, બનમે ગયે સબહીમે બીતી ૨ એક બેર
સૂરદાસ પ્રભુ તુમરે મીલનકુ, નૈન ગયે હમરી પર બીતી,
એકબેર સબહી પર બીતી હમ જાને હમરી પર બીતી. ૩ એક બેર

પણ મુમાઈમાં મોટા મંદિરના શ્રીજીવનલાલજી અને શ્રીનૃસિંહલાલજીનો સારો આશ્રય તેમને મળ્યો આ શ્રીજીવનલાલજી મહારાજ વૈષ્ણવ ધર્મની પ્રવૃત્તિના કેન્દ્ર સમા હતા તેમનો જન્મ સં ૧૮૫૮ના ચૈત્ર વદ ૧૪ કચ્છમાંડવીમાં થયો હતો તેઓ વિદ્યાવિલાસી હતા મોટા

મંદિરના શ્રીગોવર્ધનેશજીએ તેમને દત્તક લીધા. આ શ્રીગોવર્ધનેશજી મોટો વેપાર કરતા, સર જમશેદજી સોરાબજી તથા શાપુરજી બંગાળી શેઠીયાઓ તેમના ખાસ કૃપાપાત્ર હતા. તેઓ ઉદાર હતા ને પોતાના ભત્રીજા શ્રીબાલકૃષ્ણજીનું ત્રીસ હજારનું દેવું પોતે આપ્યું હતું. આ શ્રીબાલકૃષ્ણજી લીલાવશ થયા બાદ તેમના ઠાકોરજી શ્રીબાલકૃષ્ણજી મુંબાઈ પધરાવ્યા. આ મહારાજશ્રી પછી શ્રીજીવણલાલજી મહારાજ મોટી હવેલીનો વહીવટ કરવા લાગ્યા. તેઓ વિદ્વાન હતા ને વિદ્વાનની કદર કરતા. કવિદલપતરામનો પણ તેમની કાવ્ય ચમત્કૃતિ માટે આપશ્રીએ સારો સત્કાર કર્યો હતો. વળી શ્રીબાલકૃષ્ણચમ્પૂ, બાલકૃષ્ણપ્રાર્થનાષ્ટક, યમુનાચતુષ્પદી, રંગાદ્વિપદી, વગેરે સંસ્કૃતમાં; વલ્લભાખ્યાનની ટીકા વ્રજભાષામાં; શ્રીનાથજી બાલકૃષ્ણજી રણછોડજી દાનલીલા રાસલીલા વગેરે ઉપર કાવ્યો ધોળ, ગરબા ગુજરાતી ભાષામાં આપશ્રી રચ્યા છે.

આ જીવણલાલજી મહારાજને સુધારકોએ વીતાડવામાં કંઇ બાકી રાખી નથી. તેમની ઇચ્છા મહારાજશ્રીને માનભંગ કરવાની હતી. પણ આપશ્રી વિચક્ષણ હતા. તેઓ સુધારકોની સુંગાલમાં ન ફસાવાય માટે ખૂબ તકેદારી રાખતા. તેઓ વિદ્વાન હોવા છતાં સમજતા હતા કે નવયુગનું ઘોડાપૂર વહેણની સામે થનારમાં રહેજ ક્ષતિ થતાં તે સામે થનારને અટવાવી મરણ તોલ કરી નાખે છે. સં. ૧૯૧૪માં મહારાજશ્રી સામે દયારામ મોતીરામે દાવો માંડ્યો. મહારાજશ્રી પોતે મોટા ધર્મગુરુ હોવાથી હાજર ન થાય, તે સ્વીકારાયું નહિ આથી આપશ્રીએ સમયસૂચકતા વાપરી પેલા માણસ સાથે સમાધાન કરી નાખ્યું. જોકે વર્તમાનપત્રોએ તો મહારાજશ્રીને કોર્ટમાં હાજર કરવા જોઇએ તે માટે જુદીજુદી રીતે પ્રચાર શરૂ કરી નાખ્યો હતો. આ પરિસ્થિતિનો ખ્યાલ કરતાં મહારાજશ્રી સમજી ગયા હતા કે કાદવમાં પત્થર નાખવાથી સ્વચ્છ કપડાં ઉપર છાંટા ઉડે છે. વળી તેઓ બરાબર સમજતા હતા કે આ નવ કેળવણી પામેલા જડવાદી જમાના સામે પોતે મોટી પ્રતિભા પાડી શકે એવી મોટી શક્તિ પોતે

ધરાવવી જોઈએ.

પંડિતજીએ અહીં આવ્યા પછી મુંબઈની સઘળી પરિસ્થિતિ વિષે મૂક વિચાર કર્યો, અને કેવી રીતે આર્યધર્મ ને પુષ્ટિમાર્ગનો ઉત્કર્ષ થાય તે વિચારવા લાગ્યા. જો કે તેમનો ભાષ્યો ઉપરનો અભ્યાસ ચાલતો હતો, પણ તેમની અગાધ બુદ્ધિશક્તિ ગમે તેવા ગૂઢ ને અતર્ક્ય વિષયો હસ્તામલકવત્ વશ કરી લેતી હતી. આજ અરસામાં ગુજરાતી સાહિત્યનભોમંડળના સુધાકર ભક્તકવિશ્રી દયારામભાઈના પટ્ટશિષ્ય શ્રીરણછોડભાઈ મુંબાઈ આવ્યા. કવિશ્રીના ગોલોકવાસ પછી તેઓ અમદાવાદ, વડોદરા, ભરૂચ, સુરત ને મુંબાઈ વગેરે સ્થળોએ તેમની રસીલી વાણીદ્વારા સુધાકરની સુધાનું પાન કરાવી, કવિનું કીર્તિમંડળ વધારે દીપ્તિમાન કરતા હતા. કવિશ્રી દલપતરામ તથા નર્મદાશંકર રણછોડભાઈ પાસેથી કવિશ્રીનાં પદો સાંભળી મુગ્ધ બન્યા હતા. તેઓ પંડિત ગટ્ટુલાલજી તથા તેમના પિતાજીને મળેલા, ને દયારામભાઈની ભક્તવાણીનો દિવ્ય અનુભવ કરાવ્યો, ત્યારથી પંડિતશ્રીને દયારામભાઇના કાવ્યસાહિત્યમાં રસ પડ્યો, ને ત્યારથી ગુજરાતી સાહિત્યનો અભ્યાસ તેમણે પદ્ધતિસર કર્યો ને કવિ ભાણદાસ રત્નેશ્વર વગેરે કવિઓનાં કાવ્યો પ્રકાશિત કર્યાં ને દયારામભાઈનું સાહિત્ય કેટલુંક પ્રગટ કર્યું ને ત્યારથી સંગ્રહ કરવા લાગ્યા.

આ અરસામાં તેમને કાશી જવાનું થયું. અહીં એમને ઘણા પંડિતોનો સમાગમ થયો. અહીં તેમના શતાવધાના (સો વસ્તુઓમાં એકી સાથે ધ્યાન આપી પછી બધી એક પછી એક તે યથાક્રમ યાદ રાખી બોલવી તે.) પ્રયોગ થતા. આવી જાતના પ્રયોગ ઘણા ઓછા વિદ્વાનો કરી શકતા આ સભામાં તેમની અનેક જાતની પરીક્ષા કરવામાં આવતી. એક ઘડીમાં તેઓ સંસ્કૃતમાં સો શ્લોકો બનાવતા. આ શ્લોકો પણ અર્થગૌરવ ને ગૂઢ ભાવવાળા બનતા, ખાલી મિથ્યા શબ્દાડંબરવાળા ન હતા. વળી અહીંની પાદપૂર્તિઓ, અનેક પ્રકારના રસાલંકારથી અલંકૃત શબ્દાર્થ ગૌરવવાળી તથા શીઘ્રકવિતાઓ પણ ઓજસ્વી બનતી અને શતાવધાનથી

મોટી સહસ્રાવધાનના અદ્દભુત ચમત્કારો થતા. આથી કાશીનિવાસી સર્વમાન્ય શિષ્ટવર્ગે સર્વાનુમતે તેમને શીઘ્રકવિ તથા શતાવધાનીનું પદ આપ્યું વળી ત્યાંની પ્રાચીન તત્ત્વદર્શક પાઠશાળામાં વેદાન્તાદિ શાસ્ત્રોની પ્રૌઢ ચર્ચા પંડિતશ્રી સાથે થઈ. અહીં પંડિતજીની અસામાન્ય શાસ્ત્રીય શક્તિનાં દર્શન થયાં તેથી આ પાઠશાળા તરફથી શ્રી ગટ્ટુજીને પ્રસિદ્ધ પંડિત નામે સર્વોત્તમ પદવી માન સહિત અર્પણ કરવામાં આવી.

પંડિતજીનું લગ્ન પણ આજ અરસામાં જ્ઞાતિના ગોકુલસ્થ વિભાગના ભટ્ટજીનાં પુત્રી પાર્વતી સાથે થયું હતું. એઓ સતી, પતિવ્રતા તથા પતિ ને અનુકૂળ હતાં. તેમને પંડિતજીના અગાધ ગુણોની શક્તિનું દર્શન થયુ હતું. આ ઉગતા પંડિતજીની જગદ્વંદ્ય વિદ્વત્તા, સરલતા, મહાનુભાવતા, અમૃંસતા અને ઔદાર્ય વગેરે ગુણો જોઇ ગમે તેવો કઠોરચિત્તનો માણસ હોય તોપણ તેમને આધીન થઈ જાય તો આવી સુશીલ પવિત્ર સતી સ્ત્રી પતિને આધીન થવામાં ગૌરવ લે એમાં નવાઈ નથી. પંડિતજી પણ તેમની પત્નીથી અતિસંતુષ્ટ રહેતા અને પત્ની પણ ઈશ્વરતુલ્ય પતિ મળવાથી તેમની સેવામાં મશગૂલ રહેતાં. પણ કમભાગ્યે આ યુગલજોડી કેટલાક વર્ષોબાદ ખંડિત થઈ. ને આ પતિપરાયણા પતિની સેવા કરતાં ભક્તિના આવેશમાં અને આવેશમાં ભેદાત્મક સ્થૂળદેહનો ત્યાગ કરી પતિના આત્મા સાથે અભિન્ન થઈ ગયાં.

## ૭
# વેદાન્તચિન્તામણિની રચના.

ઉપર આપણે જોઈ ગયા છીએ કે મહારાજ લાયબલ કેસની બે અસર સમાજ ઉપર મુખ્યત્વે થઈ હતી. એક તો-મહારાજોનું જીવન અનીતિમય છે અને બીજી-આપણા પુષ્ટિમાર્ગીય સિદ્ધાંતો મૂળ આર્યધર્મથી વેગળા છે. પહેલી અસર નાબુદ કરવા માટે ગોસ્વામી મહારાજોના આદર્શ જીવન ઉપર મુખ્ય આધાર હતો. જ્યારે બીજી અસર નાબૂદ કરવા માટે વેદ, ગીતા, બ્રહ્મસૂત્ર ને ભાગવત તથા શ્રીવલ્લભાચાર્ય મહાપ્રભુ રચિત ગ્રંથોનો તુલનાત્મક અભ્યાસ કરી અને તેના ફલરૂપે પુષ્ટિસિદ્ધાંત સારી રીતે સમજી શકાય તેવા ગ્રંથ રચનાની જરૂર હતી. આવી જાતની ગ્રંથરચનાઓની વ્યવસ્થા જુદાજુદા સંપ્રદાયના મુખ્ય લેખકોએ કરી હતી. કેવલાદ્વૈત સંપ્રદાયના ભૂષણરૂપ વિદ્યારણ્ય નામે સ્વામી થઇ ગયા. તેઓ શાંકર વેદાન્તના ઉંડા અભ્યાસી હતા. તેમણે જોયું કે મહાન શંકરાચાર્યના સિદ્ધાંતો સમજવા માટે બધા પંડિતો કંઈ શારીરિક ભાષ્ય વિગેરે ગ્રંથો વાંચી શકે નહિ. માટે તેવા પંડિતો માટે પંચદશી નામે એક ગ્રંથ તેમણે રચ્યો, જેમાં શંકરાચાર્યના મુખ્ય મુખ્ય સિદ્ધાંતોનો સમાવેશ થાય છે.

આ ગ્રંથના વાચનથી શંકરાચાર્યના મતનું સ્વારસ્ય સહેલાઇથી સંસ્કૃત જાણનારા પામી શકતા. આવા જ ગ્રંથની પુષ્ટિસંપ્રદાયમાં જરૂર છે એમ પંડિત શ્રીઘનશ્યામભટ્ટને ઘણા વખતથી લાગતું. આવા ગ્રંથની રચના કરવા તેમણે પોતાના પુત્ર ગટ્ટુલાલજીને સૂચના કરી. પંડિતજી પણ આવા ગ્રંથની આવશ્યકતા ખાસ વિચારતા હતા અને પુષ્ટિમાર્ગના સાચા સિદ્ધાંતો વિદ્વત્સમાજ આગળ મૂકવા માટે એવા કોઈ ગ્રંથની યોજના વિચારી રહ્યા હતા. તેમણે પિતાની આજ્ઞા શિરોધાર્ય માની તે કાર્ય ઉપાડ્યું. પણ પોતે અંધ હોવાથી સ્વહસ્તે કંઇ લખી શકામ તેમ હતું નહિ. વળી આખો દિવસ અભ્યાસ, જપ, પૂજાપાઠમાં

વખત જવાથી આવા ગ્રંથની રચના માટે સમયનો પણ અભાવ હતો. છતાં પંડિતજી રાતે ગ્રંથ લખાવે ને ઘનશ્યામભટ્ટ તે ગ્રંથ લખે તેમ નક્કી કરવામાં આવ્યું. ત્યારથી પંડિતજી રાતે પચોતેરથી સો શ્લોક લખાવતા. આ કાર્ય થોડા માસમાં સંપૂર્ણ થયું. પિતાએ જ્યારે આખો ગ્રંથ અથથી ઇતિ સુધી ધ્યાનપૂર્વક વાંચ્યો, ત્યારે પુત્રની અગાધ બુદ્ધિ તથા ગ્રંથ રચવાની અદ્‌ભુત કળા નિરખી આત્માથી પ્રસંન થયા. આ ગ્રંથ ટૂંકા સમયમાં છપાવી કાશી વગેરે વિદ્યાનાં કેન્દ્રોમાં મોકલવામાં આવ્યો જ્યાં તેના અભ્યાસકોએ તેની મુક્તકણ્ઠે પ્રશંસા કરી.

આ ગ્રંથ તે વેદાન્તચિંતામણિ જે સંપ્રદાયના સંસ્કૃતના અભ્યાસી માટે આશીર્વાદ સમાન છે. વળી જે જે વિદ્વાનો શુદ્ધાદ્વૈત-તત્ત્વજ્ઞાન વિષે અનેક ભ્રમો સેવતા હતા, તે આના વાચનથી સંપ્રદાયના સાચા સિદ્ધાંતો સમજવા લાગ્યા અને શંકરાચાર્યના તત્ત્વજ્ઞાનની હરોળમા વલ્લભાચાર્યનું તત્ત્વજ્ઞાન ઊભું રહેવા લાયક છે, એમ માનવા લાગ્યા.

આ વેદાન્તચિન્તામણિ ગ્રંથની ભાષા સરલ છતાં તેમાં અનુપમ કાવ્યશક્તિ બિરાજે છે તથા લેખકના અભ્યાસના પરિપાકરૂપ ને દર્શનશાસ્ત્રના નિચોડરૂપ પાણ્ડિત્ય આ ગ્રંથમાં છે.

આ ગ્રંથમાં પંદર પ્રકરણ છે. પ્રથમ પ્રકરણમાં સર્વધર્મ વિશિષ્ટ પરમાત્માનું વર્ણન છે; તે પરમાત્મા સર્વકર્તા છે. આમાં નાસ્તિકોની શંકા ટાળવા માટે વિવિધ દલીલો કરવામાં આવી છે. બીજા પ્રકરણનો પ્રતિપાદ્ય વિષય એ છે કે વેદ ગીતા ભાગવત અને બ્રહ્મસૂત્ર શ્રીમહાપ્રભુજીના માર્ગમાં માન્ય છે તેને અનુસરનાં બીજાં જે શાસ્ત્રો છે, તે પણ પુષ્ટિમાર્ગમાં માન્ય છે, પણ શ્રીમહાપ્રભુજી હાલના સમયમાં શાસ્ત્રના નિર્ણય માટે શબ્દ પ્રમાણ સિવાય બીજા પ્રમાણનો સ્વીકાર કરતા નથી. આવી જાતના વિવિધ સિદ્ધાંતોની ચર્ચા આ ગ્રંથમાં કરવામા આવી છે. પણ્ડિતજીની શ્લોક રચનામા કેવી ખૂબી કુશળતા ગભીરતા ને વિવિધતા રહેલી છે તે તેના નીચેનાં એક શ્લોકથી સમજાશે

शुद्धाद्वैतं सर्वंसाक्षिं जडजीवादिकारणम्
साकारं सच्चिदानन्दं वन्दे श्रीपुरुषोत्तमम्

ભાવાર્થઃ—જડ જીવ અને અન્તર્યામીના કારણરૂપ, સર્વપ્રકારની શક્તિવાળા, સાકાર, શુદ્ધ સત્‌ચિત્‌ આનંદ જે શુદ્ધ અદ્વૈત સ્વરૂપ છે, એવા શ્રીપુરુષોત્તમને હું વંદન કરૂં છું. આ એક જ શ્લોકમાં જગત જીવ ને આત્માનો ભગવાન સાથેનો સંબંધ, સ્પષ્ટરીતે સમજાવ્યો છે, તદુપરાંત આ બ્રહ્મ નિર્ધર્મક કે નિરાકાર નથી પણ સાકાર ને સધર્મક છે તથા શુદ્ધ આનંદ સ્વરૂપ છે; તેદ્વારા બ્રહ્મના ધર્મ સમજાવ્યા. વળી જે ક્ષર અને અક્ષરથી ઉત્તમ પુરુષોત્તમ છે તે પુષ્ટિમાર્ગીય સેવ્ય છે, અને આનંદસ્વરૂપ હોવાથી રસાત્મક દ્વિભુજાત્મક સ્વરૂપ સેવ્ય છે, તેને હું વંદન કરૂં છું. આમ એક જ શ્લોકમાં સાંપ્રદાયિક સિદ્ધાંતનું ગૂઢ તત્ત્વજ્ઞાન સમાવવામાં તેમની બુદ્ધિકુશળતાનો પરિચય થાય છે. વળી ખૂબીની વાત એ છે કે શ્રીમહાપ્રભુજીનો માર્ગ સર્વોત્તમ છે એ પ્રતિપાદન કરતાં તેમણે બીજા સંપ્રદાયને અન્યાય થાય અથવા તેમનું હીણું દેખાય એવું આ ગ્રંથમાં આવવા દીધું નથી. તેઓ પોતે નિર્મત્સર ને હંસક્ષીર ન્યાય પ્રમાણે સત્યપ્રેમી હતા. આથી બીજા સંપ્રદાયના મતની સમીક્ષા તેમને પણ અપ્રિય ન લાગે તેવી રીતે પોતાના ગ્રંથમાં લખી છે.

તેમના ગ્રંથ માટે સદુપદેશમાર્તંડના પ્રકાશક જણાવે છે કે "આવા ગ્રંથથી તેમણે એકલા પુષ્ટિમાર્ગીય વૈષ્ણવોને ઉપકૃત કર્યા છે એમ નથી, પણ બીજા ધર્મના મતાનુયાયીઓ જો તે પંડિતજીના ગ્રંથો વાંચશે તો તેમાં તેમની અપૂર્વ અભેદ બુદ્ધિની પ્રતીતિ સાથે ગ્રંથમાં સમાયેલો અનન્ય સામાન્ય સદ્‌બોધ તેમને પણ અનેક પ્રકારે શ્રેયસ્કર થયા પછી વિના નહિ રહે."

## બીજો હલ્લો.

મહારાજ લાયબલ કેસના ભયંકર હલ્લા પછી બીજો હલ્લો રાજસ્થાન જયપુરમાંથી આવ્યો. જયપુરમાં રાજા રામસિંહ તાજા ગાદી ઉપર આવ્યા હતા. મૂળથી જયપુરના રાજાઓ પુષ્ટિમાર્ગીય વૈષ્ણવ હતા. રાજા માનસિંહથી માંડી રાજા જયસિંહ સુધી બધાના કપાળમાં પુષ્ટિમાર્ગીય તિલકવિરાજતું હતું, એમ તેમના ચિત્રો જોતાં માલુમ પડે છે. પણ આ નવા રાજા બે વર્ષના થયા ત્યારે તેમના પિતાજીનો દેહ પડ્યો. આ વખતે નવી કેળવણી ને નવા વિચારો સમાજમાં ઝપાટેર ફેલાઇ રહ્યા હતા. આવા વખતે રાજાના માથે શિરછત્ર ન હોવાથી નવા જમાનાની અસર તેમના ઉપર જલદી થઈ. અધૂરામાં પૂરૂં તેઓ કાચાકાનના અને ભોગાદિલના હતા તેમાં રાજાને બક્ષીરામ ભોજક નામના શીવની સોબત લાગી આ બક્ષીરામ લક્ષ્મણનાથ ગિરિ નામના સન્યાસીની સોબતમાં હતો. તે ભણેલો ગણેલો ને ઉસ્તાદ સાધુ હતો પણ તેનો સ્વભાવ દ્વેષીલો હતો. તે શૈવ ધર્મ કરતાં ઉત્કર્ષવાળી વૈષ્ણવ ધર્મની પ્રતિષ્ઠા સહન કરી શક્યો નહિ. આથી તેના હૃદયમાં તે બળ્યા કરતો, અને તક મળે વૈષ્ણવધર્મ વિરુદ્ધ પ્રચાર કરતો

એક વખત આ સાધુએ દિલ્હીના પંડિત હરિચંદને મળી ચોસઠ પ્રશ્નો તૈયાર કરાવ્યા. આ પ્રશ્નો તેમણે રાજ્યસંમતિથી જયપુરમાં વસતા આચાર્યો અને મહંતોને ઉત્તર માટે મોકલ્યા તથા દેશપરદેશ પણ આ પ્રશ્નોના ઉત્તર માટે મોકલવામાં આવ્યા. તેના મનમાં એમ હતું કે વૈષ્ણવી આચાર્યો આળસુ, મોજીલા, વિદ્યાબળ વિનાના, ને એશઆરામ સેવામાં આસક્ત છે એટલે આ પ્રશ્નોના ઉત્તર તે આપી શકશે નહિ આથી અંતરમાં તેમને મૂર્ખ બનાવી વૈષ્ણવધર્મની પ્રતિષ્ઠા ઉપર કારમો ફટકો મારી શકાશે.

આ વખતે જયપુરમાં ગો. શ્રીગોવિંદજી મહારાજ બિરાજતા હતા. તેમણે આ પ્રશ્નો કોઈની મારફતે મુંબાઈ પહોંચાડ્યા. આ પ્રશ્નોની વાત હવે વિદ્વાન સમાજ ને ધાર્મિક પ્રજામાં થવા લાગી અને તેના ઉત્તર કોણ મોકલી આપશે તેની આતુરતા પૂર્વક રાહ જોવાવા માંડી. આ બનાવ વિષે પંડિતજી પોતાના સત્સિદ્ધાંતમાર્તંડ નામના ગ્રંથમાં બહુ વિસ્તારથી નીચે પ્રમાણે લખે છે.

"આ ભારતવર્ષના વાયવ્ય પ્રાંતમાં હુણ્ઢાર નામનો દેશ છે. આ હુણ્ઢાર એટલે આજનું રાજપૂતાના. તે દેશમાં સૂર્યવંશી રામચંદ્રકુળમાં ઉત્પન્ન થયેલા અને પરંપરાથી પ્રાપ્ત અત્યંત વૈષ્ણવધર્માનુસાર ઉપાસનામાં આસક્ત, બધી વખતે સત્કાર્યમાં શ્રીસીતાપતિ રામનો આદર કરનાર, સકલ કલાના ભંડાર હોવાથી ત્યાંના રાજાઓએ બરાબર રાજધર્મનું પાલન કરી, માણસોને પાળનાર એવું નામ સાર્થક કર્યું છે. તેવા રાજાથી રક્ષાએલું જયપુર નામનું નગર છે ત્યાં હાલ પ્રશંસ્ય પરમધર્મધુરણ રાજ ગજપદ ભોગવનાર રામસિંહ નામે રાજા રાજ કરે છે. તેની પાસે કોઈ લક્ષ્મણગીરિ નામે શૈવચિહ્ન ધારણ કરનાર દણ્ડી છે. તેણે પોતાના ભાષણથી કલહ ઉત્પન્ન કરીને સંપૂર્ણ પ્રજાજનોમાં કોલાહલ ઉભો કર્યો છે. આ દણ્ડીએ રાજાના અતિનિર્મલ મનને સમય જોઈને બલાત્કારથી મલિન કર્યું છે, જોકે તે દણ્ડી હોવાથી બાલ્યપણથી નારાયણની સેવાનો અધિકારી થયેલો છે છતાં હમણાં તે દૈત્યસમ્પતિથી યુક્ત થઇ દ્વેષી બન્યો છે.

હમણાં તેને મોટો રાજાશ્રય મળવાથી ધૃષ્ટ પુષ્ટ મદોન્મત્ત થઈ સ્વચ્છંદપણે પોતાની ઇચ્છા માત્રથી ચોસઠ પ્રશ્નો તૈયાર કરીને પૃથ્વી ઉપર સર્વ ઠેકાણે તે પ્રશ્નોને પ્રધાન વૈષ્ણવ સંપ્રદાયનાં પ્રવર્તકો ઉપર મોકલી આપ્યા છે, અને હવે તે તેના ઉત્તરની આશા રાખે છે. એવી કિંવદન્તી લાંબા વખતથી ફેલાઈ છે.

આ વાતની ખબર મુંબઈમાં વસતા સમગ્ર ગુણગણથી સ્તુતિ કરાએલા શ્રીમહાપ્રભુજીના વંશમાં મણિરૂપ ગોસ્વામી બાળકોને પડી.

શ્રીમહાપ્રભુજીના કુળમાં પ્રદીપ્ત સૂર્ય સમાન, સંપૂર્ણ દોષિતવાદરૂપી અંધકારને નાશ કરનાર, પોતાના આશ્રિતોને સુવર્ણદાનથી સદ્પાત્ર કરનાર, અખૂટ સ્નેહથી પરિપૂર્ણ, પોતાના આશ્રિતોની દરિદ્રતાને હરનાર, પોતાના કિરણના પ્રભાવથી પ્રકાશમાન, સત્ અને અસત્ માર્ગના વિચારનાર શ્રીજીવણલાલજી નામે પ્રધાન આચાર્ય બિરાજે છે. તેમની પાસે વેદાન્ત સાહિત્ય ઇત્યાદિ ઉત્તમ પ્રમુખ વિદ્યા અને લક્ષ્મી સાથે વસે છે. આમ વિદ્યા અને લક્ષ્મીનું પાસે, વસવું તે સાપત્ન્ય ભાવ (એટલે એક શોક બીજી શોક સાથે વસે) માફક બતાવે છે. વસ્તુતસ્તુ તે મહારાજશ્રી પાસે વિદ્યા અને લક્ષ્મી અઢળક છે; નિરન્તર ઉત્તમ રસોના સ્વીકાર કરનાર, અથવા દેવની સભાનું રક્ષણ કરનાર, એવા જીવન અને જીવ એ બેમાં નકાર માત્રનો ભેદ છે, પરંતુ જીવનું સર્વકર્મ જીવન (પાણી) કરે છે, મતલબ કે બધા જીવોનું જીવન (જીવવાનું સાધન) તે શ્રીજીવનલાલજી મહારાજ છે.

વળી જેમણે નવીન શ્લોકો કરવાની સ્ફુર્તિથી કીર્તિ સમ્પદાન કરી, અને જેની નવીન કાવ્યચમત્કૃતિ ઘણી સ્તુત્ય છે અને વેદાન્ત શાસ્ત્રોરૂપી વનમાં કેસરીસિંહની માફક ગર્જના કરે છે એવા શ્રેષ્ઠ ગોકુલાધીશ મહારાજ પ્રસિદ્ધ છે. તેમજ બીજા દુર્જનોને શિક્ષા કરવા માટે દીક્ષા લેનાર, અને બુદ્ધિ સમુદાયના ભંડારરૂપ એવી શ્રીયદુનાથજી મહારાજ બિરાજે છે, તથા બીજા પણ પરમાત્માની અનન્ય સેવા કરનારા ગોસ્વામી બાળકો છે.

આ બધા આચાર્યોએ એ ૬૪ પ્રશ્નોની પત્રિકા કોઈક સ્થળેથી મેળવીને શ્રીજીવનલાલજી મહારાજની મોટી હવેલીના બાગીચામાં મળીને અવલોકન કરી. તે પછી તે સર્વ પ્રશ્નો અતિશય અસંગત છે, એમ જોઈને તેને ઉત્તર આપવાની ઉત્સુકતા નષ્ટ થતાં એક ક્ષણ તેઓ વિચાર કરવા લાગ્યા. આ પ્રશ્નો વિચિત્ર અર્થના, વિચિત્ર સંસ્કૃત ભાષામાં લખાએલા છે, માટે તેનો ઉત્તર આચાર્યોના મુખથી આપવો ઉચિત નથી. હાથીના ગણ્ડસ્થળની ખંજવાળને દૂર કરવાનું જેનું

સામર્થ્ય છે એવા કેશરીસિંહના નખ નાની ઉંદરડી ઉપર પડતા નથી માટે અમારી આજ્ઞાથી તમો ઘણો વિસ્તાર ન કરતાં આ પ્રશ્નોનો ટૂંકો ઉત્તર વેદાદિ શાસ્ત્રોથી ભરપૂર એવા પ્રમાણોથી આપો. ઘણુ કરીને તે સર્વ ઉત્તરોનો અર્થ સુબોધ થવો જોઇએ. તેમા તર્ક–કર્કશ કલેશ ન હોય. આ સાભળી બીજા બધા ગોસ્વામી બાળકોએ શ્રીજીવનલાલજી મહારાજના વિચારને અનુમોદન આપ્યુ.

આમ તેઓની ગુણવતી, આમોદ સમ્પદા હેતુવાળી, સુમનોન હિતા એવી ઉક્તિને પુષ્પમાળાની પેઠે માથે ચઢાવનાર, પોતાના પિતૃચરણ વિદ્વન્મણિ ઘનસ્યામ ભટ્ટજીથી શાસ્ત્રીય દષ્ટિ સમ્પાદન કરનાર હું ગોવર્ધન **શર્મા** ગટ્ટુલાલજી યથામતિ આ લેખનો પ્રારમ્ભ કરૂં છુ ,,

આમ જણાવી પ્રથમ તેમણે ટૂંકામાં ૬૪ પ્રશ્નોના ઉત્તર લખી જયપુર શ્રીગોવિંદજી મહારાજને મોકલી આપ્યા ત્યારબાદ તે ગ્રથ અનેક પ્રમાણો દાખલા દલીલો સાથે, કુતર્ક મટાડી, સ્વધર્મમાં દઢ આસ્થા થાય તેવી રીતે તેમણે સત્સિદ્ધાંતમાર્તંડરૂપે લખ્યો જોકે આ ગ્રથની વસ્તુ ઉપર તેમની સાહિત્યસેવા વખતે વિસ્તારથી ચર્ચા કરીશુ છતાં તેને માટે એટલુ કહેવુ બસ છે કે [1]" અન્ય વૈષ્ણવ સંપ્રદાયના પ્રસગે લખાએલા ગ્રથો કરતાં ઉક્ત વિસ્તૃત ગ્રથ સમાધાન ને પ્રમાણસગ્રહ માટે બહુ પ્રશસનીય અને સામાન્ય આર્યધર્મને પોષક થઈ પડયો છે વાસ્તવિક રીતે આ એક જ ગ્રથથી ચારે સપ્રદાયનુ સુદઢ રક્ષણ થયુ છે અને મહારાજે ઉપર તો એટલો ઉપકાર ભાર થયો છે કે તે ઋણથી કોઈ કાળે મુક્ત થઈ શકનાર નથી. એથી પડિતજીનુ અદ્ભુત સામર્થ્ય નિર્મત્સર પુરુષોને અવશ્ય જણાઈ આવે છે સાંપ્રદાયિક શકાઓ જેને હોય તેણે આ ગ્રથ વાચવાની તજવીજ કરવી જોઈએ.

---

૧. સદ્ઉપદેશમાર્તંડ ગ્રંથની પ્રસ્તાવનામાંથી

લીલા વડે ઉંચક્યો, એવી નિજજનની પીડા હરનાર, સુખના ભંડાર શ્રીમથુરાનાથજીને હું વંદુ છું. જે અમિત બુદ્ધિવાળા યતિઓએ પોતાની વાણીની જાલથી જગતમાં કલિ કાલથી બલવાન થએલા વ્યામોહને ફેલાવ્યો, તે બધા જે વિભુવર (શ્રીવિઠ્ઠલનાથજી) વડે સંપૂર્ણ પણે નિરસ્ત કરવામાં આવ્યા છે. તે શ્રીવિઠ્ઠલનાથજીના વચનોને અમે (શ્રીગટ્ટુલાલજી) ફરીથી વિસ્તૃત કરી સમજાવીએ છીએ. સૂર્યના દર્શનમાં આડે આવતાં ઘોર વાદળોને પોતાની ચોટ વડે દૂર કરીને, પત્થરોને પણ તોડી નાખતી, અને ઇંદ્રના (સહસ્રાક્ષના) ગર્વને હણતી, આત્મામાંથી ઉત્પન્ન થએલ હરિભાવને પોષતી, જીવોને ઉર્ધ્વગતિ આપતી જગને જીવાડતી, અને ખૂબ ગતિ આપતી એવી મારૂત શક્તિ જીવતી રહો. શુદ્ધાદ્વૈત માર્તંડના કિરણો વડે જેઓને જ્ઞાન પ્રાપ્ત થયું છે, એવા સજ્જનોને અને વિદ્વન્મંડન વડે ભૂષિત થએલા વિદ્વાન પુરુષોને જોઈ ને કોઈક અસુર સ્વભાવના માણસે ઘોર વાદળ અને વજ્ર એક સાથે ઉત્પન્ન કરવા માટે સહસ્રેક્ષણ નામનો ગ્રંથ લખ્યો છે તે બન્નેના નાશ કરવા માટે શક્તિમાન, પ્રમાણ યુક્તિવાળો પ્રાભંજન ગ્રંથ વર્ણવામાં આવે છે.

સહસ્રાક્ષ ગ્રંથનું નામ સ્વામીજીએ એવા હેતુથી આપેલું કે જેમ સહસ્રાક્ષ એટલે ઇંદ્ર દેવોમાં મુખ્ય છે તેમ સહસ્રાક્ષ ગ્રંથ ખંડનાત્મક ગ્રંથમાં મુખ્ય છે. પણ પંડિતજી પોતાની અગમ્ય અતર્ક્ય શક્તિથી સહસ્રાક્ષનો અવિનય અને તે અવિનય ભાગવાને કેવી રીતે સુધાર્યો તેની આખ્યાયિકા ધર્મશાસ્ત્રમાંથી આપે છે. એક સામાન્ય નામ ઉપરથી આખા પ્રસંગનું રમણીય ઉપદેશાત્મક ચિત્ર બનાવી દેવાની પંડિતજીની અપૂર્વ બુદ્ધિશક્તિ ખરેખર ભલભલા પંડિતોના મનને આશ્ચર્યજનક આનંદ આપનારી છે.

"વાત એમ બનેલી કે ભગવાન રામચંદ્રજીના એકનિષ્ઠ સેવક હનુમાનજી જેઓ સંસાર સમાન અપાર સાગરને પાર કરવા સમર્થ છે, તેમને વિષે સહસ્રેક્ષણ (ઇંદ્રને) ને કોઈક [1]અસુરે (રાહુએ)

૧. સદાનંદગીરિ, સદસ્રાક્ષ ગ્રંથને અવળો સમજાયો તેથી ભક્તિ-

અવળું સમજાવ્યું. આથી ઈંદ્રે હનુમાનજીને હડપચી ઉપર વજ્ર વડે પ્રહાર કર્યો. આ પ્રહારથી હનુમાનજી મૂર્છા પામ્યા. આ વાત તેમના પિતા વાયુદેવે જાણી તેમણે ઈંદ્રને માનભંગ કરવા માટે હનુમાન સાથે એક પર્વતની ગુફામાં પ્રવેશ કર્યો. પવન ગુફામાં જવાથી વિશ્વ પવનરહિત થયું. આથી સકલ ચેતન તત્ત્વ અકળાવા લાગ્યું. આ દશા વેદગર્ભ ભગવાને (બ્રહ્માજીએ!) જોઈ તે ઈંદ્રને ઠપકો આપતાં, તેને અને સૂર્ય વગેરે દેવોને લઈ તે પર્વતની ગુફામાં પ્રવેશ કરીને પવનને પ્રસન્ન કરીને તેમના ખોળામાં રહેલા, બધા અસુરોના ગર્વને હરનાર અને ભગવદ્ ભક્તિમય મૂર્તિ જેવા હનુમાનજીને ફરી જીવિત કર્યા. આથી કરીને વેદગર્ભ ભગવાનથી પ્રસન્ન થએલા વાયુદેવ બધે ફેલાતાં બધાને સુખ થયું. અને ઈંદ્ર માનભંગ થયો. આ વાત વાલ્મીકીયરામાયણના ઉત્તર કાણ્ડના ૩૫ ને ૩૬મા સર્ગમાં છે, કિષ્કિન્ધા કાણ્ડમાં ૬૬ મા સર્ગમાં પ્રસિદ્ધ છે.

આ વાત અહીં આ રીતે લાગૂ પડે છે. રાહુએ હનુમાન માટે ઈંદ્રને અવળું સમજાવ્યું. સદાનંદગિરિએ શ્રીવલ્લભ સિદ્ધાંતનો અવળો અર્થ સહસ્રાક્ષમાં સમજાવ્યો. આથી ઈંદ્રે હનુમાનને વજ્ર માર્યું તેથી તે મૂર્છિત થયા. અહીં શાંકર સિદ્ધાંતરૂપી અવળા અર્થવાળું વજ્ર, શ્રીવલ્લભ સિદ્ધાંતરૂપી હનુમાન(ભક્તિશાસ્ત્ર)ને માર્યું. આ વજ્રથી શ્રીવલ્લભ સિદ્ધાંત મૂર્છિતાભાસ થયો. સત્ય ભક્તિશાસ્ત્ર રૂંધાવાથી સત્પુરુષો અકળાયા. આથી વિબુધવર કોટાવાળા શ્રીકનૈયાલાલજી મહારાજશ્રીએ સહસ્રાક્ષની સમીક્ષા કરી. ને શ્રીવલ્લભ સિદ્ધાંત મૂર્છિતાભાસ હતો તે મટી ગયો અને અસલ રૂપમાં પ્રકાશવા લાગ્યો. આથી વિદ્વાનો પ્રસન્ન થયા.

વાલ્મીકીયરામાયણમાં આપેલી સહસ્રાક્ષ અને પ્રાભંજનની વાર્તાનુ મૂળ ઉપનિષદ્ વગેરેમાં છે, તેમાંનું એવી રીતે વર્ણન આવે છે કે:

---

શાસ્ત્ર અવરાધાયું ને અવરોધાયેલું શાસ્ત્ર શ્રીવિઠ્ઠલનાથજીએ જગત કલ્યાણ માટે પ્રાભંજન ને પંડિત ગટ્ટુલાલજી મારુતશક્તિ યોજ્યાં.

"પછી તેમને (હનુમાનને) મરેલા જોઈને ગન્ધને વહન કરનાર વાયુ પોતે ખૂબ ક્રોધ પામીને ત્રણ લોકમાં વાતા બંધ થયા. આથી ત્રણે લોક ખળભળ્યા, અને દેવતાઓ ગભરાવા લાગ્યા. આથી તેઓ ક્રોધ પામેલા પવનને પ્રસન્ન કરવા માટે **હે ભવનેશ્વર, હે પ્રાભંજન** એ શબ્દો વડે વાયુદેવને પ્રસન્ન કરવા લાગ્યા."

બીજે ઠેકાણે આને મળતી વાર્તા આ પ્રમાણે છે: "ઇંદ્રે પોતાના (વાયુના) પુત્રને આજે મારી નાખ્યો છે, એવા શત્રુના વચનમાં વિશ્વાસ રાખીને પવન ક્રોધ પામ્યો. જો કે પોતે અશરીર છે, છતાં શરીરીઓનું (દેહધારીઓનું જીવ માત્રનું) પાલન એટલે રક્ષણ કરે છે. અને પવન વિનાનું (શ્વાસોચ્છ્વાસની ક્રિયા વિનાનું) શરીર એ લાકડા જેવું બની જાય છે. કારણ કે વાયુ પ્રાણ છે, વાયુ સુખ છે, વાયુ આ બધું જગત છે. **વાયુથી ત્યજાએલું જગત સુખ પામતું નથી.**"

તૈતિરીયોપનિષદમાં શાન્તિ પાઠમાં શ્રુતિ ભાગની અંદર વર્ણન આવે છે કે "હે બ્રહ્મવાયુ, આપને નમસ્કાર છે. તમે જ પ્રત્યક્ષ બ્રહ્મ છો, તમને પ્રત્યક્ષ બ્રહ્મ હું કહું છું. વાયુ ફેલાય એટલે મેઘ વગેરે જતા રહે છે."

આમ સહસ્રાક્ષનો મનાભંગ અને પ્રાભંજનની પ્રબલતા દર્શાવતા શાસ્ત્રીય પ્રમાણો આપી, પંડિતજીએ સ્વામીજીએ આપેલા સહસ્રાક્ષ નામની નિર્બલતા સારી રીતે બતાવી છે. આટલા વાચનથી વાચકને પંડિતજીમાં રહેલી અપૂર્વ શક્તિનો પરિચય થઇ ગયા વગર નહિ રહે! તો પછી આખાય ગ્રંથના વાચનથી પંડિતજીમાં રહેલી કેટલીય બુદ્ધિગમ્ય ને ચમત્કૃતિવાળી દલીલોનાં દર્શન થઈ શકે તે તો સુજ્ઞવાચક વિચારી લેશે!

હવે ઉપર વર્ણવી તે આખ્યાયિકાના વાચનથી કોઇને એમ શંકા થાય કે સહસ્રાક્ષના કર્તાને પંડિતજીએ આસુર શા માટે કહ્યો છે? આવી શંકા થવી સ્વાભાવિક છે. તેના ઉત્તરમાં પંડિતજી લખે છે કે (૧) ગીતાજીમાં ભગવાન કહે છે કે અસુરો જગતને અસત્ય કહે છે. સ્વામીજીએ સહસ્રાક્ષમાં જગત અસત્ય છે, એવું સમર્થન કર્યું છે.

(૨) વળી મહાનુભાવોની અત્યંત નિંદાનું ઉગ્ર કાર્ય આસુર સ્વભાવવાળા જીવોથી બને છે. સ્વામીજીએ સહસ્ત્રાક્ષમાં આવી જાતની નિંદા કરેલી છે. (૩) ત્રીજું સામાન્ય રીતે સંન્યાસીમાં દંભ માન મદ વગેરે આસુરી સંપત્તિનાં લક્ષણો ન હોવાં જોઇએ. પણ સ્વામીજીમાં તે લક્ષણો સ્પષ્ટ હતાં, ને તેથી કરીને તે વખતના રાજાઓની ઇચ્છાનુસાર સ્વામીજીનું વર્તન હતું. અને અનેક આશાપાશથી તેઓ બદ્ધ હતા. સ્વામીજીનું આ કાર્ય સંન્યસ્તાશ્રમ વિરુદ્ધ હતું. વળી તેવી રીતે છત્રચામરને ધારણ કરવું, પૈસાનો સંગ્રહ કરવો એ પણ આશ્રમ વિરુદ્ધની ક્રિયા હતી. (૪) વળી સ્વામીજી અહંકાર બલ ને દર્પને વશ થઇ, વૈષ્ણવોની તુલસીની કંઠી ને માલા તોડાવવા પ્રયત્ન કરતા હતા. આવા કારણોને લીધે પંડિતજીએ સ્વામીજીને આસુર સ્વભાવના ગણાવ્યા હતા.

હવે સહસ્રાક્ષને પ્રાભંજનને મારુતશક્તિની વિવેચનાદ્વારા વિચારીએ.

"ઉમાપતિના કૃપાપાત્ર તેણે અપુત્રતાથી દુઃખી થયેલા મનવડે કોઇ સંન્યાસીની કૃપા વડે મોટી ઉંમરે પુત્રોનાં મુખચંદ્રના દર્શન કર્યાં."

અહીં આ માણસને શિવજીના કૃપાપાત્ર ગણાવ્યા છે. જ્યારે શિવજીને શાસ્ત્રોમાં ઈશ્વર કોટિમાં માન્યા છે, તેઓ સત્યસંકલ્પ છે ને તેમનાં દર્શન કરવાથી સ્થૂલ કર્મો નાશ પામે છે. એમ કઠોપનિષદમાં જણાવ્યું છે.

જ્યારે સહસ્રાક્ષના લેખક તે માણસને શિવના કૃપાપાત્ર માનવા છતાં અપુત્રતાના લીધે દુઃખી ગણાવે છે. આ લખાણ મશ્કરીરૂપ છે. જો તે માણસ શિવજીનો કૃપાપાત્ર હોય તો તેને અપુત્રતાનું દુઃખ ન લાગવું જોઇએ. એ વાત તર્કને અનુકૂળ છે. આથી ખરેખર શિવજીના કૃપા પાત્ર તેમને ગણવા જોઇએ નહિ. જો ગણીએ તો ઈશ્વરમાંની તેમના ઉપર કૃપા છે અને છતાં તેમનું દુઃખ દૂર તે નથી કરતા એમ થાય. આમ વિચારવાથી શિવજીમાં અનીશ્વરતા આવી જાય. પણ શાસ્ત્રમાં શિવજીને ભગવદ્અવતાર ગણાવેલા છે એટલે ઉપલી વાત જ સત્ય છે.

વળી તે માણસે પોતાના મોટા પુત્રને પોતાની પ્રતિજ્ઞા પાલન કરવા માટે કુરુક્ષેત્રમાં રહેતા તે જ સન્યાસીને અર્પણ કર્યો.

શાસ્ત્રમર્યાદા પ્રમાણે મોટા છોકરાને કોઈ પણ પિતા બીજાને દત્તક તરીકે કે બીજી રીતે આપી શકતો નથી વળી ગૃહસ્થાશ્રમનું સુખ વિધિ પ્રમાણે પ્રાપ્ત કરવું જોઈએ. અગર સંન્યાસાશ્રમ પણ વિધિ પૂર્વક ગ્રહણ કરવો જોઈએ પણ આ સ્વામીજીના સન્યાસી બન્ને રીતે શાસ્ત્ર નિયમ ઉલ્લંઘન થાય છે. આથી આવા માણસના સ્વામી કે સંન્યાસી થવામાં શાસ્ત્રીય નિયમન ન હતું તેથી આ પુત્રસ ન્યાસી થાય અને તે મોટાઓની નિંદા કરે તે સ્વાભાવિક છે. આ સંન્યાસીને વિદ્યા પ્રાપ્ત થઈ એ જ આશ્ચર્ય! પણ પ્રારબ્ધ કર્મના બલથી તેને તેનો લાભ મળ્યો છે. વ્યાસસૂત્ર ઉપર શારીરિક ભાષ્યના અભ્યાસમાં બ્રહ્મ વિચાર માટે વ્યાકરણ ન્યાય વૈશેષિક મીમાંસાનો અભ્યાસ જરૂરી છે, પણ સંન્યાસ આશ્રમ ગ્રહણ કર્યા પછી તેવો અભ્યાસ કરવા માટે મના કરી છે. તેમ છતાં સ્વામીજીએ સંન્યસ્ત દશામાં આ બધો અભ્યાસ કર્યો એ જ શું વિચિત્રતા નથી!

આ ઉપરથી એટલું ફલિત થાય છે કે દુકાળ પડવાથી દેશ તજીને ચાલ્યા ગયેલા કોઈ બહુ પુત્ર વાળા ભૂખ્યા અને દેશદેશાંતરમાં ફરતા બ્રાહ્મણે કુરુક્ષેત્રમાં આવી, ને શાસ્ત્રમર્યાદા ઓળંગીને પોતાના મોટા પુત્રને કોઈ એક સન્યાસીને વેચ્યો. એટલે તે સન્યાસીએ વણિક વૃત્તિથી તે છોકરાને ખરીદ્યો.

કાશી વગેરે સ્થળે નટ માફક દિગ્વિજય કર્યો એમ લખ્યું છે, તેનો અર્થ એટલો જ કે દિગ્વિજય નાટકની પેઠે દેખાવ પૂરતો છે–સાચો નથી. વળી કાશી વગેરે સ્થલમાં ત્યાંના લોકો તથા આપ્તજન તો આ સંન્યાસીનું નામ પણ જાણતા નથી, તો દિગ્વિજયની વાત જ શી! તેવી રીતે જયપુર બુંદી કોટા વગેરેના રાજાઓએ તેમને છત્ર ને ચામરથી સત્કાર્યાની વાત પણ બનાવટી છે. આ લખાણ પોતાનો ઉત્કર્ષ બનાવવા માટે બનાવટ કરેલ છે. આવી બનાવટને મિતાક્ષર કારે મહાપાતક ગણાવેલ છે

સંન્યાસી થઈ ઉદેપુર નરેશના નગરમાં રહેવું તે ઉત્કર્ષસૂચક નથી, પણ અવનતિ કારક છે. વળી તેમાં રાજાનું અન્ન ખાવું, વિદ્યાવિક્રય કરવો, રાજાના આશ્રયે રહેવું એ સદ્ધર્મને હાનિ કરતા છે, એમ મનુ ભગવાન ગણાવે છે. આથી આરૂઢ પતિતત્વનો દોષ થાય છે. છતાં સ્વામીજી, તે દોષના ભોગે રાજાનો આશ્રય કરે છે.

વળી સહસ્રાંશુમાં ગો૦ શ્રીજીવનજી મહારાજનું જે વૃત્ત આપ્યું છે તે પણ અસંબદ્ધ છે. વસ્તુતઃ એવું બનેલું કે શ્રીમદ્ વલ્લભાચાર્યકુલકૌસ્તુભ પંડિતવર્ય શ્રીજીવનજી મહારાજ જગન્નાથજી સુધી પૂર્વના તીર્થોમાં યાત્રા કરીને તેના ફલરૂપ શ્રીમદ્ ગોવર્ધન-નાથજીનાં ચરણની સેવાની ઇચ્છાથી શ્રીનાથદ્વારા પધાર્યા. આ વખતે સ્વરૂપસિંહજી નામના ઉદેપુર નરેશે મહારાજશ્રીને ઉદેપુર તેડાવ્યા, કારણકે તેઓ મહારાજશ્રીની કીર્તિની સુવાસ પામ્યા હતા આથી મહારાજશ્રી સદ્ધર્મના પ્રચારાર્થે ઉદેપુર ગયા. મહારાજશ્રીના સમા-ગમથી રાજા અત્યંત આનંદ પામ્યો. ત્યારે મહારાજશ્રીએ ભગવાનમાં ભક્તિ વધારનાર **શ્રીબાલકૃષ્ણ ચમ્પૂ** નામનો પોતાનો રચેલો ગ્રંથ રાજાને આપ્યો. રાજાએ તે ગ્રંથ આદરપૂર્વક લીધો ને મહા રાજશ્રીને સન્માન કરી વિદાય આપી. આ પછી આ ગ્રંથ સંસ્કૃતમાં હોવાથી નરેશે પોતાના આશ્રિત સદાનંદ ગિરિને તે આપ્યો. ને અંદર શું રહસ્ય છે એ જાણવા જિજ્ઞાસા કરી. પણ સન્યાસીએ ને ઉત્કૃષ્ટ ગ્રંથ જોઈ, રાજા આગળ અવળું કહ્યું, કે આ ગ્રંથ કુબેરના ભાઈ મહાદેવજીની ખૂબ નિંદાથી ભરેલો છે.

રાજા હરિ અને હરનો ભક્ત હોવાથી સન્યાસીના મુખથી આ આ ગ્રંથમાં શિવજીની નિંદા છે એમ સાંભળી મનથી દુઃખી થયો. આ વાત મહારાજશ્રી પાસે ગઈ ત્યારે પોતે કહ્યુ, કે જો રાજા મને ફરીથી બોલાવશે તો હું આ ગ્રંથમાં શિવજીની નિંદાનો એક અંશ પણ નથી એ સિદ્ધ કરી આપીશ. પણ રાજા પોતે જ આવી જાતના કલેશમાં પડવા ઇચ્છતા ન હતા, આથી આ વાત પણ ત્યાં જ અટકી.

આ ગ્રંથ હજી પણ છપાએલો મળે છે, તે જોવાથી વિદ્વાનોને ખાત્રી થશે કે તેમાં શ્રીમહાદેવજીની નિંદાનો અંશ પણ નથી.

વળી સ્વામીજી સન્યાસીને લગતાં ચિન્હ રાખવા ને બદલે રાજ-ચિન્હો ધરવા માંડયા, ને યતિ હોવા છતાં વાદવિવાદમાં રસ લેવા લાગ્યા જે યતિઓ માટે નિષિદ્ધ આચરણ ગણાય છે. વળી જે કાર્ય સ્વામીજીએ કરવું જોઇએ તે-ભિક્ષાટન વગેરે-વિહિત કાર્યો ન કર્યા અને ઉલટું બીજામાં રાગદ્વેષ, નિષિદ્ધ ઠેકાણે વાસ, વાહનમાં મુસાફરી, આસનોમાં પ્રીતિ, મૌનનો અભાવ આ બધા તેમના યતિવિરુદ્ધના ધર્મો આચરવા લાગ્યા, જેથી તેઓ આરૂઢ પતિત જેવા છે આમ આરૂઢ પતિત હોય તે પોતે જ સંસાર રૂપી કૂવામાં પડેલો હોઈ તે સ્વત. નીકળવા અશક્ત હોય તો પછી તે બીજાને કેવી રીતે કાઢી શકે! વળી શ્રીવલ્લભસિદ્ધાંતના ખંડન માટે સંતોષરામ નામના માણસની પ્રાર્થના અને ઉપશમશીલ એવા યતિની પ્રવૃતિ તે બન્ને લક્ષણ સ્વરૂપહાનિ બતાવે છે. વળી રાજાએ નીમેલ અધિકારીએ કોઈ પણ ધર્મનો દ્વેષ કરવો તે યોગ્ય નથી. એમાં જો તે ઉપનિષદ્ નિષ્ઠ હોય તો તેનામાં તે અવગુણ ન હોવો જોઈએ. જ્યારે સ્વામી-જીમાં પરધર્મના દ્વેષનો સ્વભાવ હતો જે એક સ્વરૂપહાનિ સૂચવે છે.

વળી શ્રીવલ્લભસિદ્ધાંત તથા તે અંગે જે આક્ષેપો તે પુસ્તકમાં કર્યા છે, તે તો નિર્મૂલ છે, અને પોતાની જાતે પોતાની પ્રશંસા ગાવા પૂરતા લખ્યા છે તેમનું આચરણ, શિખા જનોઈ ત્યાગ, ગેરૂવાં કપડાં ધારણ કરવા પૂરતી તેમણે તેમાં શોભા મારી છે. બાકી સદ્વાક્યથી શ્રીવલ્લભસિદ્ધાંત ઉન્મૂલિત થઈ શકે તેમ હતો નહિ, ને છે પણ નહિ.

વળી આ ગ્રંથ શ્રીવલ્લભમતાનુયાયી મથુરદાસે પ્રસિદ્ધ કર્યો એમ લખ્યું છે, પરંતુ તે પણ સ્પષ્ટ છે કે કોઇ શાંકર મતાનુયાયીએ તે છપાવેલ છે.

ઉલટું પાતાળ સુધી જેનાં મૂળ ફેલાએલાં છે અને ખાસ

લોકમાં જેની શાખાઓ ફેલાયેલી છે એવા શ્રીવલ્લભસિદ્ધાંતના જાણકારરૂપી પ્રબળ પવનથી હણાએલા શાંકર સિદ્ધાંતને ન જાણનાર, પોતાને હાથીરૂપી માનનાર તે મચ્છર પોતાના સહસ્રાક્ષ સહિત ભયથી નાસી જઈને કયાં લીન થઈ ગયો, જતો રહ્યો તેનો અમને હેવાલ મળ્યો નથી. કુસમયનાં વાદળો બહુ ધાન્યનો નાશ કરે છે, તેને દૂર કરીને, લોકોને બહુ ધાન્ય મળે, તેવી રીતે વિરુદ્ધ સિદ્ધાંત કે જે બહુ પ્રકારે બીજાઓનો નાશ કરે છે, તેનો નાશ કરી શુદ્ધજ્ઞાન લોકોને મેળવી આપવા માટે પ્રાભંજન ગ્રથ ઉપર આ મારુત્ શક્તિ મેં યોજી છે. સહસ્રાક્ષમાં જે મેઘ વિસ્તાર સારવિનાનો, સન્માર્ગથી દૂર કરનાર જ્ઞાનના પડળરૂપ છે તે મારુત્ શક્તિ વડે દૂર કરવામાં આવ્યો છે. અસ્તુ.

પરમ ભગવદીય કવિવર ગોપાલદાસભાઈ રૂપાલવાળાના મુખદ્વારા પ્રગટ થયેલ શ્રીવલ્લભાખ્યાન એ પુષ્ટિમાર્ગીય વૈષ્ણવોનું મહાકાવ્ય છે. એ કાવ્યમાંથી અનેક દૈવી જીવો પ્રેરણા મેળવી ભગવન્માર્ગે વળ્યા છે, ને ભગવદ્ લીલા સંયોગનું સુખ પામ્યા છે આ કાવ્ય ગુર્જર ભાષામાં છે ને તેની ઉત્પત્તિ વિક્રમ સં-તના સત્તરમા સૈકાના પર્વાર્ધમાં થઈ છે આ આખ્યાન ઘણું અર્થગંભીર પ્રાસાદિક અને ભાવપ્રચુર છે. આપણી હિંદુ જનતા વેદ, ગીતાજી વગેરે તરફ જે માન ને પૂજ્યભાવની દૃષ્ટિ રાખે છે, તે જ પ્રમાણે પુષ્ટિમાર્ગીય ભક્તો પ્રમાણ અને ભાવની દૃષ્ટિએ તે કાવ્યમાં પૂજ્ય ભાવ રાખે છે તેથી તે કાવ્ય વેદાદિ પેઠે પુષ્ટિમાર્ગીય ભક્તને મન સર્વસ્વ છે. આ જ કારણથી વૈષ્ણવો તે કાવ્યને સદા કણ્ઠે રાખવા પ્રયત્ન કરે છે. વળી જ્યાં જ્યાં ભગવદ્ મંડલી બેસે છે ત્યાં ત્યાં આ કાવ્યનું પ્રત્યેક મીઠું (આખ્યાન) ક્રમ પ્રમાણે શરૂઆતમાં ગાવાની પ્રણાલિકા છે. તેમાં પુષ્ટિમાર્ગના સિદ્ધાંતોનું, લીલાસૃષ્ટિનું, શ્રીમહાપ્રભુજી શ્રીગુસાંઈજી ને તેમના પરિવારનું સુંદર વર્ણન છે તેની ઉપર કેટલાક ગોસ્વામી મહારાજશ્રીઓએ તથા બીજાઓએ સંસ્કૃત, હિંદી, ગુજરાતી, તેમ જ બીજી ભાષાઓમાં ઉત્તમ ટીકાઓ લખી છે.

આ ગ્રંથ ઉપર અમદાવાદવાળા ગો૦ શ્રીવ્રજરાયજી મહારાજે સંસ્કૃત ભાષામાં ટીકા લખી છે. વળી સં. ૧૯૨૭ના આસો માસમાં ગો૦ શ્રીજીવનલાલજી મહારાજે વ્રજભાષામાં પ્રૌઢ ને ભાવગંભીર રમ્ય ટીકા લખી છે. આ ટીકા ઉપર પંડીતજીને નાની ટીકા લખવા માટે મહારાજશ્રીએ આજ્ઞા કરી. આથી પંડિતજીએ મૂળ ગ્રંથ સાથે ટીકાના ભાવને સમજાવનાર એક ટિપ્પણ તથા દરેક આખ્યાનનો ભાવ આપી જ્ય તેવો એક દુહો એમ નવાખ્યાનના નવ દુહા

સં. ૧૯૨૮ના પોષ વદ ૮ ને ગુરુવારે પૂરા કર્યા. ત્યાર બાદ મહારાજશ્રીએ તે ગ્રંથ પોતાનાં કેટલાંક કાવ્યો સાથે પ્રકટ કર્યો. આ ગ્રથમાં પણ પંડિતજીની કવિત્વશક્તિ, થોડા શબ્દોમાં ઘણું કહી દેવાની અદ્દભુત હથોટી વગેરે સામાન્ય માણસને આશ્ચર્ય પમાડે તેવી તરી આવે છે. આ કાવ્યમાં કવિશ્રી મહારાજશ્રીનો પરિચય આપતાં લખે છે કે:

જીવન ગુનિજનગનન કે, જીવનનિધિ ગંભીર
જીવન પર કરુણા કરી, જીવન વિભુ મતિધીર.

હવે આ કડી સાથે વલ્લભાખ્યાનની કડીના ટિપ્પણ વિષે વિચારીએ તો પંડિતજીની અદ્દભુત શક્તિ માટે માન ઉત્પન્ન થયા વિના ન રહે! પ્રથમ પંડિતજી શંકા કરે છે કે શ્રીવલ્લભાખ્યાનમાં આઠ કે દશ આખ્યાન ને મહલે નવ આખ્યાન કેમ છે? તેનો ખુલાસો કરતાં પંડિતજી જણાવે છે કે શ્રીજીવણલાલજી મહારાજ શ્રીવલ્લભાખ્યાનની ટીકામાં જણાવે છે કે નવધા ભક્તિ સિદ્ધ થવા માટે નવાખ્યાનની રચના છે. જોકે બધા જીવો ને નવધા ભક્તિ પ્રાપ્ત થતી નથી, પણ પુષ્ટિમાર્ગીય જીવને તે ભક્તિ પ્રાપ્ત થાય છે. પ્રથમ ચરણનું રહસ્ય સમજાવતાં કહે છે કે આ નવાખ્યાન ગુણીજનગણોને મનન કરવા લાયક છે, એટલે જે જીવો સન્માર્ગ તરફ વળેલા છે તેઓએ મુખપાઠ કરવા જેવું છે, ને તે જ તેનુ જીવન છે. બીજા અર્થમાં ગુણીજનો શ્રીજીવનલાલજી મહારાજશ્રીના ગુણો ગાય છે કારણકે તેઓ તેમના આધારરૂપ છે. વળી બીજા ચરણનું રહસ્ય સમજાવતાં કહે છે કે આ વલ્લભાખ્યાન નવ નિધિ રૂપ છે. સામાન્ય રીતે નિધિ (ખજાનો) જમીનમાં ગુપ્ત રાખવામાં આવે છે. તેમ આ નવ આખ્યાન જે નવ ખજાના રૂપ છે તે જીવનની અંદર (હૃદયમાં) ગંભીર પણે ખજાનાની પેઠે ધારણ કરવાં જોઈએ. બીજા અર્થમાં શ્રીજીવણલાલજી મહારાજશ્રીનો મુખ્ય નિધિ શ્રીવલ્લભાખ્યાન છે, જે આપશ્રીએ ઉંચા પ્રકારના ખજાના માફક ગંભીરપણે તેના રહસ્યને અર્થ સહિત ધારણ કર્યો છે. હવે ત્રીજા ચરણનું રહસ્ય સમજાવતાં

કવિ કહે છે, કે ભગવાને શ્રીવિઠ્ઠલેશ સ્વરૂપે જીવો ઉપર કરુણા કરી, શ્રીગોપાળદાસજીના મુખદ્વારા આ કાવ્યમાં રહેલો ઉંડો ભાવ સમજાવ્યો છે, અથવા શ્રીજીવણુલાલજી મહરાજશ્રીએ જીવો પર એટલે બીજા એ ઉપર કરુણા કરી પોતાના હૃદયમાં રમી રહેલા શ્રીવલ્લભાખ્યાન ના ઉંડા ભાવ ટીકા કરી સમજાવ્યા છે હવે ચોથા ચરણનુ રહસ્ય સમજાવે છે કે જીવોને માટે આ કાવ્ય ભગવાનના નામસ્વરૂપ છે કારણ કે તેનાથી જીવોની બુદ્ધિ ભગવાનમા સ્થિર થાય છે, જ્યારે બીજા અર્થમાં શ્રીજીવણુલાલજી મહારાજશ્રીની બુદ્ધિ ભગવાનમાં ધીર એટલે અનન્યભાવ વાળી છે આમ એક કડી ઉપરથી પંડિતજીમાં દ્વિઅર્થી ભાનવાળુ કેટલુ ઉંડુ રહસ્ય સમજાવવાની શક્તિ છે તે વાચનાર સહજમા સમજી શકશે આમ વલ્લભાખ્યાન વૈષ્ણવો માટે એક ઉત્તમ નિધિ છે જેમ ખજાનાથી પુષ્કળ દ્રવ્ય સંપત્તિ અને સુખની પ્રાપ્તિ થાય છે, તેમ આ કાવ્યના એક આખ્યાન રૂપ નીધિથી અનંત ભગવદ્ ભાવની સંપત્તિ અને અલૌકિક પરમાનંદ પ્રાપ્ત થાય છે વળી સાતમા સ્કંધમાં નવધા ભક્તિનુ વર્ણન આવે છે. તે નવધા ભક્તિ વલ્લભાખ્યાન દ્વારા કેવી રીતે સિદ્ધ થાય તેનુ પંડિતજી પોતે સ્ફોટન કરે છે શ્રીભાગવતમાં ભક્તિના નવ પ્રકાર વર્ણવતાં કહે છે કે

श्रवण कीर्तन विष्णो स्मरण पदसेवनम् ।
अर्चन वंदन दास्य सख्यमात्मनिवेदनम् ।

નવ પ્રકારની ભક્તિનો દરેક આખ્યાન સાથે કેવી રીતે મેળ થાય છે તે બતાવે છે પ્રથમ આખ્યાન સાંભળવાથી શ્રવણ ભક્તિ પ્રાપ્ત થાય છે તે જ કારણથી આ આખ્યાનમાં અનુગ્રહ, પુરુષોત્તમ સૃષ્ટિપ્રકાર, નિત્યલીલા એ બધી શ્રવણ કરવાની વસ્તુઓનુ વર્ણન છે તેવી રીતે બીજા આખ્યાનથી કીર્તન ભક્તિ પ્રાપ્ત થાય છે તે માટે આ આખ્યાનમાં શ્રીગોપાલદાસજી ગાય છે યશ પુરુષ ...ગ્નિના શ્રુતિ ગુણ ગાય, એમ કહી, શ્રીમહાપ્રભુજીનુ જીવનરતનુ કીર્તન

કરે છે. તૃતીય આખ્યાનમાં **સ્મરણભક્તિની** મુખ્યતા છે. આ ભક્તિ શ્રીગોપાલદાસભાઈને સિદ્ધ થએલી હોવાથી શ્રીપ્રભુચરણના પ્રાકટ્ય ઉત્સવનું વર્ણન ગાયું છે. જે ભગવદીયોને ભગવદ્સાક્ષાત્કારની ઇચ્છા હોય તેમણે આ આખ્યાનનું પરિશીલન કરવું. ચોથા આખ્યાનમાં **પાદસેવન** ભક્તિનું વર્ણન છે. તેથી આરંભમાં **"તે પદ વંદુ શ્રીવલ્લભનંદજી, ત્રિભુવન મંગલ પરમાનંદજી,"** એમ ચરણમાં મહાત્મ્ય ગણાવ્યું છે. પાચમા આખ્યાનમાં ભગવન્નામ માનથી નિષ્પાય થવાય તે ભક્તિપક્ષની મુખ્યતા, વેદવિરોધી મતનો નિરાસ, અને ભગવદ્ધામનું સ્વરૂપ ઇત્યાદિ સમજાવી તે બધાથી **અર્ચન ભક્તિ** પ્રાપ્ત થાય છે તે સમજાવ્યું છે. છઠ્ઠા આખ્યાનમાં પ્રભુનું નિત્યચરિત્ર વર્ણવ્યું છે. ભક્તે ભગવાનના વિરહનો તાપ રાખવો. किमासनं ते गरुडासनाय, नमोस्तु ते देववर प्रसीद ઇત્યાદિ વચનથી રૂપવિયોગ નિવારણ માટે હંમેશ **વંદન ભક્તિ** કરવી, તે આ આખ્યાનથી સિદ્ધ થાય છે.

સાતમા આખ્યાનમાં જીવને શિક્ષા આપવા માટે શ્રીપ્રભુચરણ શ્રીનાથજીની સેવા કરે છે, તે વર્ણવ્યું છે. તે એવું બતાવે છે કે જીવે દાસભાવથી સેવા કરવી. તેથી **દાસ્ય** ભક્તિનું સ્વરૂપ સ્પષ્ટ સમજાવ્યું છે. આઠમા આખ્યાનમાં **"નંદનંદનને જઈ મળે"** એ વાક્ય **સખ્ય ભક્તિનો** પ્રકાર બતાવે છે. નવમા આખ્યાનમાં શ્રીમહાપ્રભુજીના પરિવારનો આશ્રય ભક્તકવિએ પોતાની રસનાદ્વારા કર્યો છે, તે ઉપલક્ષણ રીત પ્રમાણે કર્યો છે. આ ઉપરથી એમ સિદ્ધ થાય છે કે નેત્રાદિક તથા બીજી ઇંદ્રિયોદ્વારા ભગવદ્ દર્શનાદિ કરવાનો ઉપદેશ છે, તે **આત્મનિવેદન** ભક્તિ સ્પષ્ટ બતાવે છે. અને જીવને આત્મનિવેદન કરાવવા માટે શ્રીમહાપ્રભુજીનો વંશ જગતમાં છે, એમ સૂચવે છે. આમ સૂક્ષ્મ દૃષ્ટિથી જોતાં એક એક આખ્યાનમાં એક એક ભક્તિની મુખ્યતા સ્પષ્ટ સિદ્ધ કરે છે, અને વાસ્તવિક રીતે બધાં આખ્યાન બધા પ્રકારની ભક્તિ માટે છે.

નવાખ્યાન હોવાનું બીજું કારણ આપતાં જણાવે છે કે, શ્રીમહાપ્રભુજીના પ્રગટ પ્રતાપરૂપ શ્રીગોપીનાથજી, શ્રીગુસાંઈજી અને સાત બાલકો એમ કુલ નવ રૂપે ભૂતલ ઉપર આપશ્રી બિરાજ્યા. આથી શ્રીમહાપ્રભુજીના પ્રતાપરૂપ નવ આખ્યાન શ્રીગોપાલભાઈએ બનાવ્યાં.

વળી આ ગ્રંથની નવની સંખ્યા વિષે વધુ પ્રમાણ આપતાં પંડિતજી કહે છે કે બધા આંકડામાં નવનો આંકડો પરિપૂર્ણ છે. તેથી આગળ બીજો કોઈ આંકડો નથી. આથી શ્રીરામચંદ્રજી, નંદાલયમાં શ્રીપુરુષોત્તમ અને શ્રીગુસાંઈજી એ બધા નવમીના દિવસે પ્રાદુર્ભાવ પામ્યા છે, કારણ કે આ બધા અવતારો પૂર્ણ પ્રભુના પૂર્ણ અવતાર છે. તેવી રીતે આ આખ્યાન પણ અલૌકિક પરિપૂર્ણ સ્વરૂપ છે. આ બતાવવા માટે નવાખ્યાન શ્રીગોપાલદાસજીએ ગાયાં છે.

આવું જ બીજું ટિપ્પણ "સ્કંધ સંખ્યાએ કહ્યાં પદ, શ્રીભાગવત રસરાજ" એ ઉપર છે. આ ચોથા આખ્યાનમાં બાર કડી છે ને શ્રીભાગવતના બાર સ્કંધ છે આ બંનેમાં કેવી જાતનું સામ્ય છે તે પંડિતજી નીચે પ્રમાણે બતાવે છે

પ્રથમ સ્કંધ ભગવદ્ ચરણ રૂપ છે. અને તેમાં બધા પ્રકારના અધિકારીના કાર્ય સિદ્ધિ કહી છે. વળી શ્રીભાગવતની જગતમાં પ્રવૃત્તિ આ સ્કંધથી છે. તેથી તે પદ્દવંદુ એ કડીમાં ચરણનું વર્ણન કરેલું છે. બધા જીવોના [1]દ્વંદ્વની નિવૃત્તિ કહી છે. અને જગતમાં સુખમકરંદનો ફેલાવો વર્ણવ્યો છે. આ કડી પ્રથમ સ્કંધનું તાત્પર્ય બતાવે છે.

બીજો સ્કંધ પણ ચરણરૂપ છે. તેમાં વિમર્શાદિ પ્રકરણથી ધ્યાનનું નિરૂપણ કર્યું છે અને તે ઉપનિષદના નિયમ અનુસાર છે. વળી મનુષ્ય માત્રને શ્રવણ કીર્તનાદિ ભગવદ્ભક્તિ અને મોક્ષનો અધિકાર છે. તેનું વર્ણન પણ તે સ્કંધમાં છે. તેવી રીતે બીજી કડીમાં મોક્ષાદિ સુખના દાતા તરીકે ચરણનું વર્ણન છે. અને બધા જીવોના ઉદ્ધાર

---

૧ (દ્વંદ્વ એટલે સુખદુઃખના ભાવો, અથવા પ્રભુ જગત ને જીવમાં જુદાપણું માનવું—જે દ્વૈતભાવ તે)

માટે વેદનાતત્વનું રહસ્ય શ્રીગુસાંઇજીએ વિચાર્યું એમ જણાવ્યું છે.

તૃતીય સ્કંધમાં સર્ગનું વર્ણન આવે છે. સર્ગનું લક્ષણ શ્રીમહાપ્રભુજીએ अशरीरस्य विष्णोः पुरुषशरीरं स्वीकारः सर्गः–વિષ્ણુ ખરેખર શરીરવાળા નથી, છતાં જગત્ ઉત્પત્તિ માટે ભગવાન શરીરનો સ્વીકાર કરે છે તે સર્ગલીલા છે. આ લીલા થવામાં ગુણક્ષોભ વડે બહુ વિષમતા પામે છે. તે વાત આ સ્કંધમાં જણાવી છે તેવી રીતે ત્રીજી કડીમાં 'બહુરૂપ હરિ અવતર્યા' એમ જણાવી બનાવનું કારણ ભગવાન (શ્રીગુસાંઇજી) છે, એમ શ્રીગોપાલદાસજી જણાવે છે.

ચોથા સ્કંધનો અર્થ છે વિસર્ગ, એટલે બધાં નિત્ય કાર્ય પ્રગટ દેખાય તે. જેમાં ભગવાનની અમોઘ લીલા ને અદ્ભુત કર્મનું વર્ણન હોય છે. તેવી રીતે ચોથી કડીમાં શ્રીગુસાંઇજીના ગુણ, તથા પ્રગટ વિવિધ વિહારનું વર્ણન છે

પંચમ સ્કંધનો અર્થ સ્થાન છે. સ્થાન એટલે આધાર. ભગવાનની સ્થિતિ બધા જગતમાં છે. વળી પ્રભુ તેમાં વસી દરેકની મર્યાદા સ્થાપે છે. તેવી રીતે પાંચમી કડીમાં શ્રીગુસાંઇજી ત્રિભુવનમાં તત્ત્વનું તત્ત્વ ને સર્વનું સારમાં સાર છે. વળી ત્રિભુવન ને ભક્તના આધાર એટલે મર્યાદાના સ્થાપક છે. આમ પંચમ સ્કંધના લક્ષણ સાથે મેળ રાખે છે

ષષ્ઠ સ્કંધનો અર્થ પોષણ છે. પોષણ એટલે અનુગ્રહ તેવી રીતે છઠ્ઠી ટૂકમાં ચરણ વચને બોધવ્યા વગેરેથી ભક્ત ઉપર અનુગ્રહ કરી ભક્તના હૃદયમાં દાખલ થયા.

સપ્તમ સ્કંધમ ઊતિ લીલા બતાવે છે ઊતિ એટલે વાસના તેવી રીતે સાતમી કડીમાં 'મોહ્યા અનિમકલ'મા ભમરના વર્ણનદ્વારા અલૌકિક વાસના તથા વિલાસનું વર્ણન કર્યું છે. ખરેખર અહીં જે ભ્રમર છે તે પરમ ભક્ત છે તેથી શ્રીમહાપ્રભુજી ઊતિનો અર્થ સમજાવતાં લખે છે કે प्रभुज्ञानिनः प्रतीतिसिद्ध्यर्थं तत्तल्लीलाप्रदर्शनं ऊतिः બ્રહ્મજ્ઞાનીને બ્રહ્મની પ્રતીતિ કરાવવા માટે તેવી લીલા બતાવવી તે ઊતિ લીલા

છે. શ્રીગુસાંઈજીએ આવા જે જ્ઞાની ભક્તો આપશ્રીની સમીપ આવ્યા તેમને ભગવદ્ લીલા દેખાડી, નિઃસંશય બનાવ્યા તેનું વર્ણન આ સાતમી કડીમાં છે.

અષ્ટમ સ્કંધ મન્વંતર લીલા બતાવે છે. મન્વંતર મોક્ષ ઉપયોગી ધર્મ છે. આઠમી કડીમાં નામસ્મરણાદિ ધર્મ કહ્યો છે. ને તે નામસ્મરણ તાપહારક ગણાવ્યું છે. મોક્ષ પામ્યા વિના ભય કોઈ રીતે મટે નહિ. આ વસ્તુ બ્રહ્મવલ્લી બૃહદારણ્યકમાં સારી રીતે વર્ણવી છે.

નવમ સ્કંધ ઈશાનુકથા બતાવે છે. ઈશાનુકથા એટલે ભગવાન ને ભક્તનાં ચરિત્ર. આ ચરિત્રનું વર્ણન સાંભળવાથી જીવ ભગવદ્મય બને છે. તેનો અહંતામમતારૂપ સંસાર નિવૃત્ત થાય છે. શ્રીમહાપ્રભુજી ઈશાનુકથાનો મર્મ કહે છે કે प्रलयोपि अहंताममतारूपस्य ईशानुकथया। જેવી રીતે નવમ સ્કંધમાં ભગવદ્ ભક્ત રાજાઓ ભગવદ્ ઇચ્છાથી રાજ કારભારમાં જોડાયા તેમ શ્રીગુસાંઈજીએ ભક્તોને સ્વસ્વરૂપ અર્થે ગાજકાજમાં જોડ્યા. જેમ ઘોડો રથમાં પોતાની ઇચ્છાથી જોડાતો નથી, પણ માલિકની પ્રસન્નતા ખાતર જોડાય છે. તેવી રીતે રાજા આશકરણ અને અંબરીષ વગેરે ભગવદ્ ઇચ્છાથી રાજ ચલાવતા હતા.

દશમ સ્કંધ નિરોધ લીલા બતાવે છે પ્રભુએ પૂર્ણ અવતારી રૂપે અવતરી, જગતમાં બાલલીલાથી માંડી અનેક ક્રીડાઓ કરી, બધા ભક્તોનો પ્રપંચ ભુલાવ્યો, અને પોતાના સ્વરૂપમાં આસક્તિ કરાવી આનું નામ નિરોધ. આ જ તાત્પર્ય દશમી કડીમાં છે.

એકાદશ સ્કંધ મુક્તિ લીલા બતાવે છે. મુક્તિ એટલે જીવ પ્રાકૃત દેહ વગેરે સંબંધથી છૂટી, અલૌકિક સ્વરૂપની પ્રાપ્તિ કરે તે. અગીઆરમી કડીમાં શ્રીમહાપ્રભુજીએ ભક્તોને તેવું ફલ આપ્યું. આથી ભગવાન જે ભક્તવત્સલ છે તેના તાપનું નિવારણ કર્યું. આમ એકાદશ સ્કંધમાં પ્રભુના અનેક ધર્મ બતાવ્યા છે. તે આ

દ્વાદશ સ્કંધ આશ્રયલીલાનો છે. આશ્રય એટલે સર્વકર્તા પ્રભુ ભક્તને અખંડ અલૌકિક સુખ આપી, પોતામાં કેવલ સ્થિર રાખે છે. તેવી રીતે બારમી કડીમાં સર્વાંગ શોભા યુક્ત પ્રભુનું વર્ણન છે, જે ભક્તને સુખ આપનાર છે. આમ દ્વાદશ સ્કંધમાં ચાર પ્રકારના પ્રલયમાં પણ પ્રભુ આધાર છે, એમ ગુપ્ત રીતે સૂચવ્યું છે. અને પોતે શ્રીભાગવતરૂપ હોઈ આપની લીલા જગતમાં પ્રગટ કરે છે. તેમ આ કડીમાં જણાવ્યું છે.

આમ બાર સ્કંધ સાથે ચોથા આખ્યાનની બાર કડીનું સામ્ય બતાવી, છેવટે પંડિતજી કહે છે કે આ વસ્તુનું મેં અંગુલિદર્શન માત્ર કરાવ્યું છે. પણ જેની વધુ ઇચ્છા હોય તેણે ભાગવતના બીજા સ્કંધમાં અધ્યાય ૧૦–નો શ્લોક પહેલો अत्र सर्गोविसर्गश्च स्थान पोषणमूतयः ઇત્યાદિ શ્લોકની [1]શ્રીસુબોધિનીજી, નિબંધ જોવાં તથા મહાનુભાવ ભક્તના મુખથી જાણી લેવું. આથી વધુ લખવાનું મારૂં સામર્થ્ય નથી. છેવટે આ ચતુર્થ આખ્યાનનું તાત્પર્ય સમજાવતાં પંડિતજી લખે છે કે

(દોહા)

યહ ચોથે આખ્યાન હરિ, કહે સ્કંધ અનુસાર ।
નિજજન અનાહિત ટારિ સબ નિત હિત અમિત ઉદાર ॥

આમ શ્રીવલ્લભાખ્યાન ઉપર તેમણે ટિપ્પણમાં અનેક વસ્તુઓનું અદ્ભુત રીતે સ્પષ્ટીકરણ કર્યું છે. બાકી આ લઘુ ગ્રંથમાં મીઠા સમુદ્રમાંથી ખોબા જલના પાનથી જેટલી તૃપ્તિ અનુભવીએ તેવી જ તૃપ્તિ થાય. માટે આ રસના રસિયાઓએ તો તે ગ્રંથનું અધ્યયન–મનન કરી લેવા જેવું છે.[1]

---

[1]શ્રીગટ્ટુલાલજી સંસ્થાનું પહેલાંનું તથા શ્રીશુદ્ધાદ્વૈત સંસદ તરફથી આ સાલમાં પ્રગટ થયેલ શ્રીભાગવત સાથે નિત્યલીલાસ્થ ગો. શ્રી જીવણલાલજી કૃત શ્રીવલ્લભાખ્યાનનું વ્યાખ્યાન જોવાથી અલભ્ય લાભ મળશે.

૧૧

## શાસ્ત્રીજી કેશવજીનો મેળાપ.

સંવત ૧૯૨૮માં પંડિતજી જામનગર પધાર્યા. જામનગરમાં તે શ્રીબાપુરાવજી મહારાજ બિરાજતા હતા. તેઓ પંડિતજીના નાના શ્રીવ્રજવલ્લભજીના ભાઈ થાય. આ વખતે જામનગરમાં શાકરન સ્થાનના કેટલાક સમર્થ વિદ્વાનો વસતા હતા. તેમાં શાસ્ત્રીજી કેશવજી મોગરજી એક હતા. આ શાસ્ત્રીજીનો જન્મ સં. ૧૮૭૬ ના આસો વદ ૮મે થયો હતો. તેમણે વ્યાકરણ, વેદાંત, ન્યાય, જ્યોતિષ શાસ્ત્રમાં અસાધારણ રીતે પ્રવેશ કર્યો હતો.

પ્રસંગ એવો બન્યો કે આ વખતે જામનગરમાં મહારાજા જામ શ્રીરણમલજી રાજ્ય કરતા હતા. તેમની કુંવરીનું સગપણ જોધપુર નરેશ સાથે કરેલું. વરપક્ષવાળા પોતાના રિવાજ પ્રમાણે હથેવાળે લગ્ન કરવા ઇચ્છતા હતા, તે પ્રમાણે તેની માગણી કરી, જ્યારે જામશ્રીની ઇચ્છા કુળપરંપરા શાસ્ત્રવિવાહની હતી. આ કામ આ જુવાન શાસ્ત્રીને સોંપ્યું. તેઓએ જોધપુર જઈ, ત્યાંના પંડિતો સાથે શાસ્ત્રાર્થ કરી, ક્ષત્રિઓએ પ્રથમ શાસ્ત્રવિવાહ કરવો જોઈએ એવું સાબિત કરી આપ્યું. આ વાત જોધપુર નરેશે સ્વીકારી ને ખડ્ગ જામનગર મોકલ્યું. આ કાર્ય અપૂર્વ રીતે પાર પડવાથી, જામશ્રીની આ શાસ્ત્રીજી ઉપર અનંત મીઠી કૃપા ઉતરી.

ત્યારબાદ જામશ્રી રણમલનો વિરહ થતાં શ્રીવિભાજી રાજ્યાસન ઉપર બેઠા. તેમણે પણ આ શાસ્ત્રીજીનો સારો સત્કાર કરવા માંડ્યો. આ શાસ્ત્રીજીનું મુખ્ય કાર્ય વિદ્યાર્થીઓને ભણાવવાનું હતું ને તેઓ એક સમર્થ શિક્ષાગુરુ તરીકે યશસ્વી નીવડ્યા હતા. તેમના હાથ નીચે ઘણા વિદ્યાર્થીઓ ભણી ગયા. તેમાંથી કેટલાકે મોટા પંડિત ને કવિ તરીકે નામના મેળવી હતી.

આ શાસ્ત્રીજીએ વેદાન્તનો અભ્યાસ તે વખતના પ્રખ્યાત સ્વામી ટોકનનંદ ઉર્ફે પૂર્ણાનંદ પાસે કર્યો હતો. અહીં ભારતમાર્તંડ ગટ્ટુલાલજી પધાર્યા છે એમ જાણી, તેમને તેમની સાથે શાસ્ત્રાર્થ કરવા ઈચ્છા થઈ. આથી જામશ્રી વિભાજી મહારાજ સમક્ષ હાટકેશ્વર મંદિરમાં એક સુંદરાબાઈ ને ત્યાં શાસ્ત્રાર્થ કરવામાં આવ્યો. આ પ્રસંગે શાસ્ત્રીજીએ જગત સત્ય છે કે અસત્ય? એ પ્રશ્ન ઉઠાવ્યો. તેના ઉત્તરમાં પંડિતજી તરફથી વેદની શ્રુતિનું પ્રમાણ આપવામાં આવ્યું કે सर्वं खलु इदं ब्रह्म नेह नानास्ति किंचन (આ બધું જગત જરૂર બ્રહ્મ રૂપ છે. એટલે પરમેશ્વર રૂપ છે. આમાં બીજી કોઈ જાતિ કે વિભાગ છે નહિ.) અર્થાત્ પરમેશ્વરરૂપ આ જગત છે તેને ખોટું કેમ કહેવાય? આપ વયોવૃદ્ધ પંડિત વિદ્વાન છો વળી મહાભારત અન્તર્ગત ભગવદ્ ગીતામાં લખવામાં આવ્યું છે કે असत्यं अप्रतिष्ठं ते जगदाहुरनीश्वरम् કોઈ આસુરી જીવો આ જગતને અસત્ય એટલે ખોટું છે અથવા નિરાધાર છે અથવા ઈશ્વર વિનાનું છે એમ કહે છે. માટે આપે આવા શબ્દો સ્વીકારવા નહિ જોઈએ. પંડિતજીના આ ઉત્તર ઉપર, પછીથી જગતના સત્યાસત્યની બાબતમાં મોટો શાસ્ત્રાર્થ ચાલ્યો. પણ આ વખતે મધ્યસ્થ તરીકે દ્રવિડ દેશના સંન્યાસી માધવાનંદ અને જામનગરના દિવાન થાણાનિવાસી નારાયણરાવ સાહેબ કરીને હતા. આ બન્ને જણા શાસ્ત્રીજીના શંકરમત પ્રત્યેના દુરાગ્રહ અને વૈષ્ણવ ધર્મ પ્રત્યેના તોછડા વર્તનથી વાકેફ હતા, એટલે શાસ્ત્રીજીને બીજા મુદ્દા ઉપર ચર્ચા કરવા પ્રેરણા આપી. આથી પ્રશ્નનું નિરાકરણ ન થતાં, બ્રહ્મ સાકાર છે કે નિરાકાર છે એ પ્રશ્ન ઉપર એકબીજાના સવાલ જવાબ થવા લાગ્યા. તેમાં પંડિતજીના સબળ શાસ્ત્રાધારના પ્રબળ ઉત્તરો સાંભળી મધ્યસ્થો ખુશ થયા અને શાસ્ત્રીજીને શાસ્ત્રાર્થ પડતો મૂકવા માટે સમજાવ્યા. અને પોતે મધ્યસ્થપણું છોડી દીધું. આમ આ શાસ્ત્રાર્થનો અંત આવ્યો.

આ પછી મુંબાઈમાં સંવત ૧૯૨૯માં ફાગણ સુદ ૪ ને વાર

સોમવારે આર્યમિત્ર નામના પત્રમાં નવીન પંથ સ્વામીનારાયણ વિષે કેટલુંક અજુગતું છપાયું. આ ઉપરથી મુંબાઈના કેટલાક સજ્જનોએ આર્યમિત્રના સંચાલકો, સ્વામીનારાયણના આચાર્ય તથા પંડિતો ને બીજા ધાર્મિક પુરુષોની એક સભા એમનો શાસ્ત્રાર્થ ને નીતિ સાંભળવા માટે રાખી સભાનું સ્થળ ભીમકોટમાં ગમમંદિરમાં હતું. સભાનો સમય થયે સ્વામીનારાયણના આચાર્યને તેડવા ગયા, પણ તે પહેલાં આચાર્ય ને તેમના પંડિતો મુંબાઈની હદ છોડી ચૂક્યા હતા. આમ આર્ય સમાજ ને સનાતન ધર્મ વચ્ચે તણખા ઉડવાનું શરૂ થઈ ચૂક્યું. વળી લોકોમાં પણ જુના ને નવા ધર્મનું રહસ્ય જાણવાની જિજ્ઞાસા જાગી હતી, એટલે આવી સભાઓમાં લોકો રસ લેતા. પણ જ્યારે સભા મળવાનું જાહેર કરવા છતાં તે ન મળતી ત્યારે લોકો પક્ષાપક્ષી કરી અનેક શંકાઓ ઉઠાવતા

## ચોથો હલ્લો.

આમ મુંબાઇનું ધાર્મિક ને સામાજિક વાતાવરણ ડહોળાઇ ગયેલું હતું, એવામાં પુષ્ટિમાર્ગ ઉપર ચોથો હલ્લો બહુ વિચિત્ર રીતે આવ્યો. તે હિંદુ ધર્મમાં હિંદુ જાતિમાં નવજ્યોત પ્રગટાવવાના નિમિત્તે આવ્યો. આ નવજ્યોત પ્રગટાવનાર મહર્ષિ દયાનંદ સરસ્વતિ હતા. તેઓ પોતે જ્ઞાની અને એકનિષ્ઠ બ્રહ્મચારી હતા. તેમનું મુખ પ્રતાપી ને પ્રતિભાશાળી હતું. તેમની નીતી મંડનાત્મક કરતાં ખંડનાત્મક વિશેષ હતી. ગમે તે વાદ સંપ્રદાયને ઉતારી પાડીને તે વેદોક્ત પ્રમાણ નથી, એમ સિદ્ધ કરવા મથતા. પુરાણો ને તેમાં ખાસ કરી શ્રીભાગવતનુ ખંડન એ જ તેમના જીવનનું મુખ્ય ધ્યેય હતું. તેઓ વ્યાખ્યાન આપે ત્યારે 'મૂર્તિપુજા વેદમાં નથી, પુરાણો અને સ્મૃતિઓ વગેરે ભ્રામક છે' એમ જણાવતા, ને માત્ર વેદને સર્વોપરી ઠરાવતા, અને વેદ ઈશ્વરપ્રણીત છે તેવુ મનાવવા માટે પ્રયત્ન કરતા. વળી ઈશ્વરના સ્વરૂપ સંબંધમાં તેમની માન્યતા બ્રહ્મસમાજ અને પ્રાર્થના સમાજ કરતાં જુદી ન હતી. પણ બ્રહ્મસમાજ વેદને ઈશ્વર-પ્રણીત માનતો નથી, આથી આ સમાજ સાથે ભળી શક્યો નહિ.

વળી થીઓસોફીના સ્થાપક મેડમ બ્લેવેટ્સ્કીએ શરૂઆતમાં થીઓસોફી અને આર્યસમાજની પ્રવૃતિ ભેગી ભેળવી દીધી હતી પણ પાછળથી થીઓસોફીનુ ધ્યેય બદલાયું; તેણે હિંદુ ધર્મની દરેક વાતો વિજ્ઞાનની દૃષ્ટિએ કસવા માંડી. દયાનંદજી પુરાણો ને સ્મૃતિની વાતો ભ્રામક કહેતા, પણ તે વાતો વૈજ્ઞાનિક રીતે તપાસ કરતાં ભ્રામક નહિ પણ સત્ય સાબિત થવા માંડી, આથી થીઓસોફી પણ આર્યસમાજથી છુટી પડી.

આ ગદ્દીપી દયાનંદજીનો જન્મ સં. ૧૮૮૧ માં થયો હતો. તેમણે શરૂઆતના ચૌદ વર્ષમાં સંસારના ટીકડીક વાયરા અનુભવ્યા

હતા. તેથી તેઓ સંસારને રોગ સમાન માનતા. જ્યારે તેમના પિતાએ તેમને પરણાવવા માટે ઇચ્છા કરી ત્યારે સત્યજ્ઞાનની પ્રાપ્તિ માટે ઘર છોડી તેઓ ચાલ્યા ગયા. અનેક દુઃખો વેઠી, અનેક સ્થળે સત્યજ્ઞાન મેળવવા માટે પ્રયત્ન કરતા, તેઓ ઘણો વખત ફર્યા. આખરે, આ સત્યજ્ઞાન તેમને મથુરામાં વિરજાનંદ નામના પરમ સન્યાસીએ આપ્યું. ગુરુઆજ્ઞા લઈ, એકતાલીસમા વરસે વેદધર્મના પ્રચાર માટે તેઓ નીકળી પડ્યા. ને અનેક ઠેકાણે વેદ ઉપર વ્યાખ્યાન આપતા તે વખતે 'પ્રતિમાપૂજન તથા શ્રીભાગવતનું' ખંડન કરતા. વળી આ સમયે પાદરીઓ હિંદુ ધર્મની નિંદા કરી ખ્રિસ્તી ધર્મનો પ્રચાર કરતા; આ વસ્તુ પણ સ્વામીજીની નજર બહાર ન હતી. તેમનો તેમણે વિરોધ કરવા માંડ્યો. ને બાઇબલની કેટલીક વાતો સત્યથી વેગળી છે, એમ તેઓ છડે ચોક કહેતા. તેવી જ રીતે જૈન મુસ્લીમ વગેરે ધર્મનાં દૂષણો પણ તેઓ બતાવવા લાગ્યા.

આમ ધાર્મિક પ્રચાર કરતા સં. ૧૯૩૦ માં સ્વામીજી મુંબાઈ આવ્યા. અહીં આવ્યા પહેલાં જ શ્રીવલ્લભમત વિષે સુધારો તરફથી સારી રીતે કાન ભંભેરણી થઈ ચૂકી હતી. આથી તેમણે અહીં આવી મુર્તિ જડ છે, એને ઈશ્વર માનશો તો ઈશ્વર પણ જડ સિદ્ધ થશે, આમ વ્યાખ્યાન આપી મૂર્તિપૂજા ઉપર સજ્જડ પ્રહારો કરવા માંડ્યા, તથા શ્રીવલ્લભ અને સ્વામિનારાયણ સંપ્રદાય ઉપર આક્ષેપ કરનાં પુસ્તકો લખ્યાં

આ વખતે મુંબાઈમાં પંડિતશ્રી ગટ્ટુલાલજી ધાર્મિક પ્રચાર, સભા વ્યાખ્યાન અને કથાદ્વારા કરી રહ્યા હતા. ને વખતના લગભગ બધા જ મોટા વિદ્વાનો, પંડિતો, શાસ્ત્રીઓનો તેમની ધર્મ સંબંધી નીતિ પરત્વે ટેકો હતો. પંડિતજીની નીતિ ખંડનાત્મક ન હતી પણ મંડનાત્મક હતી, બીજી તરફથી સ્વામીજીનો સ્વભાવ એવો ન હતો. કોઈ પણ વસ્તુને તોડી ફોડી નાખી, તેનો વિનાશ કરી, તેને બદલે તદ્દન નવી વસ્તુ રજુ કરતા, તેઓ જગે તે વસ્તુ હાથમાં લે તો

તેનો વિવાદ ઉભો કરી, તે ખોટી છે એમ પુરવાર કરવા તનતોડ મહેનત કરતા અને તે ઠેકાણે નીજી વસ્તુ જુદું કરતા. આમ તેમનામાં જૂનું ભાગીભારે જુનાની નવી વસ્તુની રચના કરવાની ટેવ હતી. આથી તેમના ઈશ્વર સંબંધી વિચાર વેદને મળતા હતા, તેના કરતા બ્રહ્મસમાજને વધુ મળતા હતા, એમ કહીએ તો ચાલી શકે તેમ છે. તેવી રીતે વેદની ચાતુર્વર્ણ્ય મનવા છતાં વર્ણ, જાતિ જ્ઞાતિના ભેદને તેઓ માનતા ન હતા, આમાં પણ તેઓ બ્રહ્મસમાજના ટેકેદાર હતા.

સ્વામીજી મુંબાઈમાં આવ્યા ત્યારની મુંબઈની સમાજિક સ્થિતિ પણ જોવા જેવી છે. મહાજન મંડળના કર્તા શ્રીમગનલાલ પટેલના શબ્દોમાં નવાજુના લોકો માટે કહીએ તો –

'સુધારાનો અર્થ બીજાઓ ગમે તેવો કરતા હોય, પરંતુ હું જે સુધારાની વાત કરૂં છું તેનો અર્થ તો એ છે કે જેટલું જૂનું તેટલું ખરાબ, માટે તે માનવું નહિ, અને જેટલું નવું તેટલું સારૂં માટે તે ગ્રહણ કરવું, પછી તે ગમે તેવું સારૂ હોય કે ખરાબ હોય તેની કાંઈ ફિકર નહિ. સુધારાનો અર્થ એટલી ટૂંકી વ્યાખ્યામાં જ પૂરો થતો નથી, પરંતુ એથી આગળ વધીને કહીશ કે, યુરોપીઅન લોકોની રીતભાતો સારી કે ખોટી ગમે તેવી હોય, તોપણ માત્ર તેમની શાન જોઈને તેનું વગર વિચારે અનુકરણ કરવું, બ્રાહ્મણોની તથા ધર્મશાસ્ત્રોની નિંદા કરવી, અને વડીલના કરતાં વધારે ડાહ્યા થવાનો દાવો કરવો ઇત્યાદિ સુધારાના ઘણા પર્યાય થાય છે. આવા સુધારાએ આપણા દેશની જે ભારે હાનિ કરી છે તેની ગણના કરવી મુશ્કેલ છે"

'વળી જુના વિચારના માણસોની બધી રીતભાત વખાણવા જેવી નથી. બાળલગ્ન, નાનવરા, રોવા કૂટવાનો રિવાજ, હોળી અને લગ્નના ફટાણાં, જન્મનના નઠારા વહેમ, સ્ત્રીકેળવણીનો અભાવ, અને પરદેશગમનપ્રતિબંધ ઇત્યાદિ અતિ હાનિકારક

રિવાજો સામે સુધારાવાળાની લડાઈ ઘણી લ્વાજમી અને હિતકારક હતી."

આમ જુના વિચારવાળા અને નવા વિચારવાળા વચ્ચે જબ્બર ઘર્ષણ થઇ થઇ ગયું હતું. તેમાં બન્ને પક્ષમાં ઓછા વત્તા અંશે અવળચંડાઈ હતી. તેવે વખતે સ્વામીજીના નામે એક જાહેર ખબર સંસ્કૃત, અંગ્રેજી, હિંદી, ગુજરાતી અને મરાઠીમાં છપાવી બહાર પડી; તે નીચે મુજબ છે.

"જાહેર ખબર આપવામાં આવે છે જે હાલમાં એક દયાનંદ સરસ્વતિ નામના પંડિત મુંબઈ મધ્યે આવ્યા છે. અને તેમણે તેમનો ઉતારો શ્રીવાલકેશ્વર મધ્યે દરિયા કાંઠે ડા. જેરામજી મનજી મોતીવાલાની ધરમશાળામાં કર્યો છે. ત્યાં તેઓ સવારના પહોરમાં સૂર્યોદયથી દિવસના દશ વાગ્યા સુધી અને ત્યારબાદ બપોરના એક વાગેથી રાતના દશ વાગ્યા સુધી જે કોઈ જશે તેમની મુલાકાત મોટા આનંદ સાથે લેશે અને તેમની સાથે સત્સંગ સંબંધી તથા શાસ્ત્ર ચર્ચા સંબંધી અને વેદાદિ સત્ય શાસ્ત્રોક્ત ધર્મ, વિધિનિષેધ, વિવેચન વિષય તેમજ બીજા દરેક વિદ્યાના વિષય ઉપર તેમની સાથે વાતચીત કરશે તથા સત્યાસત્ય વિષયનો યથાર્થ નિશ્ચય કરી તેમના મનનું સમાધાન કરશે. સં. ૧૯૩૦ના આસો વદ ૯ વાર સોમે

લિ. સ્વામિજી પૂર્ણાનંદ

આ મૂળ સંસ્કૃત જાહેર ખબર ઉપર પંડિતશ્રી ટીકા કરતાં લખે છે કે, "એ હેન્ડબિલ બહાર પડયું કે તરત લોકોમાં મોટો ધાંધાટ ઉઠ્યો. પ્રાચીન વૈદિક ધર્મો ઉપર ધાપ મારનારા લોકો મોટા આનંદથી ઉદ્‌ઘોષ કરવા લાગ્યા. હવે આ હેન્ડબિલમાં સંસ્કૃત લખાણની પ્રૌઢી અને શુદ્ધિ અશુદ્ધિ કેવી છે તે વ્યાકરણ વગેરેના ધર્મજ્ઞ વિદ્વાનો પોતાની મેળે સમજશે. દયાનંદ સરસ્વતિએ રચેલા પોતાના ગુણવર્ણનના શ્લોકમાં ચોથા ચરણમાં सर्वेनैदम्पत्नम् એવો પાઠ રચેલો હતો. તે ઠેકાણે सत्यनेनेदम् આ જરા સરસ પાઠ મૂક

શોધનારા શાસ્ત્રીએ બનાવી આપેલો છે. અને તે (પ્રૂફ શોધનાર શાસ્ત્રી) તેના કહેવાથી જાણ્યું."

વિદ્વાન લોકો તો શાસ્ત્રોમાં દયાનંદ સરસ્વતિ સ્વામી તરફથી છપાએલાં પુસ્તકો વાંચીને તેઓની વિદ્વતાથી વાકેફ થયેલા હતા, પણ અજાણ્યા લોકોને હેન્ડબિલ વાંચવાથી ઘણો ઉત્સાહ થયો તેથી ઘણા-એક લોકો તેનું ભાષણ સાંભળવા વાલકેશ્વર જવા લાગ્યા ને લોકો આગળ મજકૂર સ્વામીએ મૂર્તિપૂજાદિ ધર્મોની નિંદા કરવી શરૂ કરી. ત્યારે શાસ્ત્રીય પ્રશ્નોત્તર સાંભળવાના શોખી, ખરું તત્ત્વ જાણવાની ઇચ્છા ધરાવનારા કેટલાએક સદ્ગૃહસ્થોએ પંડિતોની સભા કરવાનો ઉત્સાહ ધર્યો. પરંતુ દિવાળીના તહેવાર સંબંધી તથા દેવદર્શનાદિ સંબંધી કામોને લીધે ગૃહસ્થોને એકઠા થઈ વિચાર કરવાનો અવકાશ ન મળ્યો તેથી તહેવાર થયા પછી સં. ૧૯૩૧ ના કારતક સુદ ૨ ને દિવસે કેટલાએક શોખીન સદ્ગૃહસ્થોની ખાનગી મંડળી એકઠી થઈ, ત્યાં જે વિચાર કર્યો તે પ્રમાણે પંડ્યા ગોપાળજી નરભેરામ નામના પુરુષે ચોવીસ પ્રશ્નો લખી એક હેન્ડબિલ કારતક સુદ ૪ ને દહાડે બહાર પાડયું.

આમ સ્વામીજી જોડે ચર્ચા કરતા પહેલાં કેટલાક પ્રશ્નોના ખુલાસા સદરહુ પંડિતજી તરફથી માગવામાં આવ્યા તેનું કારણ એ હતું કે "કેટલાએક સુજ્ઞ મિત્રોની ઇચ્છા થઈ કે શાસ્ત્રીઓ તથા પંડિતો સમક્ષ ચર્ચા થાય તો ઘણું સારૂ. ત્યારે તેમાંથી એક મિત્ર બોલી ઉઠયો કે એવાં છાપાંના ડોળ ઉપર ફુલાઈ જઇ ફોકટ વિદ્વાનોને શ્રમ આપવો ઠીક નથી. શાથી કે સં. ૧૯૨૯ ના ફાગણ સુદ ૪ ને વાર સોમના આર્યમિત્રમાં નવીનપંથી સ્વામીનારાયણ વિષે કેટલું ડોળ ભરેલું છાપ્યું હતું. × × × તે માટે એક જાહેર સભા બોલાવી તેમાં સ્વામિનારાયણ વાળાને પણ નિમંત્રણ કર્યું હતું છતાં, તેઓ ન આવ્યા. × × તેથી સભા મેળવનારનો શ્રમ વ્યર્થ ગયો તેમ જ આ પ્રસંગે ન થાય વાસ્તે પ્રથમ નીચે લખેલા

પ્રશ્નોનો ખુલાસો એઓ પાસેથી મળે તો પછી એક સારી જગામાં પંડિતો વગેરેની સભા બોલાવી, તેમની સમક્ષ દરેક વિષય ઉપર વાદવિવાદ કરવો

આ ચોવીસ પ્રશ્નોમાં મુખ્ય પ્રશ્ન નીચે મુજબ છે

૧ થી ૬ પ્રશ્ન–તમો ચારે વેદ, તેના ભાગ સહિતના યજુર્વેદ, આરણ્યક, ઉપનિષદ્, વેદના અંગ, શિક્ષા કલ્પ, વ્યાકરણ, નિરુક્ત વગેરે, વેદ તથા વેદાંગના ભાષ્યો વગેરેમાં જે પ્રમાણ અને અપ્રમાણ માનતા હોવ તે જણાવો.

૭ થી ૧૩ પ્રશ્ન–ધર્મ પ્રતિપાદક જૈમીનિસૂત્ર તથા બ્રહ્મ પ્રતિપાદક બ્રહ્મસૂત્ર તથા ચરણવ્યૂહ, સર્વે પુરાણો, મહાભારત, રામાયણ, ભગવદ્ગીતા, મનુસ્મૃતિ, યાજ્ઞવલ્ક્ય વગેરે સ્મૃતિઓ, મિતાક્ષરાદિ, તેઓની ટીકાઓમાથી શું પ્રમાણ અપ્રમાણ માનો છો, તે જણાવો.

૧૪ થી ૧૬ પ્રશ્નો–વિષ્ણુસ્વામી શંકર વગેરેના સંપ્રદાયમાંથી તમે કોના અનુયાયી છો. કે સ્વતંત્ર? જો સ્વતંત્ર હો તો તમે જડ જીવ, ઈશ્વર માયા બંધ અને મોક્ષ એ ૭ પદાર્થોનું સ્વરૂપ કેવી રીતે માનો છો?

૧૭ થી ૨૦–જગતની ઉત્પત્તિ વગેરે કિયે પ્રકારે તથા કોણ કરે છે. સૃષ્ટિ થયે કેટલો કાળ થયો, શ્રાદ્ધાદિ કર્મ કરવાં કે નહિ, ને તે જે પ્રકારે ચાલે છે તેમજ માન્ય છે કે નહિ તે જણાવો.

૨૧ થી ૨૪–શાખા ભેદથી કર્મોના ફેરફાર કબૂલ રાખો છો? નુમિદ, ગામઠુંજુના માનનારાને ઈશ્વર માનો છો? હાલ તમારો કયો આશ્રય છે તથા કાશીમાંથી પ્રગટ થએનું ષડ્દર્શ વિચાર નામનું પુસ્તક તમને માન્ય છે?

આ પ્રશ્નો પણ ગુજરાતી સંસ્કૃત ને મરાઠીમાં જુદા જુદા વિદ્વાનોએ છપાવ્યા. ને જણાવ્યું કે જો તમે મોટાક મ્હોટા શાસ્ત્રાર્થ કરવા ઈચ્છા ધરાવતા હો તો વેદશાસ્ત્ર સંપન્ન રા. આષ્ટાકર

ગટ્ટુજી ઘનસ્યામ પંચનદીને કહી, તથા શ્રીવલ્લભાચાર્ય શંકરાચાર્ય મધ્વાચાર્ય સંપ્રદાયના વિદ્વાનો વાદ કરવાને ખુશી છે અને આ વિષેની વિનંતિ પંડિત ગટ્ટુજીને કરીશ.

આવી રીતે સ્વામીજીને પ્રશ્નો પૂછવાનાં કારણ પણ અનેક હતાં. કારણકે સ્વામીજીના ભાષણો સાંભળી અનેક જાતની વાતો સ્વામીજી માટે ચાલતી થઇ ગઇ હતી; તેમાં કોઈ કહેતું કે આર્ય લોકોના પ્રમાણ ગ્રંથો જે શ્રુતિ સ્મૃતિ પુરાણ વગેરે છે તે સર્વ પ્રમાણોને સ્વામીજી માનતા નથી, વળી સ્વામીજીના વર્ણાશ્રમ વગેરે ધર્મોનું શું મંતવ્ય છે તે પણ જાણવાની જરૂર હતી વળી વાદીનો સિદ્ધાંત સમજ્યા વિના શાસ્ત્ર ચર્ચા સાંભળવામાં આનંદ આવે નહિ. તેથી આ પ્રશ્નોના ઉત્તરથી પછી વાદી પ્રતિવાદીની ચર્ચા સહેલાઈથી થઇ શકે.

આનો ઉત્તર સ્વામીજીએ પોતાના સ્વભાવ પ્રમાણે ટીકા કરતાં આપ્યો કે જેમ સ્વામીનારાયણ નાસી ગયા તેમ જ જયપુરમાંથી કોઇ એક ગોસ્વામી નાસી ગયા, તેમ અમે કરવાના નથી. આમ લખી સં. ૧૯૩૧ના કારતક સુદ ૭ ને સોમવારના દિવસે તે પ્રશ્નોનો નીચે મુજબ ઉત્તર આપ્યો. જે મેં ટૂંકાવીને નીચે લખ્યા છે.

૧ થી ૬ પ્રશ્નના ઉત્તર-પ્રત્યક્ષાદિ પ્રમાણો, ચાર વેદોનું પ્રમાણ ને તેની સંહિતાનું (પરિશિષ્ટ વગરની તથા બ્રાહ્મણાદિ મતોના પ્રમાણ વિના) પ્રમાણ માનું છું. શિક્ષાદિ વેદાંગ, ભાષ્યો ને વ્યાખ્યાનોનું માત્ર અવલોકન કરૂં છું.

૭ થી ૧૪-પૂર્વ તથા ઉત્તર મીમાંસા ચરણ વ્યૂહ મારે માન્ય નથી, પણ વિચારો જોઉં છું. પુરાણો, ઉપપુરાણો તથા તંત્રગ્રંથોનું અવલોકન કરતો નથી. તેમ જ મહાભારત, રામાયણને પ્રમાણ માનતો નથી. મનુસ્મૃતિ, યાજ્ઞવલ્ક્ય ને મિતાક્ષરીની ટીકા વગેરે અંગીકાર કરતો નથી.

૧૪ થી ૧૬–વિષ્ણુસ્વામીના સંપ્રદાયમાં હું માનતો નથી હું સ્વતંત્ર નથી, પણ વેદનો અનુયાયી છું. અને જેમ વેદમાં જડાદિ પદાર્થો વિષે કહ્યું છે તેઓનું પ્રમાણ હું કબૂલ કરું છું.

૧૭ થી ૨૦–જગતની ઉત્પત્તિ વગેરે વેદમાં લખ્યું છે, તે અને તે કોણે કીધું છે, તે બધું હું વેદ પ્રમાણે માન્ય કરું છું. સૃષ્ટિની ઉત્પત્તિ કાળના વર્ષોની સંખ્યા નથી, વેદમાં કહેલા યજ્ઞાદિ કર્મો યથાશક્તિ પ્રમાણે કરવાને હું કબૂલ કરું છું. વેદોક્ત પ્રકાર સિવાય બીજાનો હું સ્વીકાર કરતો નથી. ૨૧ થી ૨૪–વેદની શાખામાં કહેલાં જે કર્મો તેનો વેદમાં મૂળ ગ્રંથોની સાથે અનુસંગતા હોય તો જ માન્ય કરું છું. ઈશ્વરને જન્મમરણ છે નહિ. (રામકૃષ્ણની બાબતમાં) અને જેનું જન્મમરણ થાય, તે ઈશ્વર જ નહિ. કારણ કે ઈશ્વર સર્વ શક્તિમાન, સર્વજ્ઞ, સર્વવ્યાપક ને ન્યાયકારી છે. હું સંન્યાસ આશ્રમમાં છું, સકર્મ ભાસ્કર મને માન્ય નથી.

આમ પ્રશ્નોના ઉત્તર આપી તેમણે લખ્યું કે મારા વિચાર પ્રમાણે તો દરરોજ સભા થવી જોઈએ. પણ પછી પ્રતિવાદી ગોપાળના પ્રશ્નોને પુનરોક્તિ દોષવાળા કહી કડક ટીકા કરતાં લખે છે કે, આ પ્રશ્ન કરનારની બુદ્ધિનો નાશ કેમ થયો છે! અને જો બધા એવા જ બુદ્ધિહીન એવી સભામાં ભેગા થાય તો એવા અજ્ઞાનીઓના સમાગમથી યથાર્થ સત્ય વિચાર કેમ થશે? કેમકે ન્યાયમાં કહ્યું છે જ્યાં પોતાને પૂરતું અન્ન પણ મળતું નથી ત્યાં ધન સંપાદન કરવાની ઇચ્છા કેવી રાખવી! આમ સ્વામીજીએ પોતાની ઉગ્રતા પ્રથમ ઉત્તરપત્રમાં જ દેખાડી.

સ્વામીજીનું ઉત્તરપત્ર ઉદ્ધતાઈ ભરેલું જોઈ, તેનું ખંડન પંડિતજીના શિષ્યો રામજી અને મૂળશંકરે વિસ્તારથી લખી, મંડળીની સહાયથી છપાવ્યા. આ લખાણ લગભગ બે ફર્માં જેટલું છે. પછી તો પરસ્પર એક બીજા ઉપર અર્થોની ઝડીઓ વરસવા લાગી. ગાળો પણ ઠીકઠીક મહિનાઓ લગી ચાલી. આ સર્વ લેખો શ્રી[illegible]

સંપ્રદાય અને સ્વમીનારાયણ સંપ્રદાય ઉપર પણ સજ્જડ પ્રહાર કરવાનું સ્વામીજી ચૂકતા નહિ આની અસર જનસમાજ ઉપર થતી, અને પુષ્ટિમાર્ગની હીણતાનો આભાસ જણાતો. આ વખતે ગો૦ શ્રીજીવણલાલજી મહારાજ પુષ્ટિમાર્ગમાં આગળ પડતા હતા. તેઓ વિદ્વાન તથા બહુશ્રુત હતા. તેમને પણ આ ઝંઝાવતનો ભય લાગ્યો. આથી એક દિવસ પંડિતજીને બોલાવી દયાનંદજીના અવળા વર્તન વિષે વાત કરી, અને કોઈ પણ રીતે તે પ્રચાર અટકે તેવી ઇચ્છા દર્શાવી. ત્યારથી પંડીતજીએ સ્વામીજીના સિદ્ધાંતોની શાસ્ત્રીય રીતે ચર્ચા કરવા માંડી અને તેમના અવળા પ્રચારને શાસ્ત્રના આધારે અટકાવવા પ્રયત્ન કરવા માંડયો. ત્યારબાદ મુંબાઇના બધા જ શાસ્ત્રીઓ પંડિતો પૌરાણિકો વિદ્વાનો અને ધર્મ જીજ્ઞાસુઓની એક મોટી સભા ભરી અને તેમા મૂર્તિપુજા ઉપર એક અદ્‌ભુત વ્યાખ્યાન આપ્યુ. વેદાદિ શાસ્ત્રોમાં મૂર્તિપૂજા છે એમ પ્રમાણો સાથે સાબિત કરી આપ્યું. સ્વામીજીના કેટલાક શિષ્યો આ સભામાં આવ્યા હતા. તેઓ પંડિતજીને સાંભળતાં તેમની અગાધ શક્તિ માટે પ્રશંસા કરવા લાગ્યા અને તેમના શાસ્ત્રીય જ્ઞાન આગળ પોતાનું શિર ઝુકાવા લાગ્યા

હવે બીજી સભા એકલા વિદ્વાનોની બોલાવવામાં આવી હતી. તેમાં પંડિતજી વેદમા મૂર્તિપૂજા છે તેનાં શાસ્ત્રીય પ્રમાણો આપવા તૈયાર થયા

આ સભાના સરપંચ તરીકે દાક્ષિણાત્ય પંડિત **ભીમાચાર્ય** ઝળકીકરને નીમવામાં આવ્યા હતા. તેઓ ન્યાયશાસ્ત્રમાં પારંગત હતા. વળી એલ્ફિન્સ્ટન કોલેજમાં ન્યાય વૈશેષિક વેદાંત વગેરે ષડ્‌ દર્શન વગેરેના ઘણા વર્ષોથી પ્રોફેસર હતા. સરકારે પણ તેમને મહામહોપાધ્યાયનુ બહુમાન આપ્યું હતું.

આ વાદમાં પંડિતજીની શાસ્ત્રીય પ્રમાણો આપવાની અદ્‌ભુત શક્તિ, વેદોનો અભ્યાસ તથા વેદાંતમંત તત્ત્વજ્ઞાનની પુષ્કળ માહિતીથી

મૂર્તિપૂજા વેદમાં નથી એમ કહેનારા ઝંખવાણા પડી ગયા, ને મૂર્તિ પૂજાના વાદમાં શિકસ્ત મેળવી. જ્યારે પંડિતજીએ વેદમાંથી તેનાં પ્રમાણ બતાવ્યાં ત્યારે કેટલાકે તેને પ્રક્ષિપ્ત છે, પાછળથી ઘુસી ગયેલાં છે એમ કહેવા માંડયું ત્યાં પણ પંડિતજીએ યુરોપાદિ દેશોમાં છપાયેલા વેદના ગ્રંથોમાંથી તે વાકયો બતાવતાં તે બધા ઠંડા પડયા. આનું પરિણામ એ આવ્યું કે, સ્વામીજીએ પ્રમાણ વ્યવસ્થા બદલવી પડી કે વેદનો અમુક ભાગ માન્ય અને અમુક ભાગ અમાન્ય..તેમાં પણ સ્વામીજીનો સ્વભાવ જ કંઇક કરી નાખવાની વૃત્તિ વાળો હતો. તેમના દેહનાં સત્ત્વ કણો મંડનાત્મક કરતા ખંડનાત્મક પ્રવૃત્તિ કરવા ટેવાયેલા હતા એટલે આ બધું થવા છતાં તેમણે તો પોતે જે કહેતા હતા તે એક કે બીજી રીતે ચલાવ્યે રાખ્યું. પણ આ સભાના સરપંચ મહામહોપાધ્યાય ભીમાચાર્ય ઉપર પંડિતજીની અસર જબ્બર પડી. પંડિતજીને ચારે વેદ, ન્યાય, મીમાંસા, તર્ક, સાંખ્ય, યોગ, વ્યાકરણ, સાહિત્ય અને જ્યોતિષાદિ શાસ્ત્રોનો ઉપયોગ બુદ્ધિ પૂર્વક સમન્વય કરાતા નિહાળી તેમણે પણ પંડિતજીની વાતને પુષ્ટિ આપી એટલું જ નહિ પણ પોતે જે ન્યાયાધીશ હતા તે એક પક્ષકાર બની મૂર્તિ પૂજા મંડન અથવા વેદાર્થોદ્ધાર નામ ગ્રંથ રચ્યો ને સ્વામીજીના મતનું ખંડન કર્યું.

આમ મુંબાઇમાં સ્વામીજીને જોઇએ તેટલી સફળતા ન મળી. આપણા મુંબાઇ પ્રાંતમાં આર્યસમાજનું બળ ભૂલથી નથી તેનું કારણ આપણા વિદ્વાન ભારત માર્તંડ પંડિત ગટ્ટુલાલજીને આભારી છે. જોકે આર્ય સમાજની રીતે સંગઠન ને શુદ્ધિના સવાલોમાં ડગવાએલો વર્ગ, રસ લેવા માંડયો હતો.

મૂર્તિપૂજાની ચર્ચા અંગે સ્વામીજીનો પંડિતજીને અનુભવ થયો, તે તેમણે આર્ય સમુદય નામના તેમના પત્રમાં જણાવ્યો છે. જોકે આ આખી ચર્ચા અહીં લંબાવવાનો અર્થ નથી, પણ આ વિષયમાં પંડિતજી સ્વામીજી વિષે શું માને છે, તે લખી આખો વિષય સમેટી

લઈશું. આ વિષયમાં તે વખતની આપણી સમાજ મર્યાદાનો ખ્યાલ પણ ઠીકઠીક આવે છે.

"આર્ય લોકોની સર્વ પ્રાચીન ચાલને બાલપણાથી ગાલ રહિત જ માની બેઠેલા અભિમાની પંડિતમાની નવા જુવાનિયાઓ વેદ-શાસ્ત્રસિદ્ધ મૂર્તિપૂજા વગેરે ધર્મ રીતિઓને પ્રથમથી જ ખોટી સમજતા હતા. તેઓ વેદશાસ્ત્રને જ ગપ્પાં સમજે છે ત્યારે તેમાં કહેલા ધર્મોને છોકરાઓની રમત જેવા વ્યર્થ સમજે તેમા શું આશ્ચર્ય! પરંતુ આ નવીન નાસ્તિકો નરરત્નો, માતા પિતા વગેરેના દબાણથી તથા નાતજાતના સગાસોઇઓના ભયથી વેદશાસ્ત્રોને ખુલ્લી રીતે ખોટાં કહી શકતા નથી. તેથી તેઓને વેદશાસ્ત્રોના પોતાના પરંપરા પ્રાપ્ત ધર્મો પણ પરાણે પાડવા પડે છે. આ જ કારણથી આજ સુધી નવા સુધરેલા છોકરાઓ મૂર્તિપૂજાને મનમાંથી રમત જેવી જાણતે છતે, પણ મ્હોડેથી નિંદી શકતા ન હતા. તેઓ એ શોધતા હતા કે જે વાત પોતે ધારતા હતા તે વાતને વેદ શાસ્ત્રોક્ત ઠેરવી આપનારો કોઇ એમને મળે, તો એમને લાગ ફાવે. ઘણા વખતથી આ વાત સારૂ તેઓ ફાંફાં મારતા હતા. તેટલામાં દયાનંદ સરસ્વતિ નામના સંન્યાસી તેઓને મળી આવ્યા. તે એવું કહે છે કે મૂર્તિપૂજા વેદમાં તથા વેદના અંગોમાં છે જ નહિ. મૂર્તિપૂજા એ આર્ય લોકોનો ધર્મ જ નથી. આ વાત નવીન લોકોને મન ગમતી થઇ પડી, કહેવત છે કે ભાવતું હતું અને વૈદે કહ્યું.

વૈદિક ધર્મનો ખરો નિશ્ચય કરવા સારૂ સર્વ વેદનો અર્થ સમજવો તો એક તરફ રહ્યો પણ સંન્યાસીને સાધારણ સંસ્કૃત ભાષાનું જ્ઞાન કેટલું છે, તે સારી રીતે સંસ્કૃત સમજનારા સર્વ લોકો સમજે છે. તથા નવીન લોકોએ, તે સ્વમતગામી સ્વામીનું નામી વજન સ્વજન વર્ગમાં વધારીને પોતાની ગમતી સવડ સિદ્ધ કરી લીધી. હવે તેઓ ખુલ્લી રીતે મૂર્તિપૂજા, વગેરે પ્રાચીન ધર્મને નિંદી શકે છે. માબાપ વગેરે સંબંધીઓને તથા નાતજાતને કહે છે કે

આપણે આર્ય લોકો છીએ, તેથી પ્રાચીન શાસ્ત્રસિદ્ધ જે આર્યોના ધર્મ હોય તે આપણે પાળવા ઉચિત છે. પણ મૂર્તિપૂજા વગેરે તો આર્યોના ધર્મ જ નથી એ ચારવેદ રૂપ પ્રાચીન આર્ય શાસ્ત્રમાં જ કહેલ નથી, લોભી ધાતકી લોકોએ લાખોની લક્ષ્મી લેવા સારૂ લવારા જેવા લેખો લખીને તમને ભમાવી મૂક્યા છે.

સં. ૧૯૩૦ના આશ્વિન માસમાં તે સન્યાસી આવ્યા. ત્યાર પછી આ બાબતની ઘણી તકરાર ઉઠી હતી. તે વખતે અમોએ સર્વ સાધારણ આર્ય ધર્માભિમાનયી કેટલીએક સભાઓમાં વિલાયત, કલકત્તા વગેરેના છાપેલા વેદાદિ પુસ્તકો પાસે રાખી, અનેક પંડિતો તથા ચારે વેદવાળા વૈદિકો સમક્ષ એ સિદ્ધ કરેલું છે કે મૂર્તિપૂજા વેદસિદ્ધ-વેદાંગ શાસ્ત્રસિદ્ધ આર્યધર્મ છે.

તેથી મુંબઈના નિવાસી ઘણા એક સુજ્ઞ લોકો તો એ વિષયમાં નિસંશય થયા જ છે

મૂર્તિપૂજન વેદમાં કયાં છે એ શંકા સમાધાન માટે પંડિતજીનું વેદવિદ્યા નામનું એક કાવ્ય નીચે આપ્યું છે તે વાંચવાથી શંકાનું સમાધાન થઈ જશે.

પ્રભુ કરો વેદ વિસ્તાર, કરો વેદ વિચાર.
વેદાભ્યાસ વિનાશ લહી જન, પામે ભવ નિસ્તાર. (૧)
મળી મંત્ર બ્રાહ્મણ એ બેઉ, એક જ વેદ વિચાર,
સ્મૃતિપુરાણને અંગ જાણીને, કરે અર્થ નિરધાર (૨)
તમે ધર્મ રક્ષણને કાજે, ધર્યો ધરણી અવતાર,
વેદ સંહિતા બ્રાહ્મણ ગાતાં, નવ પામે તવ પાર (૩)
વેદ તણી સંહિતા બતાવે, પ્રતિમા પૂજન સાર,
બ્રાહ્મણ અને સૂત્રમાં તેનો, વિધિ સ્પષ્ટ ઉચ્ચાર (૪)
આગમ તવ પાવન નિરમળ, અઘહર અમૃતધાર,
વેદ શાસ્ત્રમાં તીર્થ વખાણ્યાં, બહુ ફળદાન ઉદાર (૫)

વેદ ભણી તમ તણી કરે સદ્ગ, સેવ શુભ આચાર,
ચિંતા ચિત્ત તજે ગોવર્દ્ધન તે જ બ્રહ્મ સાકાર. (૬)

પંડિતજી એક સારા કવિ હતા તેથી એક જ કાવ્યમા વેદના અભ્યાસની જરૂર, વૈદિક સાહિત્ય કયું કયુ, તે ભણવાથી શુ ફળ મળે, પ્રતિમાપૂજન-મૂર્તિપૂજાનું મૂળ ક્યાં છે, તેનો વિધિ ક્યા છે, ગંગાજીનું માહાત્મ્ય, તીર્થની શાસ્ત્રીયતા, વેદ ભણવાથી પ્રભુસેવા શુભ આચારથી થઇ શકે, સાકાર બ્રહ્મની ઉપાસના વગેરે પ્રશ્નોના ઉત્તર સહજ સમજાય તેવી રીતે આપી દે છે વેદની સંહિતાઓમાં મૂર્તિપૂજાનો ઉલ્લેખ છે અને તે મૂર્તિપૂજા કેવી રીતે કરવી તેનો વિધિ બ્રાહ્મણ અને સૂત્ર વિભાગમાં બતાવ્યો છે.

આ વિષે સમાલોચકના તંત્રીઓ શ્રી ઉત્તમલાલ કેશવલાલ ત્રિવેદી તથા શ્રી મણીલાલ છબારામ ભટ્ટ લખે છે :

"પંજાબ અને બ્રહ્માવર્તમાં પોતાના સિદ્ધાંતનો પ્રતિબોધ પાડી જ્યારે આર્યસમાજના સંસ્થાપક દયાનંદ સ્વામી ઇસ ૧૮૭૫ માં મુંબઇ આવ્યા ત્યારે ધર્મ જગતમા મોટો સંક્ષોભ થઇ રહ્યો હતો વૈષ્ણવ ધર્મ ઉપર ટીકાઓ અને મૂર્તિપૂજાનું ખંડન થતું હતું. વેદમાં મૂર્તિપૂજા નથી એમ સમજાવવામાં આવતું હતું (આજ પણ કહે છે) અને વિદ્વાન સ્વામીની સામે વૈષ્ણવો તરફથી વાદ કરવાને મેદાને પડે એવો બીજો વિદ્વાન ન હતો, તે વખતે પંડિતજીએ "વેદમા મૂર્તિપૂજા છે, એમ સિદ્ધ કરી આપીશ" એવુ કહી જનમંડળની એક મોટી સભા બોલાવવાના આમંત્રણ-પત્ર કાઢવાની રજા આપી હતી. એ સભા મળી પરંતુ બ્રાહ્મણ વિદ્વાનોની સભાઓ જેમ કોઇ જાતના નિર્ણય વગર હોહા કરી વિસર્જન થાય છે તેમ થયુ. કોઇ કારણને લીધે સ્વામી તેમાં હાજર થયા નહિ. અને સભાનુ કામ લોકોની હોંસાતુંસીમાં સમાપ્ત થયુ. પંડિતજીએ બીજો પ્રસંગ લઇ સ્વામી સાથે એ સંબંધે વાદ કર્યો હતો, અને યુક્તિથી મૂર્તિપૂજા સિદ્ધ કરી હતી, એમ કહેવાય છે. એ પ્રસંગે કેવી રીતે વાદ થયા હતા વગેરેને.

હેવાલ લંબાણથી લખાવો જોઈએ, પરંતુ હાલ તેનો અવકાશ નથી, એટલે માત્ર એટલું જ કહીને વિરમીશું કે સ્વામીની સામે થવામાં વૈષ્ણવો તરફથી પંડિતજીએ એ સમય આગળ પડતો ભાગ લઈ, એ ધર્મવાળાઓની મહત્તા સાચવવાનો શુ[illegible] સૌ કોઈ સ્વીકારશે.

## ૧૩
## આર્ય સુધર્મોદય સભા.

સ્વામીજીની મુંબાઇની પ્રવૃત્તિ દેખાવમાં વેદધર્મના પ્રચાર માટેની હતી, પણ ખરી રીતે તેમનો પ્રચાર પ્રાચીન વૈદિક સનાતન ધર્મ ને પુષ્ટિમાર્ગ વગેરે સામે હતો. આ પ્રચાર તેઓ તેમની લાક્ષણિક રીતે કર્યે જતા હતા. તેમા તેમને તે વખતના સમાજસુધારકો તથા બીજા સારા પ્રતિષ્ઠિત, હિંમતવાન, ઉદાર, એકનિશ્ચયવાળા ઘણા એક લોકોનો ટેકો હતો એટલે સ્વામીજીનું કાર્ય કેટલેક અંશે મુંબાઇમાં આગળ ધપવામાં પગલાં માંડતું હતું. પણ આ પગલાં સામે પ્રથમ સૂર પંડિતજીએ કાઢ્યો. પંડિતજી સ્વામીજી સાથેની મૂર્તિપૂજાની ચર્ચા વખતે તેમનામાં કેટલાક નબળા અંકોડા જોઈ ગયા હતા-જેમકે સંસ્કૃત ભાષાનું પરિમિત જ્ઞાન, પૂર્વાપાર સંબંધ વગરનો વેદના વ્યાખ્યાનનો અર્થ, વેદધર્મમાં જોઇતી સુજનતાનો અભાવ, વર્ણાશ્રમ ધર્મ વિરુદ્ધ તેમનો પ્રચાર, તથા વેદધર્મનું પૂર્વાપર સંબંધવાળું સ્વારસ્ય સમજવાની નબળાઇ. આમ છતાં નબળાઈઓ જોવા છતાં, પંડિતજીએ સ્વામીજીના દેખીતા વેદધર્મના પ્રચારના ઉત્સાહ માટે અભિનંદન આપ્યાં. સાથે સાથે વેદાદિશાસ્ત્રના પ્રચાર સાથે સ્મૃતિ ઉપનિષદો પુરાણો ઇતિહાસ વગેરેના સમન્વયની આવશ્યકતા જણાવી; ને તે પ્રમાણે સમન્વય સ્વામીજી ન કરતા હોવાથી તે વિષે તેમણે ટીકા કરી.

આવો પંડિતજીનો સ્વામીજી વિરુદ્ધ સૂર નીકળતો સાંભળ્યો એટલે કેટલાએક શાસ્ત્ર વિચારમાં સમર્થ, સદ્ગુણસંપન્ન, સદાચરણ સંપન્ન કુલિન વિદ્વાનો જેમને કોઇનો પક્ષ ન મળવાથી સ્વામીજી ઉચ્છૃંખલતાથી મનમાં દુઃખી થતા હતા, તેઓ પણ હવે સ્વામીજીના મતનો વિરોધ કરવા લાગ્યા. આનું પરિણામ એ આવ્યું કે સનાતન ધર્મના રક્ષણ અને પ્રચાર માટે કંઇ કાર્ય કરવું એવું બધાના મનમાં

સ્થાપ કર્યું હતું. આ માટે એક સભા સ્થાપવાનો વિચાર ગો. શ્રી-નૃસિંહલાલજી મહારાજને આવ્યો ને તેમની પ્રેરણા નીચે આર્યસુધર્મોદય સભાની સ્થાપના સં. ૧૯૩૨માં કરવામાં આવી. આ સભાનો ઉદ્દેશ વેદ સ્મૃતિ પુરાણ અને આચાર્યોના ગ્રંથોને અનુસરીને ઉપદેશ કરવાનો હતો. આ કાર્યમાં શેઠ વરજીવનદાસ માધવદાસે સારી મદદ કરી. શેઠ વરજીવનદાસ તે વખતે મુંબાઈમાં પ્રથમ કક્ષાના નાગરિક ગણાતા ને તેઓ મહાજનના નગરશેઠ હતા. તેમણે બી. એ. સુધી અભ્યાસ કર્યો હતો. ત્યાં આપણા વેદાદિ પુરાણ વગેરે આર્ય ગ્રંથોનો પણ ઝીણવટથી અભ્યાસ કર્યો હતો. અને સનાતન ધર્મના કાર્યમાં ઉત્કટ રસ ધરાવતા હતા. તેઓ એક સદા-ચારી ધાર્મિક વ્યવહારકુશળ નાગરિક હતા. તેમણે સં. ૧૯૩૦માં ફાનસજી પટેલ તળાવ પાસે ખુલ્લી જગા મોટા વિસ્તારવાળી ખરીદી તેમાં ભવ્ય મંદિર બંધાવ્યું અને વૈશાખ સુદિ ૧૨ ને રવિવારે કચ્છ માંડવીવાળા ગો. શ્રીધનશ્યામજી મહારાજ હસ્તે શ્રીલક્ષ્મીનારાયણની પ્રતિષ્ઠા કરાવી. આ મંદિર તે મુંબઈની હાલનો માધવબાગ જ્યાં ધર્મનાં અનેક કામો ને પ્રવૃત્તિ થાય છે.

આ આર્યસુધર્મોદય સભાનું સ્થળ પણ માધવબાગમાં રાખવામાં આવ્યું. અહીંઆં હજારો શ્રોતાઓ કથા વ્યાખ્યાનમાં સારી રીતે લાભ લઈ શકે તેવી સગવડવાળો એક વિશાળ મંડપ બાંધવામાં આવ્યો છે

આ સભાની શરૂઆતમાં ગો. શ્રીનૃસિંહલાલજી ઠીક ઠીક ઉત્સાહ દેખાડતા હતા. એકાદ વખત આપશ્રી સભામાં પણ પધારેલા, પણ જેમ સામાન્ય સનાતની માનસ છે તેમ અહીં પણ ધાર્મિક ઉત્સાહમાં ઓટ આવવા લાગી. સામાન્ય રીતે સનાતની વિચારના ધર્મપ્રેમીઓ તથા વૈષ્ણવો સંખ્યામાં વિશેષ હોય છે, તેઓ શરૂઆતમાં બોલવે શૂરા પણ આચારમાં આળસુ તથા ડરપોક હોય છે. સનાતન ધર્મ [illegible] જાતે

નીડર બની આવી સંસ્થાઓમાં ઉલટભેર ભાગ લેવો, સંસ્થાના કાર્યને પ્રગતિશીલ બનાવવા માટે શ્રમ કરવો, પોતે યથાશક્તિ આવા કાર્યમાં ફાળો આપવો, ને બીજા પાસેથી મેળવી આપવો, આવી સભા તરફ નવયુવાનોને આકર્ષવા માટે વિશાળ હૃદય રાખવું, બીજા તરફ લઘુતા ભાવ ન રાખવો. આ બધું તેમના સ્વભાવમાં નહિ જેવું દેખાય છે આ લોકોની ગમે તે પ્રવૃત્તિ તરફ દષ્ટિ નાખશો તો સહજ માલૂમ પડશે કે તેઓની પ્રવૃત્તિ ક્ષણભંગુર હશે. થોડુ કાર્ય ઉપાડયું પછી થોડા વર્ષમાં તે અદશ્ય થવાનું. વળી પાછું તેમની ઉપર આક્રમણ થાય એટલે થોડા જાગ્રત થવાના ને પાછા હતા તેવાને તેવા એટલે આ લોકોની કોઈ પણ પ્રવૃત્તિ આરંભમાં વિશાળ લાગે પણ પાછળથી તે સંકુચિત થઇ જવાની.

અહીં પણ આ સભા સ્થાપતા વખતે ઉત્સાહ સારો હતો, પણ સભા સ્થપાઈ ત્યારે ફક્ત ત્રીસ સભાસદો નોંધાયા. પંડિતજીનો સ્વભાવ બાહ્યપ્રવૃત્તિમાંથી નિવૃત્તિશીલ હતો તો પણ, જે કામ ઉપાડે તેમાં તેઓ તન મન અને ધનથી રસ લેતા. પંડિતજી આવડી ત્રીશ જેટલી સંખ્યાથી નિરાશ ન થયા. તેઓ સમજતા હતા કે તે વખતના સમાજમાં ભણેલા ગણેલા ધર્મજીજ્ઞાસુઓ ઘણા જ ઓછા માણસો હતા તેથી આ પ્રવૃત્તિનો સત્કાર જોઇએ તેવો ન થાય, છતાં કોઇ પણ કાર્ય તેના કર્તાની રીતભાત સાથે સંબંધ ધરાવે છે પંડિતજી પોતાના દરેક કાર્યમાં નિયમિત હતા, તેમના હૃદયમાં નિરાશા ન હતી, વળી તેઓ બત્રીસ વર્ષના ઉછળતા નવજુવાન હોવાથી તેમનું કાર્ય થોડા વખતમાં બીજમાંથી મોટું થઈ પુષ્ટ વૃક્ષરૂપે પરિણમ્યું. અહીં પણ આ સભામાં નિયમિત દર અઠવાડિયે વ્યાખ્યાન આપી પંડિતજીએ લોકોમાં જાગૃતિ લાવવા માટે પ્રયત્ન કરવા માંડયો. આથી તેમના અંગત કાર્યમાં અવ્યવસ્થા થવા માંડી. પણ એ અવ્યવસ્થા રાત્રીના સમયમાંથી કાઢી આ સંસ્થાને પગભર કરવા માટે અજબ પુરુષાર્થ કરવા લાગ્યા. પંડિતજીના વ્યાખ્યાનમાં મીઠાશ અદ્ભુત હતી, ને જ્ઞાન તલસ્પર્શી

થયા હિંદ ને સમયને અનુકૂળ ગયું. આથી આ સભામાં વ્યાખ્યાન સાંભળવા મોટી ને કેટલીક વખત હજારો શ્રોતાઓ આવતા. તેઓ પંડિતજીનાં વ્યાખ્યાનો સાંભળી, શાસ્ત્રીય જ્ઞાન લોક ભાષામાં સમજાવવાની તેમની અદ્ભુત શક્તિ નિહાળી વિસ્મય પામતા અને તેમના અભિનંદન માટે ધન્યવાદ દેતા. પંડિતજીના આ પરિશ્રમથી હવે સભાની કાર્યશક્તિ વધી ને તે સભાના સભાસદો ૩૦ મટી એકસોત્રીસ થયા.

૧૩/અ

# સર્વોપરી શીઘ્રકવિ

જાણીતા સુધારક ને ગુજરાતી સાહિત્યના આદ્ય વિવેચક શ્રી. નવલરામ લક્ષ્મીરામ પંડ્યાએ પંડિત ગટુલાલજીને સર્વોપરી શીઘ્રકવિનું બિરદ આપ્યું છે. આ પંડ્યાજીનો જન્મ સંવત ૧૮૯૨ (ઈ. સ. ૧૮૩૬)માં થયો હતો. તેઓ કવિ નર્મદાશંકર કરતાં ત્રણ વર્ષે નાના હતા, અને પંડિતજી કરતાં નવ વર્ષે મોટા હતા. તેમણે ગુજરાતી સાહિત્યમાં વિવિધ પ્રકારના સરસ નિબંધો, કાવ્યો, નાટકો, ભાષાંતરો સફળતા પૂર્વક લખ્યાં છે. તેમનામાં વસ્તુનું મૂલ્યાંકન કરવાની મોટી શક્તિ હતી. આથી જ્યારે તેઓ કોઈપણ ગ્રંથની કે બનાવની સમીક્ષા કરતા ત્યારે તેમાં કયા ગુણ દોષ છે તે શોધી કાઢીને યથાર્થ સમજાવતા. તેઓ સુરતના વનની-ને શિક્ષકોની ટ્રેનિંગ કોલેજના પ્રિન્સિપાલ હતા. વળી ગુજરાત શાળાપત્ર માસિકના તેઓ તંત્રી હતા. તે પત્રમાં કેળવણી ઇતિહાસ ને સાહિત્યને લગતા અનેક લેખો આવતા, તથા કોઈ સાહિત્ય અંગેનો વિશિષ્ટ પ્રસંગ બનતો તેની નોંધ લઈ, તેના ઉપર પોતે સમર્થ વિવેચન કરતા. તેમનામાં વિવેચનની શક્તિ સ્વાભાવિક હતી. તેમની ભાષા શિષ્ટ કોટીની હતી. વળી વિષય નિરૂપણની કળા પદ્ધતિસરની હતી, તથા સમતોલ ને સચોટ હતી. તેઓ સાક્ષર હોવાથી વસ્તુનું વિવેચન એક વિદ્વાનને શોભે તેવી અદાથી ગંભીર ભાવે ને ચીવટ પૂર્વક કરતા. સં. ૧૯૩૪માં પંડિતજીનો તેમને સમાગમ થયો હતો. તે વિષેની નોંધ ગુજરાત-શાળાપત્ર પુસ્તક ૧૭માના અંકમાં સને ૧૮૭૮ના ફેબ્રુઆરી માસના અંકમાં લખી છે. તે વખતે તેઓ નર્મદના સુધારક મિત્ર હતા, ને સ્વામી દયાનંદ સરસ્વતીના પ્રશંસક હતા. છતાં

તેમનામાં રહેલી સમતોલ બુદ્ધિશક્તિને લીધે કોઈને પણ અન્યાય ન થાય તેવી રીતે દરેક વસ્તુની કાળજી રાખીને લખતા.

સને ૧૮૮૨ના અંક ૧૧માં પુસ્તક ૨૧માં પા. ૨૪૯માં તેઓ અષ્ટાવધાન વિષે લખતાં પંડિતજી વિષે લખે છે, કે "અવધાનમાં શીઘ્ર કવિતા જોડવાનો પણ વિષય જોડે રાખેલો હોય છે, ત્યારે તે ચમત્કાર ખરેખર રસિક થઈ પડે છે, અને તેમ કરનાર અષ્ટાવધાની કવિ કહેવાય છે. આ ઈલાકામાં અષ્ટાવધાની કવિ દાખલ મુંબઈવાળા ગટ્ટુલાલ ભટ્ટજીની કીર્તિ સર્વોપરી છે અને તે વાજબી જ છે કેમકે એમના શિષ્ટ કવનમાં ખરેખરૂં કવિત્વ રહેલું છે"

સંવત ૧૯૩૪ના માગશર–પોષમાં પંડિતજી અમદાવાદ પધારેલા. તેઓ શ્રીરણછોડજીના મંદિરમાં (સારંગપુર) ઉતરેલા. અહીં હજારો વૈષ્ણવો, ધર્મપ્રેમીઓ તથા સાહિત્યરસિકો તેમની સભામાં આવતા તેઓ પંડિતજીની શાસ્ત્રીય વાતો, કવિત્વશક્તિ, અવધાનના પ્રયોગો ને વ્યાખ્યાન શૈલીથી ખુશખુશ થઈ જતા. આ દરમિયાન નવલરામભાઈ અમદાવાદ આવેલા હતા. તેમણે પંડિતજી વિષે ઘણું સાંભળ્યું હતું, તેથી રાત રોકાઈ પંડિતજીના વ્યાખ્યાનમાં ગયા. તે વખતે તેમની સામે કવિ શ્રીદલપતરામભાઈ, હિતેચ્છુપત્રના તંત્રી મિ. પીતામ્બરદાસ, સ્મોલ કોઝ કોર્ટના શિરસ્તેદાર મિ. ચુનીલાલ ને ભોળાનાથભાઈના ચિરંજીવી ભાઈ ભીમરાવ વગેરે કેટલાક મિત્રો હતા. તેઓ બધા પંડિતજીને સભામાં મળ્યા. અને સાધારણ વાતચિત કર્યા પછી તેમનામાં રહેલી અસાધારણ શક્તિ જોવા માટે ઈચ્છા દર્શાવી.

---

● કવિ નર્મદાશંકરનું પંડિતજી વિષે મંતવ્ય આ ગ્રંથમાં પાના ૧૧૭માં છે.

+ "ગટ્ટુલાલજી જેટલા વિદ્વાન છે તેટલા જ વિવેકી છે અને તેથી અમારી વિનંતિ તુર્તજ કબુલ કરવા જતા હતા, પણ એટલામાં ભગતોનાં મન એમ કરવાથી દુભાય છે, એ જોઈ અમે ખુશીથી ભાષણ પૂરૂં થતાં સુધી થોભવાનું કબુલ કર્યું. ભાષણ પૂરું થઇ રહ્યા પછી અમે નીચેના ત્રણ ચરણ ચંડીપાઠ, ગણપતિ સ્તોત્ર વગેરેમાંના આડાં અવળાં આપ્યાં અને કહ્યું કે એમણે ચરણના અર્થ બંધ બેસે એવું એક ચોથું ચરણ કરી આપવું.

" नमो देवीमहादेवि "
" कपिलो गजकर्णकः "
" यद् गुह्यं परमं लोके "

આ પ્રશ્ન પૂછતાં જ ગટ્ટુલાલે કહ્યું કે કહો તમારી જે રસમાં ઇચ્છા હોય તે રસને અનુસરતું ચરણ રચું. માગેલા રસમાં પણ કરી શકશે એમ અમે ધાર્યું નહોતું. પણ એમની જ જ્યારે એવી ઇચ્છા દીઠી ત્યારે શૃંગાર રસ કહ્યો શૃંગાર રસ કહેવાની અમારી મતલબ અલબત વિષય અઘરો કરવાની જ હતી, કેમકે અમે વિચાર્યું કે જેમાં માતૃભાવનું ચરણ રહેલું છે તે શૃંગાર રસમાં શી રીતે ઉતરશે. પણ એમણે તો ઠીક કહીને વિચારવા માંડ્યું અને પાંચ સેકંડ પણ નહિ ગઈ હોય એટલામાં અમને પૂછ્યું કે લોકેમાંથી સ કાઢીને ચોથા ચરણમાં લઉં તો તમને કંઈ હરકત છે! અમે કહ્યું કે સંસ્કૃત ભાષાના સંધિ નિયમ પ્રમાણે એમ થઈ શકે છે તો અમને કંઈ હરકત નથી એવો જવાબ મળતાં તુર્તજ ચોથા ચરણનો અર્ધભાગ અને પછી બે એક સેકંડ પછી બાકીનો ભાગ તો જેમ પૂર્વે તેમ ઠીક છે, એવા બેપરવાહીપણાથી પૂરીને નીચે પ્રમાણેનું ચરણ બેસા. અમે પૂછ્યું અને એમણે ચરણ રચી આપ્યું એ બધાને એક મિનિટ

---

+ અહીંથી શરૂ થતો આ.બો લેખ માનવધર્મભાષ્યના ગ્રન્થોમાં છે.

કરતાં તો વધારે વખત નહિ જ ગયો હોય, એમ અમને નિશ્ચય લાગે છે એમણે જે ચરણ મેળવી આપ્યું તેની સાથે તે શ્લોક આ પ્રમાણે થયો.

नमोदेवी महादेवि कपिलो गजकर्णकः ।
यद् गुह्यं परमं लोकेऽविघ्नंकुर्यात् प्रियं भज ॥

એનો અર્થઃ-સખી વચન નાયકા પ્રતિ, "હે દેવિ (રાણી વગેરે કુલિન સ્ત્રીઓને દેવી કહેવાનો સંપ્રદાય સાધારણ છે. તને નમસ્કાર! હે મોટી દેવિ, આ જગતમાં પરમ ગુહ્ય (જે તારી પ્રતિ) તેને કપિલ વર્ણના અને હાથીના જેવા કાનવાળા ગણપતિ વિઘ્ન રહિત કરો અને તું તારા પ્રિયને ભજ."

આ પ્રમાણે સાંભળતાં જ "શાબાશ, શાબાશ" એવા બોલ અમારા મોમાંથી આપોઆપ નીકળ્યા. પછી આગગાડી ને કલમ એ બંને વિષે એક કવિતા કરવાનું કહ્યું. જ્યારે અમે માલિની છંદ આપ્યો ત્યારે એ છંદ કઠીણ છે એમ કહ્યું. પણ એમનું મન કચવાય છે, એમ જાણી અમે છંદ ફેરવવાની ઇચ્છા બતાવી, ત્યારે તે છૂટનો લાભ લેવાની ના પાડી, તેમજ રસમાં જ્યારે અમે વીરરસ કહ્યો ત્યારે બોલ્યા, કે આવા વર્ણનમાં વીરરસ આવવો મુશ્કેલ છે. પણ એવું બોલતાની સાથે કહ્યું કે તમે ઉત્સાહ લક્ષણે વીરરસ માની લેશો, એટલે મને કંઇ અડચણ નથી. એમ કહીને આ વેળા તો સ્પષ્ટ છંદ રચવા લાગ્યા. એ વેળા અમને લાગ્યું કે, છંદાનુસાર શબ્દ તો એમના જિહ્વાગ્રે જ વસેલા છે. ગદ્ય લખતાં વાર લાગે છે. તેટલી પણ એમને માલિની જેવા વિકટ છંદના અક્ષર મેળવતાં વાર લાગતી નહિ. એ છંદનાં ચરણ ઉપરા ઉપરી એટલી ઝડપથી રચાયાં કે તે અમે ઝીલી શક્યા નહિ, અને ફરીથી બોલો કહેવાની અમને જરૂર પડી. ગટ્ટુલાલજીએ કહ્યું, એ તો મારાથી નહિ બને, કેમકે હું ઝડપથી બનાવું છું, તે મને યાદ રહેતું નથી. જો

યાદ રાખવાનું ધાર્યું જ હોત તો યાદ રહત. ત્યારે અમે કહ્યું કે હવે એ યાદ નથી તો એ જ વિષય ઉપર બીજો છંદ બનાવો. ત્યારે એમણે હા કહી; અને એ વિચારમાં રહ્યા. એટલામાં અમે માંહિ માંહિ અરધું અરધું ચરણ યાદ રાખવાની ગોઠવણ કરી લાધી. પછીથી થોડીવારમાં એમની ત્વરિત વાણીને અમે પરસ્પર સહાયતાથી ઘણી મહેનતે નીચે પ્રમાણે ઉતારી લીધી.

जगति सुविदिता या कृष्णवर्त्माश्रयत्वात्
व्यवहितमपि दूरात् सन्निधिं प्रापयंती ।
सरणि तरणि हेतोश्चक्रकर्मप्रसक्ता ।
शिखिमिव शकटीयं लेखिनीवद् विभाति ॥

અર્થ:–કાળા માર્ગના આ શ્રમથી જે જગતમાં ઘણી વિખ્યાત થયેલી છે, જે અંતરાયવાળાને પણ દૂરથી પાસે આણનારી છે, જે માર્ગ કાપવા અર્થે ચક્રકર્મમાં બહુ જ લાગેલી છે, એવી આ ગાડી લેખણ પેઠે શોભે છે. ચક્રકર્મના એમાં બે અર્થ થાય છે, આગગાડીની બાબતમાં પૈડાનું ફરવું અને લેખિની પેઠે લશ્કરની ટુકડીઓનો ફેરફાર. આ ઠેકાણે સેનાધિકારી (મિલિટરી કે સેક્રેટરી) કલમધારી છે, આટલો વિશેષ સંકેત વીરરસ લાવવા માટે રાખવો પડ્યો છે.

આ પ્રમાણે શીઘ્ર કવિત્વના બે નમૂના જોઇ અમારાં મન સંતોષ પામ્યાં, અને વૈષ્ણવોનું *જંગલી ટોળું શોર બકોર એટલો બધો કરી રહ્યું હતું કે વધારે તસ્દી ન આપતાં અમે ઉઠવાનો વિચાર કર્યો. ગટ્ટુલાલજીની બુદ્ધિ સ્વસાધ્ય હતી કે આટલા શોર બકોરની કે ત્રણેક કલાક થયા મોટા અવાજથી પોતે વિવિધ વિષયો ઉપર વેદ પુરાણનાં પ્રમાણો વારંવાર આપીને સારૂં

* આ ટીકા આજે પણ આપણા માટે સાચી છે.

એમાં અમને કાંઇ પણ સંદેહ રહેતો નથી. અલબત એવા શીઘ્રકવિ કાળાંતરે જ ઉત્પન્ન થાય છે તેઓ કાંઈ દરેક ઠેકાણે, દરેક જમાનામાં નજરે પડતા નથી

આ મુંબઇ ઇલાકામાં હાલમાં એ કામમાં ગટ્ટુલાલજી એક જ કહેવાય છે. એ તાત્કાલિક કવિતા કરે છે, અને તેમાં રસાલંકાર પણ ઠીક આણી શકે છે જાતે અંધ છે, તથાપિ વિદ્વાન પિતાને પ્રતાપે સારો વિદ્યાભ્યાસ કર્યો છે સંસ્કૃત ભાષાનું જ્ઞાન ઉત્કૃષ્ટ છે, અને સઘળા શાસ્ત્રમાં ઘણી નિપુણતા છે (સન ૧૮૭૮ ફેબ્રુઆરી માસ પુસ્તક ૧૭ અંક-૨જાના પાના ૨૨૯ માંથી) (ન લ)



## ઈશ્વર.

આ સાથે પંડિતજીએ બાળકોને સમજાય તેવી ભાષામાં ઈશ્વર છે કે નહિ તેવાં વ્યાખ્યાન હિંદુ ધર્મની પદ્ધતિએ આપવા માંડયાં. એ વાત તો સાચી છે કે તેમનો નવીન વૈજ્ઞાનિક પદ્ધતિનો અભ્યાસ ન હતો. એટલે પશ્ચિમના વૈજ્ઞાનિકોની પદ્ધતિએ તેઓ પોતાના મતનું સમર્થન કરી શકતા નહિ, પણ હિંદુ ધર્મનું તેમનું જ્ઞાન અસાધારણ હતું. અને કદાચ તે વખતના ભારતવર્ષમાં તેઓ એક અને અજોડ પણ હશે. સ્વામી દયાનંદ, પંડિતજી કરતાં મહાન ખરા પણ તે બીજી રીતે. તેમનામાં પ્રગટ ઉષ્ણ તાપ જે હિંદુ જાતિની નિર્બલતા ને ઘોર અજ્ઞાનતા માટે પ્રગટયો હતો, તેનો નાશ યેનકેન ઉપાયથી કરવો એ તેમના જીવનનું સ્વારસ્ય હતું. તે દૃષ્ટિએ સ્વામીજી પંડિતજી કરતાં મહાન ગણાય, પણ શાસ્ત્રીય જ્ઞાનમાં તો પંડિતજીના વિચારો ઘણા જ પ્રામાણિક હતા, એમ તેમના પ્રગટ ગ્રંથો વાંચનાર આજ પણ કહી શકશે.

તે સમયમાં ઈશ્વર છે કે નહિ તે વાત વિષે ઘણા નવશિક્ષિતો શંકા ઉઠાવતા. આ શંકા નિવારવા માટે તેમણે ઈશ્વરસિદ્ધિ નામે એક લાંબો લેખ તેમના આર્યસમુદય માસિકમાં શરૂ કર્યો. આ લેખ હિંદુ શાસ્ત્રના અભ્યાસના નિચોડ રૂપ હતો. તેમાં ઈશ્વરના અસ્તિત્વ માટે પંડિત ઉદયનાચાર્ય રચિત કુસુમાંજલીના પાંચમા વિભાગમાંથી નવ પ્રબળ અનુમાનો આપ્યાં છે તે નવ અનુમાનોમાંથી એક એક અનુમાન ઉપર વિસ્તારથી વિવેચન કરી ઈશ્વર છે કે નહિ તે વાત તેમણે ચર્ચી. આ વિષયનો એક બાળ નિબંધ પણ બાળકો સમજે તેવી રીતે તેમણે લખ્યો, જેનો સારાંશ નીચે મુજબ છે.

કરે છે, અને ધર્મનો આધાર ઈશ્વર છે. કારણ કે ધર્મ અધર્મનું સારૂંનરસું ફલ આપવું એ ઈશ્વરને હાથ છે. માટે સૌથી પહેલા ઈશ્વર છે કે નહીં એ વાત સૌએ જાણવી જોઈએ. '

(ભુજંગી છંદ) " અનાયાસથી વિશ્વ આ, જે કરે છે
સ્વઇચ્છા પ્રમાણે સહુને ભરે છે,
હરિ સર્વ એક ક્ષણે સંહરે છે,
સદા તે પદે ચિત્ત મારૂં ફરે છે."

" આ સ્તુતિ સાંભળતાં જ નાસ્તિક માણસના મનમાં એવો સવાલ ઉઠશે કે જે ઈશ્વરની આ સ્તુતિ કરે છે, અને વળી કહે છે કે, તેના પદમાં મારૂં મન ફરે છે, તે ઈશ્વર જ કયાં છે? આખા જગતમાં જોતાં કોઈ ઠેકાણે પણ આપણે તેને દીઠો નથી. ત્યારે એ છે કે નહશે તેની શી સાબિતી! જો ન જ હોય તો એની મિથ્યા સ્તુતિ કરવાથી શો લાભ! પરંતુ સ્તુતિ ખોટી છે, એમ તો કહી શકાતું નથી. કેમકે જો તે ન હોય તો કાંઇપણ ચીજ જોવા જાણ્યા વગર તેમાં મનુષ્યનું મન શી રીતે ફરી શકે! ત્યારે જો આ સ્તુતિ સાચી હોય તો તેના ચરણમાં મારૂં મન ફરે છે, એમ કહેનારે જ 'ઈશ્વર છે' એ વાત પ્રમાણથી સિદ્ધ કરી આપવી જોઇએ"

" આ સવાલનો જવાબ ઘણો જ સહેલો છે. તે એટલે સુધી કે એ સવાલ કરનાર પોતે જ જો પોતાના મન સાથે એ વાતનો, લગાર પણ વિચાર કરશે તો તેને પોતાને પણ એ પ્રશ્ન નભ્યો રહ્યા વિના નહિ રહે. કેમકે ઈશ્વર છે અને તેનું હોવાપણું અનેક પ્રકારે સાબિત થાય છે. તે સર્વ પ્રકારો થોડા અવકાશમાં સમજાવી શકાય તેમ નથી, માટે તેમાંનો એક જ પ્રકાર થોડા પ્રકારે હાલ તો કહી દઉં છું."

" જગતમાં ઘણી ચીજો છે કે જે આપણી સાધારણ નજરથી આપણને જોઇ શકાતી નથી. પણ તેથી શું તે ચીજો જ નથી એમ કેમ કહેવાય? આ પૃથ્વી ઉપર જ યૂરોપ, આફ્રિકા, અમેરિકા વગેરે મોટા મોટા ખંડો છે, કે જે ઘણા જણોએ જોયા નથી, અને મુસા-

ફરીએ જનાર ઘણા જણો તેને જુએ છે એટલે જેમણે અમેરિકા વગેરે દેશ જોયા નથી તેઓ તે દેશો નથી એમ કહી શકશે નહીં. કારણકે ભૂગોળ વાચીને આપણે જાણી શકીએ છીએ કે તે તે દેશો તેમને સ્થાને છે અને એટલે બધે દૂર જવાની પણ શી જરૂર છે? આપણી પાસે જ જુઓની વાયુ આપણી ચારે બાજુએ ફેલાઈ રહ્યો છે અને વારંવાર આપણ શરીરને લાગે છે, તથા આપણી નજર આગળ પડેલ પદાર્થોને ગમે તેમ ઉડાડે છે, તેને પણ આપણે ક્યાં જોઈ શકીએ છીએ? તે પણ આં દેખાતો નથી માટે ન દેખાવા માત્રથી ઈશ્વર નથી એમ બોલવુ કેવળ જડબુદ્ધિનુ પરિણામ જણાય છે".

કદાચિત્ શંકા કરનાર કહે કે પવન દેખાતો નથી તેમાં શું થયું તેથી થતા કામો તો આપણને દેખાય છે ને? જો એમ વિચારો તો પછી ઈશ્વરના એવાં કામો ક્યાં દેખાતાં નથી? આ આખુ જગત જ તેનું બનાવેલુ છે!".

"કોઈપણ કાર્ય કારણ વિના બનતુ નથી તો આ જગત રૂપી કાર્યનું કારણ શુ તે જાણવુ જોઈએ. તે સમજવા માટે પ્રથમ આપણે કારણ અને કાર્યનું ટૂંકું સ્વરૂપ જાણવું જરૂરનું છે, ને તે એ છે કે—

ગીતિ—જેથી કાર્ય બને તે, કારણ છે જેમ મૃત્તિકા ઘટનુ,
ઉપજે તે કાર્ય ગણો, અગરણુ જેમ થાય-ઉ પટનું.

જે પદાર્થ પહેલેથી જ હોય અને તે કોઈપણ વસ્તુ ઉત્પન્ન થવામાં જરૂરી-ઉપયોગી હોય, તે પદાર્થ ઉત્પન્ન થનાર વસ્તુનુ કારણ જાણવુ, જેમ માટી એ ઘટ એટલે ઘડા વગેરેનુ કારણ છે અને તેથી થતા ઘડા કોડિયાં વગેરે તેનુ કાર્ય છે માટી એ ઘટ વગેરે પદાર્થની પૂર્વચીજ છે, અને ઘડા વગેરે બનાવવા માટે અવશ્ય ઉપયોગી છે, કેમકે માટી વગર માટીના ઘડા વગેરે બની શકે જ નહિ. હવે જે વસ્તુ બને તેને કાર્ય જાણવુ જેમ પટ કારણ છે. વસ્ત્રનું અંગ

અંગરખું વગેરે પણ ન બને, માટે પટ એ અંગરખાનું કારણ છે. તેમ જ સોનું એ કારણ અને તેમાંથી થતાં કડાં કંઠી વગેરે કાર્ય કહેવાય. આ રીતે સર્વ પદાર્થમાં કાર્ય કારણનો સંબંધ સમજવો. કારણ પણ બે પ્રકારનાં હોય છે. "૧ ઉપાદાન અને ૨ નિમિત્ત".

ગીતિ "જે કાર્ય રૂપ પોતે, થાય ઉપાદાન તે યથા માટી,
અલગ નિમિત્ત રહે છે, સુતાર ઓજાર જે ઘડે પાટી.

જે પદાર્થ પોતે કારણમાં હોય અને કાર્ય રૂપ થાય છે, તે ઉપાદાન—જેમ માટી, અને જે પોતે અલગ રહીને કાર્ય ઉપજાવે તે તેનું નિમિત્ત કારણ કહેવાય. જેમ પાટી એ કાર્યનાં સુતાર ઓજાર નિમિત્ત કારણ છે, કેમકે તે કંઇ પોતે કાર્યરૂપ થતાં નથી, માત્ર લાકડું કાર્યરૂપ થાય છે. માટે પાટીનું ઉપાદાન કારણ લાકડું છે. સુતાર ઓજાર વગેરે અલગ રહીને પાટી તૈયાર કરનાર નિમિત્ત કારણ છે. તેમ જ કુંભાર ચાકડો વગેરે માટીથી જુદા રહી ઘડાને ઉત્પન્ન કરે છે. તે સર્વ ઘડાનાં નિમિત્ત કારણ જાણવાં. નિમિત્તકારણના પણ બે ભેદ છે.

૧. સ્વતંત્ર નિમિત્ત અને ૨. પરતંત્ર નિમિત્ત. સુતાર સ્વતંત્ર નિમિત્ત છે. કેમકે તે પોતાની મરજીથી જ પાટી વગેરે બનાવે છે. પરંતુ વાંસલો, ફરસી, રંદો વગેરે ઓજારો પરતંત્ર નિમિત્ત છે. કેમકે તે સુતાર વિના એકલાં પાટી પેદા કરી શકતાં નથી. ઉપાદાન કારણને કેટલાક સમવાયી (નિરંતર કાર્યમાં ફેલાઇ રહેતા) કારણ પણ કહે છે.

આ પ્રમાણે વિચાર કરી જોતાં કોઇપણ ચીજ કારણ વિના બની દેખાતી નથી. ત્યારે આ આવડું મોટું જગત કોઇ બનાવનાર કારણ વિના કેમ બની શકે!

ઉપજાતિ "જ્યાં જોગે બીજ થકી જ વૃક્ષ

જાણો ખરું કારણ ઇશ ભાવે
કો તે વિના વિશ્વ બધું બનાવે

આ જગત જોતાં જ એ નક્કી થાય છે કે કોઈ પણ આ જગતને બનાવનાર કર્તા હોવો જોઈએ, આ જગતનો જે કર્તા તેનું નામ ઈશ્વર કહેવાય છે. લાકડાંઓમાં નકસી વગેરે કામોની સારી કારીગરી બતાવનારું બારી બારણાં વગેરેવાળું, ચિત્તમાં ચમત્કાર ચોંટાડનાર, વિચિત્ર આકાર ધરનાર, થાંભલાના આધાર પર ભાર દઈ રહેલું, કોઈ બી સુંદર મંદિર અંદર બહારથી ફરીને જોતાં સાધારણ માણસ પણ સહજમાં સમજી શકે કે કોઈપણ ચતુર કારીગરે, આ ઘર બનાવેલું છે. કોઈ બી બુદ્ધિમાન એમ નહિ કહે કે આ ઘર કારીગરની ગરજ ન ધરતાં આફરડું આકાશમાંથી આવી પડેલું છે. અને એમ પણ નહિ કહે કે આ ઘર અનાદિ કાળથી આવું જ છે, એમ પણ ન કહેવાય કે આ ઘર પોતાની મેળે સ્વભાવથી બનેલું છે. જો કોઈ એ ઘર વિષે ઉપર લખેલી ત્રણ વાતમાંની એકાદ પણ પકડી વૃથા માથાકૂટ કરે તો તેને વિદ્વાન લોકો નાદાન પદવીના સન્માનનું દાન કર્યા વિના નહિ રહે.

વાંચનારાઓ વિચાર કરો કે, જ્યારે સહજનું એક ઘર પણ કારીગરની ગરજ ધરાવે છે, ત્યારે અતિ આશ્ચર્યકારી અનેક પર્વતો વનસ્પતિઓ નદીઓ સાગર વગેરે વૈભવ વાળું, આ વિશ્વ કોઈ બી કર્તા વિના કેમ બની શકે? ઘર જોતાં ચતુર કારીગરની માફક, અત્યંત આશ્ચર્યકારી જગત જોતાં તેનો કર્તા સર્વજ્ઞ સર્વશક્તિમાન ઈશ્વર નક્કી જણાય છે, કોઇ પૂછે કે ઈશ્વર સર્વજ્ઞ અને સર્વશક્તિમાન છે એમ કેમ જણાય! તેનો ઉત્તર તો એ જ છે કે, જે સર્વ કર્તા હોય તે સર્વજ્ઞ અને સર્વ શક્તિ હોવો જોઈએ. કેમ કે

ભુજંગી- ઉપાદાનને સાધનો સર્વ જાણે,
બનાવા તણી તેમ ઇચ્છા જ આણે,

પ્રયત્નો કરી જે શકે તે પ્રમાણે
સહુ શાસ્ત્ર તેને જ કર્તા વખાણે

ઉપાદાન એટલે અમુક બનાવવાની ચીજ અમુક પદાર્થમાંથી અમુક રીતે બની શકે છે એવું પદાર્થજ્ઞાન, તે બનાવવાની ઈચ્છા, તથા ઈચ્છા પ્રમાણે પ્રયત્ન, એ જે ધરાવતો હોય તેને જ સર્વ શાસ્ત્ર કર્તા કહે છે.

બનાવવાનાં પદાર્થ વિષે જે સર્વ રીતનું જ્ઞાન અને શક્તિ ધરાવતો હોય તે જ તે પદાર્થનો કર્તા થઇ શકે જેમ સોનાનાં ઘરેણુંનો કર્તા જે પુરુષ હોય તે, તે પુરુષ તે ઘરેણા કઇ ચીજમાંથી, કયા સાધનોની સહાયતાથી, કેવી રીતે બને છે એ સર્વ જ્ઞાન ધરાવે તે તથા તે બનાવવાની શક્તિ પણ ધરાવે છે. જો શક્તિ હોય પણ ઉપર લખ્યા પ્રમાણે જ્ઞાન ન હોય તો તે ચીજ બનાવી શકાય નહિ. તેમ જ ફક્ત જ્ઞાન હોય પણ બનાવવાની શક્તિ શરીરમાં ન હોય તો પણ તે ચીજ બનાવી શકાય નહિ, માટે સર્વ જગતના નિયંતા ઈશ્વર સર્વજ્ઞ એટલે સર્વ પદાર્થ સંબંધી જ્ઞાનવાન અને સર્વશક્તિ એટલે સર્વ જાતના સામર્થ્યવાળા હોવા જોઇએ.

કોઇ કહે કે ઘડાનું ઉપાદાન કારણ માટી, સ્વતંત્ર નિમિત્ત કારણ કુંભાર, અને પરતંત્ર નિમિત્તકારણ લાકડી ચાકડો વગેરે છે. તેમ આ જગતનાં ઉપાદાન વગેરે કારણ કયા છે? તો તેનો ઉત્તર એ કે આ જગતનું ઉપાદાન કારણ, સ્વતંત્ર નિમિત્ત કારણ, તથા પરતંત્ર નિમિત્ત કારણ સર્વ ઈશ્વર જ છે. જેમ કરોળિયો પોતાના મુખમાંથી લાળનું જાળ બનાવે છે, તેનું ઉપાદાન તેમજ બન્ને પ્રકારનું નિમિત્ત કારણ પોતે જ હોય છે. તેમ ઈશ્વર પોતાની મેળે પોતાના સ્વરૂપમાંથી આ સર્વ જગત પેદા કરે છે. તેથી જગતનું સર્વ પ્રકારનું કારણ કેવળ એક ઈશ્વર જ છે. એવા સર્વજ્ઞ અને સર્વ સમર્થ પરમેશ્વર આ જગતને રચ્યા પછી હાથ જોડીને બેસી ગયા હશે કે શું? એવી શંકા કોઈને ઉઠે તો તેને ઉત્તર એ જ છે કે તેઓ

આ આપણે જોઈએ છીએ તેટલું એક જ બ્રહ્માંડ રચીને બેસી રહેતા નથી, પરંતુ એવાં અનેક બ્રહ્માંડો નિરંતર ક્ષણે ક્ષણે નિર્માણ કરે છે, અને તે જ પ્રમાણે પાછો તેનો નાશ પણ ક્ષણક્ષણમાં કરતા રહે છે. એ રીતે પ્રત્યેક પળમાં કોઈ બ્રહ્માંડનું નિર્માણ અને કોઈનો પ્રલય પ્રવૃત્ત હોય જ છે. અને તે સઘળું ઈશ્વર વિનાપ્રયાસે સ્વાભાવિક કરે છે.

ભુજંગી–બનાવે બધું વિશ્વ કારીગરીથી,
ક્ષણે સંહરે ને કરે તે ફરીથી,
જનોને ધનો જ્ઞાન ને કીર્તિ આપો,
તમારા સહુ કલેશ સર્વેશ કાપો

જે આ બધું વિશ્વ વિચિત્ર કારીગરીથી ક્ષણમાં બનાવે છે અને ક્ષણમાં સંહરે છે, અને વળી ક્ષણમાં તે ફરીથી કરે છે એવા અદ્ભુત અને અકલ્પિત સામર્થ્યવાળા સર્વેશ્વર અમોને ધનો, જ્ઞાન ને કીર્તિ આપો. તથા અમારા સંપૂર્ણ કલેશને કાપી નાખો.

ઉપજાતિ– સર્વજ્ઞ સર્વેશ્વર સર્વશક્તિ,
જેની કરે દેવ સમસ્ત ભક્તિ;
જે સચ્ચિદાનંદ અનંત આદી,
અખંડ જાણે જન તત્ત્વ વાદી.

એ સર્વેશ્વર, સર્વજ્ઞ અને સર્વશક્તિ છે, જેની સઘળા દેવો ભક્તિ કરે છે વળી તે સચ્ચિદાનંદ એટલે સર્વત્ર સત્તાવાન, પ્રકાશવાન અને આનંદરૂપ છે. વળી તે આદિ અને અંત વગરનું અખંડ છે. આવું એનું સ્વરૂપ તત્ત્વજ્ઞાની જનો જાણે છે. શાથી જાણે છે? વેદ અને શાસ્ત્રથી. વેદ શાસ્ત્ર એ જ સર્વેશ્વરનું સ્વરૂપ સમજવાનાં સારાં સાધન છે, કેમકે વેદ એ ઈશ્વરની વાણી છે. તેથી સર્વેશ્વરને સમજી તેનું નિરંતર ભજન કરવું એ જ મનુષ્યને સુખી થવાનો માર્ગ છે. માટે બાળકો,

ધર્મ અધર્મ અને ઉદ્યોગ એ ફલ આપવામા કેટલો ફરક ધરાવે છે એ વાત વધારે લખવાની હાલ જરૂર નથી, અને ઈશ્વરેચ્છા તો સર્વનું મૂળ કારણ છે એ વાતનો વધારે ખુલાસો પ્રસંગે આપીશું. હવે ધર્મ અધર્મનું ખરૂં સ્વરૂપ જાણવાનાં સાધનો અનાદિ કાલનાં શાસ્ત્રો, એટલે વેદ, સ્મૃતિઓ, પુરાણો, પ્રાચીન આચાર્યોના ગ્રંથો વગેરે છે. તેમજ ઉદ્યોગોની ખરી રીત જાણવાના સાધનો વેદ, સ્મૃતિઓ, પુરાણમાંના કેટલાક ભાગો, મહાભારત, મહિલા રાજનીતિ, વિદુરનીતિ વગેરે ભાગો, બ્રહ્માનો રચેલો દંડનીતિ એવા નામનો લાખ અધ્યાયનો ગ્રંથ, બૃહસ્પતિનીતિ, શુક્રનીતિ, કૌટિલ્ય ભાષ્ય, કામંદકીયનીતિસાર વગેરે ગ્રંથો છે. પણ ઘણો કાલ જવાથી, તથા નવા આર્ય લોકોની આલસ્ય પ્રકૃતિથી, તથા બૌદ્ધલોકો મુસલમાન લોકો વગેરેના મોટા ઉપદ્રવોથી આર્ય લોકોના ધર્મ સબંધી તથા નીતિ સંબંધી ગ્રંથોનો નાશ થયો. અને થોડો એક ભાગ રહ્યો તેમાંથી પણ જ્ઞાનનો લાભ, હાલ આર્ય લોકોને સંસ્કૃત જ્ઞાન થોડું હોવાથી, સર્વ લોકોએ લેવાઈ શકાતો નથી. તેથી ધર્મ તથા નીતિ એ બે આર્ય લોકોમાંથી ઘટી ગયાં છે એ બેઉના ઘટાડાથી આર્ય લોકોની ઘણી જ પડતી દશા આવી છે. અને સર્વ સત્તા હાથમાંથી નીકલી ગઈ છે માટે ધર્મશાસ્ત્રના અને નીતિશાસ્ત્રના ગ્રંથોનો અભિપ્રાય પ્રાકૃતમાં મળવાથી આસ્તે આસ્તે સર્વ લોકોને મુખ્ય પોતાના ધર્મનો બોધ તથા નીતિશાસ્ત્રનુ જ્ઞાન તથા કવિતા સંગીત વગેરે કલા કૌશલ્ય થાય એ માટે, આ પુસ્તક દર માસે કાઢવા ધારીએ છીએ."

વળી આર્ય સમુદય માસિકના જન્મ વિશે લખતાં પંડિતજી સરસ રીતે સમજાવે છે કે "ઈશ્વરકૃપાથી આ શુભ સમય આર્ય સમુદય પુસ્તકને પ્રસાર કરવા લાયક મળી આવ્યો છે હાલ મહાત્માના યશ જેવી ઉજળી ચન્દ્રમાની ચાંદની આખા વિશ્વને ઉજ્જવળ કરે છે, મેઘના અંધકારરૂપી કારાગૃહમાંથી છુટેલ તારાઓના સારા સારા

પ્રકાશે નેત્રને આનંદ આપે છે, ચોતરફ એટલા તો દીવા જોડાયા છે કે જેઓના પ્રકાશે જ્યાં ત્યાંથી મારી કાઢી મૂકેલો અંધકાર ક્યાંઈ પણ ઠેકાણું ન મળતાં અંતે દુર્જનોના હૃદયને શરણે જાય છે. xxx

આ આર્યસમુદય પુસ્તકનો પ્રસાર થવાથી શ્રીકૃષ્ણચંદ્રની ભક્તિરૂપ ચાંદનીથી જગત સઘળું ઉજળું થશે. મેઘની માફક આકા પડી વેદધર્મમાં અંધકાર કરનારા લોકો ફીકા પડવાથી વિદ્વાનરૂપી તારા સારા દેખાઇ આવશે. અનેક આર્યગ્રંથો રૂપી દીવાઓનો એટલો તો પ્રકાશ ફેલાશે કે જેથી અજ્ઞાનરૂપ અંધકારને રહેવા માટે દુરાગ્રહી નાસ્તિકોના મન સિવાય વાસભવન નહીં મળે. નાસ્તિક લોકોની વાણીના આડંબરથી ભરાયેલો સંશયરૂપી કાદવ દૂર થવાથી નિર્મલ થયેલાં અને ભક્તિરસથી સંપૂર્ણ એવાં સજ્જનોનાં હૃદયરૂપી તળાવોમાં ભગવચ્ચરણકમળના વિકાસથી ઘણી શોભા દેખાશે. તે ચરણ-કમળમાં ભમરાઓની પેઠે આસક્ત ભક્તજનોએ કરેલું પરમેશ્વરનું મધુર ગુણગાન કાનને આનંદદાન દેશે સર્વ લોકોપકારક આવા શુભ કાર્ય માટે આર્ય લોકો ઔદાર્ય યથાર્થ દેખાડી પોતે નિર્મળ થઈ હિંદુસ્થાનને નિર્મળતાની શોભા આપશે. x x x

આ માસિકમાં ઈશ્વરભક્તિ વધે તેવી અદ્ભુત ચમત્કૃતિવાળી કવિતાઓ, ઈશ્વિરતત્ત્વ ઉપર શાસ્ત્રીય પ્રમાણ પુરઃસર એક નિબંધ, રાજકર્તવ્ય, કામંદકીયનીતિસાર વગેરેને વિસ્તારથી સમજાવતું ભાષાંતર, દરેક માસના તહેવારોનું શાસ્ત્રીય પ્રમાણ સાથે રહસ્ય, હેમંતઋતુમાં કલિકાલની સરખામણી, દરેક માસનું રહસ્ય, આધુનિક સામાજિક સ્થિતિ, સ્મૃતિઓમાં જાણવા જેવી બાબતો, ધર્મનું પગથિયું, નાયકલા, મૂર્તિપૂજા વિષયક તકરાર વગેરે અનેક વિષયો આપેલા છે

થોડા માસમાં આ માસિકની પ્રવૃત્તિથી હિંદુ સમાજમાં સારી જાગૃતિ આવી. લોકોનું મન ધાર્મિક શિક્ષણ લેવા પ્રેરાયું, તથા જુના રીતરિવાજો રૂઢિઓ કેવી છે તથા તેનું સત્ રહસ્ય શું છે તે પણ જાણવા લલચાયું. પંડિતજી પોતે આ પત્રની સમાજમાં શી અસર

થઈ તે વિષે લખે છે કે "ઇશ્વરકૃપાથી સર્વે સારી સંપત્તિઓ સિદ્ધ થાય છે. ધર્મનું પોષણ ધરનારી આર્ય સુધર્મોદય સભા કેટલા એક કમલાકાંત (ભગવાનની દયાના કટાક્ષની ઈચ્છા રાખનાર) કરુણા કટાક્ષ સકાંક્ષ સદ્ગૃહસ્થોએ સંપની સંપત્તિથી શરૂ કરી છે. બીજી તરફ આ અમારું આર્ય-સમુદાય ચોપાનિયું ચંદ્રિકાપક્ષના ચંદ્રની માફક પ્રતિદિન વૃદ્ધિ પામી, ચાહનારા ચતુર ચકોરોના ચિત્તમાં ચમત્કાર ચઢાવે છે. દયોદધિ દામોદરની કૃપાદષ્ટિથી આ પુસ્તક ત્રણ માસનું થયું × × ×

હવે આ પુસ્તક ત્રણ માસનું થયું એટલામાં ઉપરથી વૃથા વેદશાસ્ત્રનું અભિમાન દર્શાવનાર અધર્મી લોકોનું સિદ્ધાંતરૂપ ગાડું, આ પુસ્તકની લાતથી ભળી જવા તૈયાર દેખાયું છે. લોકોના મનમાંથી આસુરાવેશ નાશોન્મુખ થયું લાગે છે, કેમકે જ્યારે શ્રીકૃષ્ણચંદ્ર ત્રણ માસના થયા ત્યારે જેમાં દૈત્યાવેશ કરી રહેલો હતો, એવું ગાડું તેઓના ચરણની લાતથી તરત ઉલટી પડ્યું હતું."

આમ આ માસિક સાત માસ બરાબર ચાલ્યું. આર્ય સુધર્મોદય સભા તો નિયમિત ચાલતી હતી અને પંડિતજી પણ નિયમ પ્રમાણે વ્યાખ્યાનો આપતા હતા. પણ માસિક ચલાવવું તેમના માટે મુશ્કેલ હતું. કારણકે તેઓ નેત્રથી દેખી શકતા ન હતા. વળી તેમનો જે વિશ્વાસપાત્ર માણસ જે આ પુસ્તક લખવા છપાવવાના કામમાં નીમેલો તે પણ દગો દઈ અકસમાત નીકળી ગયો. વળી આ સમયે ચૈત્ર માસમાં અગ્નિમાગવાલા રાજમાન્ય રાજેશ્રી ધુંડી રાજ વિનાયકને (ભાઉ સાહેબને) ત્યાં સોમયજ્ઞ થયો. તેમાં પંડિતજીને ખાસ આગ્રહથી પધરાવ્યા. આ યજ્ઞસમારંભમાં સેંકડો દાક્ષિણાત્ય વૈદિકો તથા શાસ્ત્રીઓને નિમંત્ર્યા હતા. (તેમાં પંડિતજીને અગ્રેસર બનાવી પ્રથમ પૂજન કરવામાં આવ્યું, તથા માણિક્ય માલા તેમને ભેટ કરવામાં આવી.) સોમયજ્ઞ તે કાલમાં ક્વચિત્ થતો હતો. ને આવા ધર્મકાર્યમાં પંડિતજીની જ્ઞાનક્રિયાશક્તિ વિશિષ્ટ પ્રકારની હતી.

અહીં આગળ પંડિતજીને સારૂં રોકાવું પડ્યું. આવી રીતે બીજા ધર્મકાર્ય અંગે તેમને એક બે ઠેકાણે જવું પડ્યું. વળી ચોમાસાના દિવસમાં ધર્મકૃત્યોમાં અધિક સમય જતો હતો. વળી આપણા લોકોમાં હાલ આ ચાલ ચાલૂ છે કે જો કોઈપણ જરાતરા જગતમાં સારો કહેવાય તો પ્રથમ તો તેના વર્ગના જ લોકો તેની સાથે શત્રુતા વાપરે. આવાં કારણોથી આર્ય સમુદય તરત નીકળતું બંધ થયું.



## મદ્રાસનો ભયંકર દુષ્કાળ.

આમ પ્રથમ વર્ષે આર્ય સમુદય સાત અંકો નીકળી બંધ થયુ, પણ પંડિતજીએ હિંમત ન હારતાં બીજા વર્ષે તેને ફરતકમાં ફરીથી શરૂ કર્યું, ને ધાર્મિક સામાજિક ચર્ચા વિશેષરૂપે કરવા માંડી. આ વખતે દક્ષિણ દિશા તરફ એવો દુકાળ પડ્યો કે જેનું વર્ણન કરતાં અને સાંભળતાં રૂવાડાં ઉભા થઈ જાય. આગલા વર્ષમાં તે પ્રાન્તમા વૃષ્ટિ સાધારણ થઇ હતી અને આ વર્ષમા તો તે તરફ મેઘોએ વૃષ્ટિની દૃષ્ટિ કરી ન હતી આના પરિણામે જળાશયોમા પાણી ઘણુ જ થોડુ હતુ રસ્તાપોપા કેટલેક ઠેકાણે પાંચ પાંચ સાત સાત કોશ સુધી મિનકુન પણી મળતુ નહિ ગરીબ લોકો અન્ન સારૂ પોતાનાં છોકરા વેચી દેતા, કેટલાક ભુખથી ગડા પાડી પ્રાણ છોડી દેતા ગાય ભેસ બળદ એક એક આને વેચાવા લાગ્યાં અને જ્યારે એક આનો પણ આપનાર ન રહ્યા ત્યારે ઢોરના ગળામાં ચીઠી બાંધીને તેમને છૂટા છોડી મૂકવામાં આવ્યા આમ અનાજ ને પાણીના ત્રાસથી ઢોરો અને માણસો મરવા પડ્યાં જો કે સરકારે કેટલુંક કામ તે પ્રદેશમા કાઢી દુકાળ નિવારવા પ્રયત્ન કર્યા હતા, પણ તેનો લાભ ઘણા જ ઓછા માણસોને મળતો સરકારી આંકડા પ્રમાણે બે કરોડને સીત્તેર લાખ માણસ ભૂખે મરતું હતુ. તેમાથી સરકારે ૫૬૭ લાખ માણસને કામ આપ્યુ એટલે બે કરોડ ને પંચાવન લાખ માણસ અન્ન ને પાણી વિના તરફડતુ હતુ એટલા મદ્રાસમાં લાખો માણસો ભૂખથી પીડાતા હતા આ બધી વાત વર્તમાન પત્રોમાંથી પંડિતજીએ જાણી ત્યારે તેમના કુમળા હૃદયમા આ ભયકર દુઃખનો કારી ઘા થયો અને આવા લોકોપકારક કાર્યમાં યથાશક્ય સેવા કરવા મનથી વિચાર્યું. આથી આર્ય સુધર્મોદય સભા દ્વારા આ પ્રદેશના લોકોને મદદ કરવા માટે વ્યાખ્યાન ગોઠવવામાં આવ્યાં આમાં પંડિતજી

સભાના સરનશીન, શેઠ ત્રિભોવનદાસ વ્રજીવનદાસ તથા દ્વારકાદાસ ઉદ્ધવજીએ સારી મદદ કરી, ને એક મોટું ફંડ કર્યું. પંડિતજીએ વ્યાખ્યાનોમાં લોકોની દાનવૃત્તિ કેળવાય તે વિષે કહેવા માંડયું. કેટલાંક વ્યાખ્યાનો પંડિતજીએ કર્યાં હતાં, તેનો સાર ટૂંકામાં નીચે મુજબ છે

મનુષ્યોએ પોતાના શરીર ઉપરથી પારકા સુખ દુઃખનું અનુમાન કરવું જોઈએ. જ્યારે આપણને ભૂખ લાગે છે ત્યારે જેમ આપણા હાથ પગ શિથિલ થાય છે, ઉદરમાં વ્યથા થાય છે, બીજું કંઈ ન ગમતાં કેવળ અન્ન તરફ આપણું લક્ષ્ય લાગ્યું રહે છે, તેવું તે સર્વ બીજાને પણ થાય જો આપણી પાસે અન્ન ન હોય તો જેવી મનમાં દીનતા અને ઉદાસીનતા થાય, તેવી જ બીજાને થાય. તરસ લાગવાથી આપણું ગળું મહોઢું જેવું સુકાય, કાયામાં જેવો સંતાપ થાય, તેવો બીજાને પણ તરસ વખતે થાય, અન્નજળ મળવાથી જેવું આપણને સુખ થાય, તેવું બીજા પ્રાણીઓને પણ તે મળવાથી તેવું જ થાય. ××× તેથી ભગવાન [1]ગીતાજીમાં કહે છે કે હે અર્જુન જે પુરુષ પોતાના શરીરના દૃષ્ટાંતથી સર્વ પ્રાણીઓનાં સુખ-દુઃખ સમજે તે પરમયોગી તેથી **બુદ્ધિમાન પુરુષે પારકું** દુઃખ **મટાડવાની** ઇચ્છા જરૂર રાખવી જોઇએ

*જેનાથી કોઈપણ પરોપકાર ન થાય તે મનુષ્યના જીવવાને ધિક્કાર છે, કારણકે મનુષ્યશરીર મરણ થયા પછી કાંહી પણ ઉપયોગી થતું નથી. પરોપકાર રહિત પુરુષ કરતાં પશુઓને પુણ્યવાન ગણવા જોઇએ. કારણકે તેઓ કેવળ પેટવડીઆ રહીને, ખેતી વગેરે અનેક લોકોપકારી

---

[1] आत्मौपम्येन सर्वत्र समं पश्यति योऽर्जुन ।
सुखं वा यदि वा दुःखं स योगी परमो मतः ॥

* परोपकारशून्यस्य धिङ् मनुष्यस्य जीवितम् ।
यावन्तः पशवस्तेषां चर्माप्युपकरिष्यति ॥

કામો સિદ્ધ કરી આપે છે. ને અંતે તેનું ચામડું પણ ઉપયોગ થાય છે. ××××

માટે મનુષ્યોએ પરમેશ્વરની પૂર્ણ કૃપાનું પાત્ર થવા પરોપકારના કામમાં કમ્મર બાંધવી જોઈએ. સર્વ વેદશાસ્ત્રનો એ સિદ્ધાંત છે કે જેમ કરોળીઓ પોતાના શરીરમાં જાળું ઉત્પન્ન કરે છે તેમ ઈશ્વર પોતાની ઇચ્છા પ્રમાણે પોતાના સ્વરૂપમાંથી સમ્પૂર્ણ જગત પ્રગટ કરે છે. જેમ તણખાઓ અગ્નિના અંશો હોય છે, તેમ જીવ માત્ર ઈશ્વરના અંશ છે. સર્વ પદાર્થને મૂળથી ઉત્પન્ન કરનાર કેવળ ઈશ્વર જ છે; તેથી ઈશ્વરે ઉત્પન્ન કરેલા દ્રવ્ય વગેરે પદાર્થો લોકમાં અને શાસ્ત્રમાં બનાવેલા ધ્યાનો પ્રમાણે ઈશ્વરાંશ સર્વ જીવોના ઉપયોગમાં લાવવા ઉચિત છે. સત્પુરુષો સંપત્તિનું મુખ્ય ફળ પરોપકાર ગણે છે. જેમકે નદીઓ પોતે પાણી પીતી નથી છતાં, પ્રાણી માત્ર માટે પાણી વહે છે, વૃક્ષો પોતે ફળ ખાતાં નથી છતાં, તેથી લોકોની ભૂખ ભાગે છે. વાદળાં પોતે અન્નનો એક પણ દાણો ખાતાં નથી પરંતુ જગત માટે જળ વૃષ્ટિ કરી, સર્વને જીવાડે છે. આથી સત્પુરુષની સમૃદ્ધિ સમય અનુસાર પરોપકાર સારૂ છે.

આંહી જન્મ થયા પછી ઈશ્વરી નિયમ પ્રમાણે સર્વને દ્રવ્ય વગેરે મળે છે. પરંતુ મનુષ્ય માયા મોહથી મહારૂં મહારૂં માની બેસે છે. ખરૂં વિચારી જોતાં, ઈશ્વરે જ ઉત્પન્ન કરેલા, તેણે જ આપેલા દ્રવ્ય વગેરે પદાર્થો ઈશ્વરના પુત્ર એવા સર્વ પ્રાણીઓના ઉપયોગમાં આણવા જોઇએ. જે મનુષ્ય જેટલું પોતાના પેટમા ખાય તેટલું તેનું સમજવું, બાહેર ઘરમાં હજાર મણ દાણો અને લાખો રૂપિયા પડ્યો હોય તો પણ તે એકદમ ખાઈ જવાય નહિ, અને અંત વખતે સાથે પણ લઇ જવાય નહિ શ્રીભાગવતમાં કહ્યું છે કે, જેટલાથી પેટ ભરાય તેટલા ઉપર તે મનુષ્યની સત્તા છે. અધિક વસ્તુ ઉપર જે વૃથા અભિમાન બાંધે તે ચોર દંડને પાત્ર થાય. વળી કોઈ કવિએ કહ્યું છે કે ધન તથા [illegible] પોતાનું જીવન પણ અનેક

લોકોના ઉદ્ધાર માટે બુદ્ધિમાન છોડે, કારણકે એક દિવસે શરીરનો અને દ્રવ્યનો નાશ તો જરૂર થશે એ નિશ્ચય છે. તો સર્વત્ર ઈશ્વર-રૂપતા જોઈને પરોપકાર માટે દ્રવ્ય વગેરે વાપરવું તે ઉચિત છે.

આમ પંડિતજીએ લોકભાષામાં દુષ્કાળની દારુણતા અનેક સભાઓમાં સમજાવી, તેના પરિણામે અનેક લોકોએ તેના ફાળામાં સારો હિસ્સો આપવા માડ્યો આ બધા ફંડના પૈસા દક્ષિણના દુષ્કાળમાં મોકલી આપવામા આવ્યા હતા

સં. ૧૯૩૩ના જેઠ માસમાં જાણીતા વેદાન્તી સુજ્ઞ ગોકુલજી. સંપત્તિરામ ઝાલા માંગરોલ રાજ્ય અંગેના અધિકાર માટેના કામ સારૂં મુંબાઈ આવ્યા હતા આ ઝાલાજી જુનાગઢ રાજ્યના દિવાન હતા. તેઓ વેદાન્તના સાચા અભ્યાસી હતા. જ્યારે ઝાલાજી મુંબાઈ આવ્યા ત્યારે તેમની સાથે જાણીતા સાહિત્યકાર મનસુખરામ સૂર્યરામ હતા. આ ઝાલાજી આપણા પંડિતજી કરતાં વીસ વરસે મોટા હતા. છતાં, તેમને પંડિતજીને મળવા માટે ખાસ ઇચ્છા હતી. તેમને વિષ્ટિ કરી સોમયાગ કરવાનો સંકલ્પ હતો. આ સંબંધી તેમને વાતચીત કરવી હતી. આથી શ્રી. મનસુખભાઈ સાથે ઝાલાજી પંડિતજીને મળ્યા આ મુલાકાત વિષે પોતાના ગ્રંથમા પા. ૨૪૨ માં તેઓ જણાવે છે કેઃ

"સોમયાગનો વિધિ જાણવા વિસ્મય જનક સ્મરણ શક્તિમાન, સાર્થક પ્રજ્ઞાચક્ષુ, શ્રીમાન્ ગટ્ટુલાલજી પાસે અમે ગયા હતા. ત્યાં અનેક શાસ્ત્રોના પ્રસગો નીકળ્યા હતા. તેમાં સર્વમાં શ્રીગટ્ટુલાલજીનુ મુખ જોઈ તેમની અનુપમ શક્તિ વિષે બહુ ઉચ્ચ માન થયું હતું. વિદ્યા જ્યાં પૂર્ણ હોય છે ત્યાં વિનય પણ સ્વભાવે હોય છે જ. એ પ્રત્યક્ષ શ્રી. ગટ્ટુલાલજીમાં જોયું. તેમના અનુપમ જ્ઞાન સાથેનો વિનય અને નમ્રતા પણ પ્રશંસનીય છે."

## મુંબાઈમાં અનાવૃષ્ટિ.

સં. ૧૯૩૩માં દક્ષિણમાં દુષ્કાળ પડ્યો, તે જ પ્રમાણે મુંબાઈમાં સં. ૧૯૩૪માં વર્ષાદ ન આવવાથી લોકોમાં દુકાળની ભીતિ ઉત્પન્ન થઇ અને બેચેની થવા લાગી. અનેક પ્રકારના પ્રયત્નો વર્ષાદ લાવવા માટે કરાવા લાગ્યા આ વખતે મુંબાઈના અગ્રગણ્ય નાગરિકો તથા મહાજનના શેઠિયાઓ શ્રી. મુલજીદાસ જેઠા વગેરે પંડિતજી પાસે ગયા ને વરસાદ વરસાવવા કંઈક ક્રિયા કરવા માટે વિનંતી કરવા લાગ્યા. પંડિતજી ગઈ સાલના દક્ષિણના દુષ્કાળનાં ભયંકર પરિણામોથી જાણીતા હતા, ને દુષ્કાળમાં જનસેવા ખાતર આર્થિક સહાય મેળવવા માટે તેમણે સારો શ્રમ ઉઠાવ્યો હતો. આથી એમણે શહેરના મુરબ્બીઓની વિનંતી માન્ય કરી, અને મારકોટમાં યજ્ઞ કરવાનું નક્કી કર્યું.

यज्ञाद् भवति पर्जन्यः એ ગીતાસૂત્ર અનુસાર તેમના દિલમાં વેદના વચનોમાં સંપૂર્ણ શ્રદ્ધા હતી. આથી પર્જન્ય યજ્ઞ માટે પોતે શૃંગિઋષિનું પદ લઈ, યજ્ઞવિધિ કરી, મારકોટના કૂવામાં ઉતર્યા. તે વખતે તેમણે કાળાં વસ્ત્રો પહેર્યાં હતાં. અને કલાકો સુધી યજ્ઞની ક્રિયા માટે મંત્ર જપવા માંડયો, પણ વર્ષાદ ન આવ્યો, અને યજ્ઞ ને મંત્રની પૂર્ણાહુતિ થવા આવી. પંડિતજી પણ કૂવાની બહાર આવ્યા.

આથી કેટલાક અર્ધદગ્ધોમાં શાસ્ત્રના વચનમાં અશ્રદ્ધા ઉત્પન્ન થઈ. તથા આવી ક્રિયાઓ કરવાથી વર્ષાદ આવતો હશે! એમ અંદર અંદર વાતો કરવા લાગ્યા. પંડિતજીના ચકોર કાન આ બધું સાંભળતા હતા. તેઓ તો દૃઢ શ્રદ્ધાળુ હતા. તેમની દૃઢ માન્યતા હતી કે આ કલિયુગમાં મુખ્યત્વે વર્ણાશ્રમ વગેરે ધર્મો નષ્ટપ્રાય થવા છે, છતાં ક્વચિત ક્વચિત ધરતીમાંથી હીરા પ્રાપ્ત થાય છે, તેમ કેટલાક સાધુ આત્માઓ વૈદિક ક્રિ[illegible] પાર પડે છે અને સમાજને સરદે-

ધરે છે. પણ આ સાચું કે આજે સમૂહગત વેદ અને વર્ણાશ્રમના ધર્મ પ્રજાથી પાળી શકાય તેવા રહ્યા નથી. આ વખતે ભક્તિમાર્ગ એ જ સર્વ જનતા માટે ધોરી માર્ગ છે.

કૂવામાંથી બહાર આવી અવભૃથ સ્નાન કરવા માટે પંડિતજી સમુદ્ર ઉપર જવા તૈયાર થયા. આ વખતે તેમની સાથે આવતા, સમૂહને તેમણે કહ્યું કે છત્રીઓ રાખવી ઠીક પડશે, ત્યારે સમૂહમાંથી કેટલાક મશ્કરાઓ ધીમેથી ડાહ્યા થઈને બોલ્યા કે તાપ સખ્ત પડે છે માટે છત્રીઓ સાથે લેવાની આપ આજ્ઞા કરો છો! આનો ઉત્તર પંડિતજીએ કંઈ પણ આપ્યો નહિ, અને હજારો લોકો સાથે સાગરસ્નાન કરવા ઉપડયા. ત્યાં દરિયા ઉપર જઈ સાગરનું વિધિ પ્રમાણે પૂજન કરી સ્નાન કર્યું ને બહાર આવ્યા. કપડાં બદલી ઘર તરફ જવા તૈયાર થયા. એટલામાં ઓચિંતા આકાશમાં વાદળ દેખાવા લાગ્યાં. ને થોડે છેટે ગયા ન ગયા ત્યાં તો વર્ષાદનાં ફોરાં પડવા લાગ્યાં. પછી તો જોરથી વર્ષાદ વર્ષવા માંડ્યો, મેઘગર્જના પણ થવા લાગી આમ વર્ષા આવતાં શંકાશીલ લોકોની શંકા નિવૃત્ત થઈ, ને જેમણે ડાહ્યા થઈને પંડિતજીની મશ્કરી કરી હતી તેઓ શરમાઈ ગયા આ વખતે હજારો લોકો પંડિતજીના દિવ્ય મુખ સામું જોઈ રહ્યા હતા ખરેખર પંડિતજીની ધર્મશાસ્ત્રોમાં અચળ શ્રદ્ધા તથા બોલવા કરતાં કર્તવ્ય કરી બતાવવાની શક્તિ આ બે અદ્ભુત બાબતો દરેકને શીખવા જેવી છે. ખરું કહીએ તો તેમનામાં દરેક સદ્ગુણ મૂર્તિરૂપે બિરાજે છે.

વળી આ વર્ષમાં ગાયોના સંરક્ષણ માટે મુંબાઈમાં ગોરક્ષક મંડલી સ્થપાઈ પંડિતજીને ગાયો પ્રિય હતી અને ગાયો તરફ સારો પૂજ્યભાવ રાખતા. પોતે પણ પોતાની શક્તિ પ્રમાણે ગોરક્ષક મંડલીમાં મદદ કરતા અને મંડલીના ઉત્કર્ષ માટે અનેક વ્યાખ્યાનો આપતા. સમાલોચનાના તંત્રી શ્રી. ઉત્તમલાલ ત્રિવેદી આ વિષે લખે છે કેઃ

''ગૌરક્ષણ સંબંધમાં [illegible]

ગૃહસ્થોની સભામાં તેમણે ગૌરક્ષણ માટે એવું તો છટાદાર અને ભદતા ભરેલું ભાષણ આપ્યું હતું કે શ્રોતાઓ તેમના વીરરસખંડમાં વિસ્મિત થઈ જઈ છેવટમાં કરુણાના ખંડમાં આંખમાં પાણી ભરી ગળગળા થઈ ગયા હતા." તેમની આવી અજાયબ પ્રવચનશક્તિના પ્રભાવથી કેટલાક શેઠિયાઓ આ મંડલીના મભ્ય બની મદદ કરવા તત્પર થયા. તેના પરિણામે આ મંડળી પણ સારી પ્રગતિ કરવા માંડી હતી.

આમ પંડિતજીએ પોતાનું સારું જીવન મુંબાઈના હિંદુ સમાજ માટે અર્પણ કરવા માંડયું હતું. ધાર્મિક પ્રચારમાં આર્યસુધર્મોદય સભામાં નિયમિત અઠવાડિક પ્રવચન કરતા, તથા આર્યસમુદય પત્ર કાઢતા હતા તદુપરાંત અનેક સ્થળે ધર્મિક ક્રિયા અને ચર્ચામા પણ ભાગ લેતા અહીં આગળ હજારો માણસો એક અથવા બીજી રીતે પંડિતજીના સંસર્ગમાં આવતા ને તેમના શાસ્ત્રીય અદ્ભુત જ્ઞાનથી આશ્ચર્ય પામતા. કેટલાકના હૃદયમાં પંડિતજી પાસે શાસ્ત્રીય જ્ઞાન મેળવવા માટે ઉત્સુકતા થવા લાગી, આથી અનેક વિદ્યાર્થીઓ તેમની પાસે વિદ્યાભ્યાસ માટે આવવા લાગ્યા. આ વિદ્યાર્થીઓનો અભ્યાસ ક્રમબદ્ધ થાય તથા તેમની શંકાવૃત્તિનું સમાધાન થાય તે માટે વિદ્યાલક્ષ્મી નામે એક પાઠશાળા પંડિતજીએ પોતના મકાનમાં સ્થાપી પંડિતજીનું ધાર્મિક જીવન નિયમન, ને ડાક શિરસ્તા વાળું હતું. આથી સેવાદિ કર્મોથી પરવારી, બધા વિદ્યાર્થીઓને ભણાવી શકવા પોતે અશક્ત હતા. આથી તેમણે શરૂઆતમાં વિદ્યાલક્ષ્મી પાઠશાળામાં પુનાવાળા પંડિત જનાર્દન આચાર્ય વૈયાકરણકેસરીને, દીક્ષા માધ્વ સંપ્રદાયાચાર્ય વાસુદેવાચાર્યજી પંડિતને વિદ્યાર્થીઓને ભણાવવા માટે રાખ્યા. હવે પંડિતજી વિદ્યાર્થીઓને પૂર્ણ પ્રેમથી ભણાવતા તથા રહેવાની સગવડ કરી આપતા, તથા તેમને ખાવા તથા કપડાં

...ની સગવડ પણ પોતે કરી આપવા લાગ્યા આમ નિર્ધનને ... રામ માની, પંડિતજી જે કંઈ ઉપજ આવતી તે સેવા, પાઠશાલા પુસ્તકાલય, ગાયો વગેરેમાં વાપરતા. આ વાસુદેવાચાર્યજીએ

સ. ૧૯૪૪ સુધી આ પાઠશાળામાં કામ કર્યું ત્યારબાદ પં વિષ્ણુશાસ્ત્રીને પાઠશાળામાં આચાર્ય તરીકે રાખ્યા પણ આ શાસ્ત્રીજી પાઠશાળામા મરાઠીમા ભણાવતા હોવાથી, ગુજરાતી વિદ્યાર્થીઓ મુઝાતા પણ સ ૧૯૩૪થી કેટલાક ગુજરાતી વિદ્યાર્થીઓ પંડિતજી પાસે ભણતા તેમા શાસ્ત્રીજી અને સ્વામજી નામના બે જામનગર નિવાસી બ્રાહ્મણો સારી વિદ્યા સંપાદન કરી, શાસ્ત્રી પદને પહોંચ્યા હતા તેઓએ પાઠશાળાનુ કામ ઉપાડી લીધુ આ બન્ને શાસ્ત્રીઓ થોડા વર્ષ ગો૦ શ્રીગોવર્ધનલાલજી તિલકાયતના શાસ્ત્રી તરીકે ગયા તેથી વે શાસ્ત્રી માધવજી ગોપાલજી તે પાઠશાળામાં ભણાવવા લાગ્યા આ વેદશાસ્ત્રી પણ ગો૦ શ્રીનૃસિંહલાલજીના શાસ્ત્રી તરીકે ગયા આ દરમિયાન પં વિષ્ણુશાસ્ત્રીએ ગુજરાતી બરાબર શીખી લીધુ ને ગુજરાતી વિદ્યાર્થીઓને સરસ ભણાવવા માંડ્યુ આ પાઠશાળા શરૂઆતમાં ચાલીશ વિદ્યાર્થીથી શરૂ થઈ પણ પાછળથી ત્રણ આંકડાની સંખ્યાના વિદ્યાર્થીઓ આ સંસ્થાનો લાભ લેવા લાગ્યા આવુ તો પંડિતજી વિદ્યમાન રહ્યા ત્યાંસુધી ચાલ્યુ.

સભા પત્ર પાઠશાળા વગેરેની પ્રવૃત્તિ ઉપાડી તે અંગે એક સરસ પુસ્તકાલયની આવશ્યકતા પંડિતજીને જણાઈ આમ તો પંડિતજી પાસે હજારો હસ્તલિખિત તથા છપાવેલા ગ્રંથો હતા, પણ તે બધાને ક્રમ તથા વિભાગ પ્રમાણે ગોઠવી ખૂટતુ સાહિત્ય મંગાવી, એક સુંદર પુસ્તકાલય સ્થાપવા માટે પંડિતજીએ પ્રયત્ન કરવા માંડ્યો આમાં ઘણા ખરા સંસ્કૃત છપાવેલા ગ્રંથો દેશ પરદેશથી મંગાવી રખાવ્યા અને તે જમાનાને શોભારૂપ એક સુંદર પુસ્તકાલયની સ્થાપના કરવામા આવી આ પુસ્તકાલયનુ નામ ધર્મ પુસ્તકાલય પાડયું પંડિતજીનુ મન ઘણુ મોટુ હતુ નામ,ત્પાડવામા પણ કોઇપણ ધર્મપ્રેમીના દિલમાં સંકુચિત ભાવ પેદા ન થાય તે માટે તેઓ કાળજી રાખતા, ને દરેક સજ્જન પુરુષ તેમની પ્રવૃત્તિમાં પ્રેમથી ભાગ લે તેવી જાતનો વિનય રાખતા

## ૧૮ જીવનચર્યા-માનપાત્ર વગેરે.

પંડિતજી મૂળથી બહુ સંયમી અને કડક નિયમી હતા. તેમનો આખો દિવસ એટલે અહોરાત્ર કામ કામ અને કામમાં જ જતો. એટલે તેમના જીવનમાં કામ સિવાય બીજો કોઈ મંત્ર હતો નહિ પૂ. મહાત્મા ગાંધીજીનું દૈનિક જીવન જેમણે અનુભવ્યું હશે તે જ પંડિતજીનું દૈનિક જીવન સમજી શકશે. પોતે એક મહાન વિદ્વાન હતા. તેમનું જીવન કેમ વ્યતીત થતું તે વિષે સમાલોચક પત્રમાં ઉલ્લેખ છે કે, "સવાર સાંજ અને રાતનો ઘણો વખત અથવા આખી રાત તેઓ વિદ્યાભ્યાસમાં ગાળતા અથવા વધારે ખુલ્લા શબ્દોથી કહીએ તો તેમનો સઘળો વખત વિદ્યા સંબંધી વાતોમાં જતો. એક વિદ્યા અને ગુરુ તરીકે તેમણે જીવન ગાળ્યું છે. કાવ્ય ન્યાય-વેદ તત્ત્વ અને બીજા અનેક વિષયો ઉપરનાં સંસ્કૃત, ગુજરાતી, મરાઠી તેમ જ હિ અને વ્રજભાષાના પુસ્તકોનો તેઓ નિરંતર અભ્યાસ કરતા હતા. આ વિદ્વાન છતા દરેક ધર્મકાર્ય પોતાના હાથે કરવામાં ચીવટ રાખ તથા તેથી જ તેમનો આત્મા પ્રસન્ન રહેતો સેવા વિષયમાં એમ કુશળતા અદ્ભુત હતી. પોતે નિનયન હોવા છતાં ભૌતિકરૂપે સેવામાં તેમ પ્રવીણતા ગમે તેવા વિચક્ષણ અને દક્ષ માણસને ભુલાવામાં નાખ દેતી આ વિષે સદુપદેશ માર્તંડના લેખક લખે છે કે "તેમને સે કરતા જોઈ કોઈને આશ્ચર્ય થયા વિના ન જ રહેતું કે, દેખતા માણસ પણ ન થાય તેવાં સર્વ કામ તે કેવી સ્ફૂર્તિ અને સ્વચ્છતાથી કરે ઠાકોરજીને ધરાવવા જુદા જુદા બારીક પ્રકારનાં શૃંગાર તેઓ પોતા હાથે એવા તો સફાઈથી ધરાવતા કે તે જાણે 'નજરે જોઈને ' અનુભવીએ ધર્યાં હોય! અને તેમ હોવું જોઈએ કારણ કે જેને સાક્ષાત્ક ર (તેને માટે) તેમાં આશ્ચર્ય નહિ. એવા પ્રસંગમાં ભક્તિ તરી ના મોટાં ગગરાજિ શ્રીમાનાં કીર્તનો તેઓ અગાઉ તાલ સ્વર નિયમાનુસાર ગાઈ શકતા અને તેનો બહુ વિભાગ તેમને કંઠસ્થ હતો અને કીર્તન પ્રસંગમાં પંડિતોને અનેક તાલ મૃદંગ વગાડતા

અને ગાતાં અમો પ્રે તે નજરે જોયા છે રસસપ્રદાય પ્રમાણે તેઓ એ ય સ્વરૂપ સાથે અભિન્ન હોય તેવી રીતે પરમાનંદના આવેશથી સવાર સાંજ નિયમાનુસાર સેવા કરતા હતા આવા મહાત્માને નજરે જોયા હોય તે તેમને ઈશ્વરાવતાર માને તેમાં કશી નવાઈ નથી'

શૌચ અને આચાર વિચાર તો પંડિતશ્રીને શરણે ગયાં હતા તેમના જેવા શૌચ પાળનાર ભારતવર્ષમા ઓછા હશે તેઓ બધુ કર્યં શાસ્ત્રીય નિયમથી કરતા એમ કહેવામાં વાધો નથી કે તેઓ સ્વાભાવિક શૌચ આચાર વિચાર પાળતા તેમા શાસ્ત્રીય નિયમની રીત આવી જતી એટને તમને પોતાના જીવનમા સ્વર સ્ફુરણા થતી તે પ્રમાણે તેઓ વર્તતા પણ તે સ્ફુરણાનું કેન્દ્ર શાસ્ત્ર જ હતુ

સેવામા બિરાજ્યા પછી તેઓ સેવાની સાથે સધ્યા જપ પાઠાદિક પણ તદ્રૂપ થઈ કરે જતા હતા તેમના આહ્નિક અને જપના પાઠનો વિભાગ ઘણો મોટો હતો તેથી સેવાનો સમય થઈ રહ્યા છતાં તેમનુ આહ્નિક ખૂટતુ જ નહિ તેથી ઘણીવાર ભોજન કર્યા વગર તેઓ સાંજની સેવામા ન્હાઈ, સેવા અને આહ્નિક કર્યાં કરતા ને અને રાત્રે પણ બાર વાગ્યાથી પહેલા આહ્નિક પૂરું થયુ હોય તો જ ભોજન કરતા, નહિ તો આહ્નિક સમાપ્ત કરી, થોડી નિદ્રા લઈ, વળી સવારમા એ જ ક્રમ પ્રમાણે ધર્મકાર્યમા લાગતા આવી રીતે અમે ત્રણ ત્રણ દિવસ સુધી દિવસ કે રાત્રીએ ભોજન લીધા વિના આહ્નિક કરતા અમે તથા તેમના પરિચિત લોકોએ અનેક વખત સકૃન નેત્રે જોયા છે. છતા તેમની મુખાકૃતિ હમેશાં પ્રસન્ન જ દેખાતી હતી અમે ત્રણ ત્રણ દિવસના ઉપવાસ છતાં સિંહગર્જનાથી પંડિતશ્રીને સભામાં ગાજતા અનેકવાર જોયા છે આ ઈશ્વર અવતાર નહિ તો બીજુ શુ ? આ નિત્યકર્મ ઉપરાંત પર્વ, સક્રાન્તિ શ્રાદ્ધાદિના દિવસોમા તેમને તે તે કાર્ય કરતા જેણે જોયા છે તેની તો પૂરી ખાત્રી જ થઈ છે કે સેવામા સેવ્ય સ્વરૂપ પેઠે આમાં પણ, દેવ, પિતૃ, ઓનો તેવો જ સાક્ષાત્કાર (તેમને) હતો

પ્રસંગવશાત્ પંડિતજીનું તીર્થોપર પધારવું થતું ત્યારે ત્યાંના ઉપવાસ, તીર્થશ્રાદ્ધ વગેરે તપશ્ચર્યામાં તેમને તદાકાર અને આનંદમાં લીન જોઈ લોકોને ખાત્રી થતી કે એમને સર્વત્ર સાક્ષાત્કાર હતો. કર્મ તો કૃચ્છ્રાદિ વગેરે પણ શરીરસ્વભાવથી થયા કરતાં હતાં. ગમે તેવી ટાઢ હોય તોપણ તીર્થમાં યથાર્થ નિમજ્જન કરતા અને વળી તેઓ અનેક પ્રસંગે પાણીમાં ઉંચેથી કૂદી, તરવાના પ્રયોગ પણ કરી બતાવતા હતા. તીર્થસ્નાન કર્યા પછી તેઓ શરીર લૂંછતા ન હતા. કારણ કે ધર્મશાસ્ત્રમાં તેમ કરવા નિષેધ બતાવ્યો છે. નિષ્કામ દાન, શ્રાદ્ધ, વ્રત, 'તપ' વગેરે જે કાંઈ ધર્મશાસ્ત્ર વિહિત હોય તે સર્વે પંડિતજી આદરપૂર્વક કરતા છતાં પોતાથી કંઈપણ બનતું નથી એમ તેઓ અંતઃકરણપૂર્વક માનતા હતા.

વળી પંડિતજી યજ્ઞયાગ, કર્મકાંડ વગેરે વૈદિક કાર્યવિભાગમાં પણ અદ્વિતીય જ હતા. તેઓ જન્મથી અપૂર્વ ધાર્મિક વૃત્તિના હતા. અને તેમનો ઘણો સમય કર્મકાંડ, જપતપ, યજ્ઞયાગ, ઈશ્વરભજન ઇત્યાદિ પારલૌકિક કાર્યમાં પ્રવૃત્ત રહેવાથી તેમને અવકાશ વધારે રહેતો ન હતો, તેથી અત્યાવશ્યક પ્રસંગે અથવા કોઈ જીજ્ઞાસુની પ્રાર્થનાથી જ બીજા કાર્યમાં તેઓ પ્રવૃત્ત થતા.

પંડિતજી ગૃહસ્થાશ્રમી જીવન ગાળતા હતા, તદુપરાંત ધર્મના પ્રચાર અર્થે પાઠશાળા, પુસ્તકાલય, પત્ર તથા પત્રિકા(સભા)ની સ્થાપના કરી હતી. વળી તેમના [illegible] પિતાજી (નાનાજી) તરફથી શ્રીબાલકૃષ્ણ પ્રભુ સ્વરૂપ પૂજન માટે [illegible] સાથે પ્રસંગોપાત્ત હતું એટલે ધરમંદિર પણ તેમના ત્યાં હતું. વળી પોતે ભારતમાતાના [illegible] તેથી દૂર દેશ પ્રદેશના વિદ્વાનો તેમના સાથી પરિચિત હતા. તેઓ ભારતના [illegible] એક મોટા [illegible] વિદ્વાન પંડિત [illegible] મદદ માટે વિનંતિ [illegible] તો તેમના [illegible] આગળ [illegible] તેમની [illegible] ધર્મપ્રેમી [illegible]

બધા પ્રસંગોમાં પંડિતે પોતે ગૃહસ્થાશ્રમી હોવાથી પોતાનો ધર્મ વિચારી, અતિથિસેવા ઘણા આનંદથી કરતા અને જે લોકો જેવીજેવી માગણી કરતા તે સર્વની યથાશક્ય માગણીઓ પૂરી પાડી, તેમનો આત્મા પ્રસન્ન થાય તેમ વર્તતા. પંડિતજીને સમાજ તથા વૈષ્ણવો તરફથી જે આવક મળતી તે આવી અનેક જાતની ક્રિયાઓમાં ખરચાઈ જતી અને ઘણી વખત પંડિતજી કરજનો બોજ વહન કરતા. પંડિતજીની આવી આર્થિક સ્થીતિનું ભાન તેમના નજીકના હિતેચ્છુઓને સતત ચિંતાનો વિષય થઈ પડતું. આર્ય સુધર્મોદય સભાના પ્રમુખ શેઠ શ્રી વરજીવનદાસ પંડિતજીના આર્થિક જીવન માટે સતત ચોકી પહેરો રાખતા. આ ચોકી રાખવામાં પંડિતજી પ્રત્યેનો તેમનો પ્રેમ હતો અને તે સકારણ હતો. તેઓ બરાબર જાણતા હતા કે ભારતવર્ષમાં ચાલતા જમાનામાં આંગળીના વેઢે ગણાય તેટલા જ સાધુ આત્માઓ હિંદુ ધર્મ ને હિંદુ સંસ્કૃતિ માટે જીવે છે; અને તેમાં પણ પંડિતજીનું સ્થાન અનોખું હતું. આથી તેમણે જાતે મહેનત કરી પંડિતજી માટે એક મોટું ફંડ ઉભું કરવા નિશ્ચય કર્યો અને આર્ય સુધર્મોદય સભા મારફત આ કામની શરૂઆત કરી. આ ફંડમા અઢાર હજાર આઠસો, પંચાવન રૂપિયા ભરાયા. આ ફંડ પંડિતજીને આપતી વખતે એક ભવ્ય મેળાવડો માધવબાગમાં કર્યો, અને માનપત્ર સાથે સન્માનાર્થે આ રકમ નીચે મુજબ અર્પણ કરવામાં આવી. આ સભાના અધ્યક્ષ પણ તે શેઠ સાહેબ થયા; આ સભામાં મુંબાઈના પ્રસિદ્ધ શહેરીઓ પણ પંડિતજીને સન્માનવા હાજર રહ્યા હતા.

"શ્રીમાન પરમેશ્વર કૃપાળુ છે, મનુષ્યોની વાણી વગેરે ઇંદ્રિયો તેનાં સ્વરૂપમાં પહોંચી શકતી નથી, તો પણ તે પોતેજ જગત રૂપે પ્રકટ થયા છે. જીવોને તેમના પ્રારબ્ધ કર્મનું ફળ આપી તેઓનો અનુગ્રહ કરવા સારૂ તેમણે જગત સરજ્યું છે; અને પોતાના નિઃશ્વાસરૂપ વેદ તે પરમેશ્વરે પ્રથમ બ્રહ્માને શીખવ્યા; ત્યાર પછી તે વેદોનો અર્થ ઉદ્દાલક મંદબુદ્ધિ લોકો ન સમજવા લાગ્યા, ત્યારે તેવા લોકો પર અનુગ્રહની

धरजाथी पोते मनु, व्यास जैमिनी ईत्यादि ऋषि-रूप धरीने स्मृति पुराणादिक कर्यां. ते प्रथम पोते कहेल वेदोनो ज अर्थ स्मृति पुराणादिकमां सहेली रीते करीने धर्मनो प्रकाश कर्यो आवी रीते वेद, स्मृति, पुराणो प्रगट कर्यां, छतां पण ज्यारे कलियुगनी मलिनताथी लोको ज्ञानशक्तिमां अत्यंत दुर्बल थई गया त्यारे तेवां मनुष्योने जोईने परमेश्वर पोते आचार्यरूप थया अने स्मृति पुराण वगेरेथी दृढ करेला पदार्थ ज पाछा स्फुट करीने प्राणीओ पर अनुग्रह कर्यो. एम थयुं छे तो पण हाल अतिघोर कलियुगना जोरथी नाना प्रकारना कुतर्को ऊठे छे, जेथी ते आचार्योना ग्रंथोमां पण लोकोने विश्वास रहेतो नथी. दुष्ट ग्रंथोना अभ्यासथी लोकोनी बुद्धि फरी गई छे. आवा वखतमां खरी रीते वेद स्मृति पुराणनु अने आचार्योना ग्रथोनु तात्पर्य लोकोना मनमां प्रकाश करवा माटे आर्यसुधर्मोदय सभामा प्रत्येक पखवाडियांविषे धर्मतत्त्वनो उपदेश करीने जीज्ञासु जनोनी मतिनी मलिनता मटाडवा माटे परमेश्वरे "पंचनदी गोवर्द्धन लालाजी"ने प्रगट करेला छे. जेम काशीमां किरणा धूतपापा वगेरे पुराणोक्त पांच नदीओ मनुष्योना चित्तने शुद्ध करनारी छे, तेम आ पंडित पण मनुष्योना मनने पवित्र करे छे. तेथी एओनु "पंचनदी" ए उपनाम सार्थक छे. धर्मतत्त्वने उत्तेजन आपनारी (गो)संस्कृतवाणी तेनी वृद्धि आ पंडित करे छे तेथी पण एओनुं गोवर्द्धन ए नाम सार्थक छे. माटे ए पंडित सभासदोना मननु रंजन करी, तेओनी उपर अनुग्रह करे छे. जेम देवताओ पोताना अनर्थो दूर करवा श्रीहरिनी प्रार्थना करे छे तेम पोतपोताना धर्मना जिज्ञासु लोको पोताना अनर्थो दूर करवा पंडितनी प्रार्थना करे छे. सज्जनी पेठे जे पंडित पामे. सरस्वती पोतानी मेळे आवी अवलम्बन करे छे विद्याओमा सर्व जेवा पोताना पितानी पासेथी ज पंडित सर्व विद्याओ शीखेला छे. जेम वासुदेवे वसुदेवजी अने देवकीजीने संतुष्ट कर्यां हतां तेम,

ઘણું તપ કરનાર શ્રીયુક્ત શ્રીલાડુબેટીજી તથા શ્રીઘનશ્યામ ભટ્ટજી એ નામનાં પોતાનાં માતાપિતાને સંતુષ્ટ કર્યાં છે. ધર્મજિજ્ઞાસુ લોકો પરમેશ્વરાર્પણ બુદ્ધિથી જ એ પંડિતને યથાશક્તિ દ્રવ્ય અર્પણ કરે છે. જેના મુખથી નીકળેલાં વચનો સર્વ પ્રકારે સુજનોને સુખ આપે છે, સર્વ શાસ્ત્રોમાં જેઓની મર્મજ્ઞતા સર્વ પંડિતો વખાણે છે, જેઓમાં વક્તાપણું ઉદારપણું, સર્વ જનના મનને હરણ કરનારી શીઘ્રકવિતાશક્તિ, સૌજન્યતા અને સદાચારની સમૃદ્ધિ એ સર્વ ગુણો શોભે છે. ઉપર કહેલા સર્વ ગુણયુક્ત, આપને, આ સર્વ વાતનો અનુભવ લઇને અપરિમિત આનંદ પ્રાપ્ત થતાં સર્વે અમે ઘણા સત્કાર સૂચક આ "માનપત્ર" અર્પણ કરીએ છીએ અને નિરંતર આપના સહવાસનો લાભ લેવા યથાશક્તિ દ્રવ્યના અર્પણથી સહાયતા કરવા સારૂ આજે થોડું એક એકઠું થયેલું દ્રવ્ય અર્પણ કરીએ છીએ. આ "માનપત્ર" આપના સર્વ ગુણનું સમર્થન કરવાને અસમર્થ છે તોપણ અમારા ઉપર કૃપા કરી એનો આપ સ્વીકાર કરશો એવી અમારી અતિશય પ્રાર્થના છે.
સંવત ૧૯૩૫ ચૈત્ર વદ ૧૪ રવિવાર

વરજીવનદાસ માધવદાસ—અધ્યક્ષ

| | |
|---|---|
| વંદરાવનદાસ પરશોતમદાસ<br>ત્રીભોવનદાસ વરજીવનદાસ<br>ચતુરભોજ મુરારજી<br>ગોકળદાસ જગમોહનદાસ | ઓનરેરી સેક્રેટરીઓ |

આપણે શરૂઆતમાં જોઇ ગયા કે આર્ય સુધર્મોદય સભાના શરૂઆતના ૩૦ સભ્યો હતા. તે સભા આજે થોડાક વર્ષ પછી એક નવપલ્લવિત કુસુમ ફલાન્વિત કલ્પતરૂ સમાન થઈ પડી હતી. આ વખતે પંડિતજી ફક્ત પચીસ વર્ષના હતા. આવી જાતનું બહુમાન આટલી ટૂંક વયમાં ઘણા ઓછા માણસોને મળ્યુ છે. વળી આવું જાહેર માન ને આવડી મોટી રકમ કદાચ આપણને આ યુગમાં નાની લાગે પણ તે જમાનામાં દાનવૃત્તિનો પ્રચાર કંચિત હતો

નથા લોકો પણ વિદ્યા નમ્રતામદબુદ્ધિના હતા, છતાં તો પંડિતજી મળેલુ માન અપૂર્વ હતુ તેમા શકાને સ્થાન નથી

આ ફંડમાથી પંડિતજીનુ જે કંઇ કરજ હતુ તે પ્રથમ આપી દેવામા આવ્યુ ને, બાકીની આઠથી નવ હજાર રૂપિયાની રકમની સરકારી લોનો લઇ, પંડિતજી માટે ટ્રસ્ટ કર્યું, જેના વ્યાજની વાર્ષિક રકમ ૩૦૦ થી ૪૦૦ રૂપિયાની થતી હતી આ આખા પ્રસંગ અંગે વીસ્તે ગોફ્તાર નામના પારસી પત્રમાં ૨૭-૪-૧૮૭૯ ના અંકમાં લખે છે કે -

"અજાયબ જેવી કુશળતા અને પ્રભુતા વાળા આ પ્રખ્યાત અને માન પામેલા પંડિત માટે ઉભા કરેલા સનમાન ગ્રંથ (ટેસ્ટીમો નિયલ) ફંડમા રૂપિઆ અઢાર હજાર એકસો ત્રીસની રકમ ભરાયા પછી, એ રકમ એક માનપત્ર સહિત એમને ભેટ આપવા માટે ગયા રવિવારને દિને માધવ બાગમા હિંદુઓની જે હમદમા ભરેલી સભા મળી હતી, તે જેટલી એ અંધ આંખના પંડિતને તેટલી જ હિંદુ સભ્ય જનોને એક સરખી માન ભરેલી હતી ગટ્ટુલાલજી હિંદુ શાસ્ત્રમા પ્રવીણ એક શાસ્ત્રી માત્ર નથી પણ સરસ્વતીના સર્વ પ્રસન્નતા પામેલા એક પોતાના ગોસાની પ્રેરણાથી પંડિતાઇ પદવીને પહોંચેલા એઓ ખુબ્રતના નવાજેલા એક વિદ્વાન કવિ છે તેમના કરેલા જનક અવધાનો ભગ તેમના મનના ચમત્કાર વાળી આપે છે અને એમનું આખુ જનમચરીત્ર આપણને અચરજ કરે છે ૧૮૪૫માં કોટામધે જનમેલા આજે માત્ર ૩૪ વરસની તરુણ વય છતાં તેઓ પોતાના મનના ભંડારના ભારથી પોકાવતી જવાહીરના બુરજોએ હજીએ પહોંચ્યા છે આઠ વરસની બાલપણથી સીનતાના મરજ એમની આંખોનો પ્રકાશ જોનારી સેવા પછી એમોએ પોતાનો સઘળો અભ્યાસ અપંગ અવસ્થામા ચલાવ્યો છે પોતાના બાપથી સંસ્કૃત ભાષા સંપાદન કરતા ૧૧ વરસની ઉમરમા તેઓ શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ ભાષાની કવિતાઓ મંદોદરા ઉપર ને મંદોદરા પર કરી જવા

જેટલી એઓ પ્રવીણતા પામ્યા, ને પછી તામીલ પંડિતો હેઠળ વેદ પુરાણ આદીનો અભ્યાસ કરી ૧૮૫૫માં એઓ મુંબાઈમાં આવ્યા. ૧૮૬૩માં કાશીની જાત્રાએથી રાજપુતાના કાઠીઆવાડને મારગ યાત્રા કરતાં પંડિતને બહુમાન મળ્યું હતું. અને અંગત કરીને એમની યાદદાસ જે અષ્ટપદી (અષ્ટવિધાન) એટલે આઠપદની કવિતાએ તરત ને તરત જોડી કઢાવવાની ચમત્કારિક શક્તિ ધરાવે છે, તેથી સરવે અચરત રહ્યા હતા. રાજકોટમાં ગયે વરસે ૧૮૭૮ માં સર રીચર્ડ ટેમપલ સાથે એમની મુલાકાત થઇ હતી, તેમ જ વડોદરામાં એમના માન માટે સર ટી. માધવરાવે પંડિત વિદ્વાનોની મોટી સભા ભરી હતી. એવી જ સભાએ અમદાવાદ વગેરે બીજા ગુજરાતી શહેરોમાં પણ ભરાઇ છે, અને મુંબાઇમાં પ્રો૦ મોનીઅર વિલિયમ અને પ્રો૦ મોની કાફ વગેરે નામાંકિત યુરોપીયનો આ પંડિતને એવું, માન આપી ગયા છે.”

સં. ૧૯૩૫માં શ્રીનાથદ્વારમાં તિલકાયત શ્રીગોવર્ધનલાલજી મહારાજ ગાદી ઉપર આવ્યા. તેમના પિતા શ્રીગિરિધરજી તિલકાયત કોઇ કારણસર શ્રીજીની સેવાથી વિમુખ થયા હતા આથી શ્રીગોવર્ધનલાલજી સગીર ઉંમરના હોવાથી શ્રીનાથદ્વારનો વહીવટ ઉદેપુરનરેશ તરફથી એક પરિષદ, રાજકારભાર તથા દેવકારભારની વ્યવસ્થા કરતી હતી. આ મહારાજશ્રીએ પંડિતજીની સલાહ પ્રમાણે નાની વયમાં સારો અભ્યાસ કર્યો. જ્યારે એઓશ્રી સત્તર વર્ષના થયા ત્યારે પોતાના અને વૈષ્ણવોના હિત માટે આપશ્રીએ પંડિતજી પાસે બે શાસ્ત્રીઓની માગણી કરી. પંડિતજી નિઃસ્વાર્થી હતા. તેમણે તરત જ પોતાની વિદ્યાલક્ષ્મી પાઠશાળામાં અધ્યાપક તરીકે કામ કરતા જામનગરના રહીશ શ્યામજીભાઇ અને રવજીભાઈ, નામના બે વિદ્વાન શાસ્ત્રીઓને મહારાજશ્રીની સેવામાં રજુ કર્યા. આ શાસ્ત્રીજીએ મહારાજશ્રી સાથે સતત ધર્મચર્ચા કરતા, અને તેમ કરીને મહારાજશ્રીનું જીવન શાસ્ત્રમય કરી

નાખ્યું. તદુપરાંત આ શાસ્ત્રીઓએ સદ્ધર્મભાસ્કર નામે એક માસિક કાઢયું, જેમાં ષોડશ ગ્રંથો વિષે વિસ્તૃત વિવેચન આલેખવા માંડયુ મારા ધારવા મુજબ પ્રથમ પુષ્ટિમાર્ગીય પત્ર ગો૦ શ્રી. યદુનાથજી સુરતવાળાએ સ્વધર્મ સંરક્ષક ને સંશયચ્છેદક પ્રકાશિત કર્યું હતું. પછી પંડિતજી તરફથી બીજુ આર્ય સમુદ્ર નીકળ્યું અને આ ત્રીજું પત્ર સદ્ધર્મ ભાસ્કર શ્રીનાથદ્વારા વિદ્યા વિભાગ તરફથી પ્રકટ કરવામાં આવ્યું

સ. ૧૯૩૬માં પંડિત રમાબાઈ નામે એક દક્ષિણી બ્રાહ્મણી વિદુષી મુંબઈમા આવ્યાં. તેમનુ સંસ્કૃતનું જ્ઞાન અસાધારણ હતું. તે ગમે તેવા સંસ્કૃતના મહારથીને આશ્ચર્યમાં નાખી દે એવી શાસ્ત્રીય જ્ઞાનપ્રતિભા ધરાવતાં હતાં પંડિતજી સાથે આ પંડિતા વિદુષીનો ઘણી વખત મુંબઈમાં મેળાપ થયેલો. પંડિતજી પણ તેમની જ્ઞાનશક્તિથી પ્રસન્ન થયેલા હતા તેઓ વિધવા હતાં ને થોડા વર્ષ બાદ વિલાયત ગયાં ત્યાં આ વિદુષી બાઈએ ખ્રિસ્તીધર્મ સ્વીકાર્યો તેમનુ આ કાર્ય તેમના શાસ્ત્રીય જ્ઞાન સાથે અસંગત હતું, અને તેની અસર હિંદુ સમાજમા અવળી પડી જો કે તેમનામાં અસાધારણ જ્ઞાનશક્તિ, મેવાભાવી સ્વભાવ વગેરે પ્રશસનીય હતું છતાં તે જ્ઞાનશક્તિનો ઉપયોગ જે રીતે જોઈએ તેવી રીતે ન થયો. તેમણે વિલાયતથી આવી પુનામાં વિધવાશ્રમ સ્થાપ્યો.

આ જ અરસામા મોટા મંદિરવાળા ગો૦ શ્રીજીવનલાલજી મહારાજ શ્રીનાથજીમાં પધાર્યા આથી પંડિતજીના ધર્મકાર્યમાં ભારે ફટકો પડયો આ મહારાજશ્રી સ્વયં વિદ્વાન અને વિદ્યાવિલાસી હતા, અને વિદ્વાનોની કદર કરી જાણતા. વળી તેઓ સમયને પિછાની ચાલનાર હતા તદુપરાંત સામાજિક સેવામાં પણ તેમને ઠીક ઠીક રસ હતો. પંડિતજીને શરૂઆતથી આ મહારાજશ્રીની સારી હુંફ હતી તેઓ પંડિતજીના દરેક કાર્યને ભાવપૂર્વક પ્રોત્સાહન આપતા. પંડિતજીને મુંબઈમાં આવે એક વીશી થઈ ચૂકી હતી. આ દરમિયાન મુંબઈ તથા ઇતર પ્રાંતના દરેક ગોસ્વામી બાળક પંડિતજીથી સુપરિચિત થઈ ગયા હતા તેઓ બધા સારી પેઠે જાણતા હતા કે પંડિતજીનું દાસનું કાર્ય એ મોટા શૂર સેનાપતિ જેવું છે કારણ કે શ્રીવલ્લભસંપ્રદાય ઉપર આ

પચ્ચીસીમાં સખત અને ભયંકર ધ્વંસ કરતા અનેક હુમલા થયા હતા. તે હુમલા પ્રતિભા પૂર્વક અટકાવી શકે તેવા જો કોઇ એક જ મહાપુરુષ હોય તો તે પંડિતજી શ્રીગટુલાલજી હતા. તેમનાથી સંપ્રદાય અને ગોસ્વામી બાળકોની કીર્તિ સંરક્ષણ પામી હતી. કારણ કે પંડિતજી પરમ નીતિમાન વિકારરહિત મહાપુરુષ હતા. સ્વાધ્યાય અને તપથી તેમણે ઇશ્વરને પ્રસન્ન કર્યા હતા. એટલે જે કંઈ પણ કાર્ય તેઓ ઉપાડે તેમાં સંપૂર્ણ રીતે નિઃસ્વાર્થી રહી, સેવાદષ્ટિ રાખતા. જ્યારે સ્વામી દયાનંદ સરસ્વતિની ભયકર ભમરીમાં મુંબાઈ અટવાઈ ગયું હતું, ત્યારે સાચેસાચ શાસ્ત્ર અને ધર્મ પ્રશ્નાલિકાથી પંડિતજીએ તે ભમરીનો આમળો ઉકેલી નાખ્યો હતો, અને મુંબાઈના વિદ્વજ્જનોને શાસ્ત્રીય જ્ઞાનની ત્રીજી આંખનાં દર્શન કરાવ્યાં હતાં. અને આજ પ્રસંગથી મુંબઈમાં પંડિતજીની પ્રતિભા પૂર્ણ રીતે પડી હતી.

આમ છતાં પંડિતજીના આવા શ્રમની કદર ઘણા ઓછા ગોસ્વામી બાળકોને હતી. સંપ્રદાય ઉપર કે ગોસ્વામી બાળક ઉપર અથવા હિંદુ ધર્મ ઉપર કંઈપણ હલ્લો થાય કે આવે એટલે તેનો ઉત્તર કોઈ આપે નહિ, અને સૌ પંડિતજી તરફ અનામિકા ધરે. પંડિતજી અનેક કામમાં દટાઈ ગયા હોય તોય સમય કાઢી હલ્લો કરનારને વિનયથી ઉત્તર આપે. આ ઉત્તર આપવા માટે તથા શાસ્ત્રીય ઉત્તર તૈયાર કરવા માટે શાસ્ત્રી તથા પ્રેસનાં બીલ પણ ઘણીવાર પોતાની પાસેથી ચુકવતા આવા કામમા થોડી ઘણી સહાયતા હોય તો ગો૦ શ્રી જીવન લાલજી મહારાજશ્રીની હતી. તેઓ પોતે પણ પંડિતોને આશ્રય આપતા. તેવા એક શાસ્ત્રી વેદશાસ્ત્રસંપન્ન આત્મારામ નારાયણ જેઓ અપ્પા શાસ્ત્રી નામે ઓળખાતા, તેમને તેમણે પોતાના શાસ્ત્રી તરીકે રાખેલા. પંડિતજી આ શાસ્ત્રીજીને પોતાના મોટાભાઈ ગણતા. અને ઘણી વખત શાસ્ત્રીય જ્ઞાનની ચર્ચા તેમની સાથે કરતા આ શાસ્ત્રીએ મહારાજશ્રીના બાલકૃષ્ણ ચમ્પૂ નામના કાવ્ય ઉપર સંસ્કૃતમાં સુંદર ટીકા કરી છે, તથા કેટલાક બીજા હિંદુ ધર્મના ગ્રંથોના અનુવાદ કર્યા છે. હવે આ મહારાજશ્રી લીલામાં પધારવાથી પંડિતજી એકલા પડી ગયા.

## ૧૯
# પંડિતજીનું લગ્ન

પંડિતજીના લગ્ન સંબધીનો ઇતિહાસ રસિક છે. તેમના લગ્ન અંગે અંદરના તથા બાહરનાં આક્રમણુ સારી રીતે થયાં હતાં શરૂઆતનું તેમનું લગ્ન સં. ૧૯૨૦મા થયેલું. આ પત્નીનું નામ પાર્વતી બાઈ હતું. આ બાઈ ઘણી સુશીલ, પતિપરાયણ તથા ધૈર્યશાળી હતી. પંડિતજી તેમની આ પત્નીથી અત્યંત ખુશ રહેતા આ બાઈએ પણ પોતાનું જીવન જેમ છાયા તરુને અનુસરે તેમ ઘડ્યું હતું. પણ તેમનો આ સંસાર અધૂરો રહ્યો ભગવદ્ ઇચ્છાથી આ સતી બાઈ સં. ૧૯૩૦માં પોતાનુ પંચભૂતનું ખોળિયું તજી ભગવદ્ધામમાં ચાલી ગઈ.

પંડિતજી તો જ્ઞાન ને વૈરાગ્યના ઉત્પત્તિ સ્થાન હોવાથી આ પ્રસગે તેઓ સામાન્ય મનુષ્ય પેઠે શોકમા ગરકાવ ન થઈ ગયા, અને ફરીથી પરણવા માટે પણ નિરપેક્ષ વૃત્તિ રાખી આ વૃત્તિથી તેમના પિતા ઘનશ્યામ ભટ્ટને અત્યંત દુઃખ થતું. વળી તેઓ અપંગ હોવાથી વ્યવહારમાં પણ ઘણી અડચણુ પડતી. આથી પિતાના આગ્રહને માન આપી બીજો વિવાહ તેમની જ્ઞાતિમા કર્યો. આ પત્નીનું નામ રુક્ષ્માવતી હતું. તેઓ પણ પ્રથમ પત્ની કરતાં અધિક સેવાભાવી ને પતિપરાયણા નીકળ્યા. તેઓ પંડિતશ્રી તરફ ઈશ્વર વત્ ભાવ રાખતાં, અને પંડિતજીની પરિચર્યા ઘણા પ્રેમથી અને પૂજ્ય બુદ્ધિથી ઉઠાવવા લાગ્યાં. વળી પંડિતશ્રી ભોજન કરે ત્યારબાદ પોતે ભોજન કરે. કેટલીક વખત પંડિતશ્રીને નિત્યકર્મમાંથી પરવારતાં રાત્રીના બાર વાગી જતા. આ વખતે તેઓ ભોજન લેતા નહિ, ને સુઇ જતા આ પત્ની પણ પંડિતજીના કાર્યમાં સ્હાય કરતાં અને પોતે પણ પંડિતજી ભોજન ન લેતા ત્યારે ભોજન લીધા વગર સુઈ જતાં

આમ પંડિતજીનો ગૃહસ્થાશ્રમ તો અતિ સુખી હતો. પણ જ્ઞાતિ તથા સુધારકો તરફથી બીજા લગ્ન દરમિયાન તેમની સામે વિચિત્ર વંટોળ ચઢી આવ્યો હતો. તેમની જ્ઞાતિમાં એવી વાત વહેતી મુકાઈ કે પંડિતજીએ જે કન્યા સાથે લગ્ન કર્યાં છે તે કન્યા પરગોળની છે, અને ગટુલાલજીનું લગ્ન જ્ઞાતિના રિવાજ મુજબ થયું નથી. આ વાતનો પ્રચાર તેમની જ્ઞાતિમાં બહુ થવા લાગ્યો તે વખતની જ્ઞાતિસંસ્થાઓ ઘણી પ્રબળ અને સરકાર કરતાં વધુ સત્તાધારી હતી. પંડિતજીના કાને આ વહેતી વાત વિષે અનેક અફવાઓ આવવા માંડી, અને અનેક આક્ષેપો થવા લાગ્યા. પણ પંડિતજીનો આત્મા શાંત હતો, ને મન પણ શાંત હતું. તેઓ ગમે તે વાતથી ગભરાઈ જતા નહિ, અને શાંત ચિત્તે તે વાતનું તથ્ય જાણી, તેનો પ્રતિકાર કરતા. તેમણે પ્રથમ એક કાર્ય કર્યું. પોતે જે લગ્ન કર્યું છે તે લગ્ન જ્ઞાતિ ને શાસ્ત્રની મર્યાદાથી પ્રામાણિક છે, અને જ્ઞાતિની કન્યા સાથે કર્યું છે તેના દાખલા દલીલોનું એક પરિપત્ર છપાવી જ્ઞાતિમાં વહેંચાવ્યું.

સામાન્ય રીતે એવી શંકા થાય કે આવા નિર્મત્સર, ન્યાયી, ભગવદ્‌ભક્ત પંડિતજી માટે જ્ઞાતિમાંના કેટલાકને આવો જાતનો અગ્નિ વંટોળ ઉભો કરવાની શી જરૂર! આ શંકા સ્વાભાવિક છે. શરૂઆતમાં મુંબાઈના ગોસ્વામી બાળકો તરફથી પંડિતશ્રીને સારો ટેકો મળ્યો, અને પંડિતજીએ પણ પુષ્ટિમાર્ગ ઉપર થતા હલ્લાઓને પોતાની શક્તિ અનુસાર ખાળ્યા હતા. આ કાર્યમાં ગો૦ શ્રીજીવણલાલજી, શ્રીનૃસિંહલાલજી વગેરે મહારાજશ્રીઓની પંડિતજીને સહાય પણ સારી હતી. પણ પંડિતજીની આ સેવાને લીધે, ને મુંબાઈ તથા દેશ પરદેશમાં પંડિતજીના અગાધજ્ઞાન અને નિર્મળ ચારિત્ર્યના કારણે દરેક ધર્મપ્રેમી સજ્જનમાં તેમના માટે માન ઉત્પન્ન થયું, અને હવે આ સજ્જનો ધાર્મિક અને સામાજિક કાર્યોમાં તેમની સલાહ લીધી લેવા લાગ્યા —અને પંડિતજીની આંખે જોવા લાગ્યા. આમ થવાથી કેટલાકના મનમાં પંડિતજી માટે ઈર્ષ્યા ઉત્પન્ન થઈ. આમાં મુખ્યત્વે કેટલાક

ગોસ્વામી મહારાજો, થોડા સુધારકો અને થોડા આર્ય સમાજીસ્ટો હતા. પંડિતજી તો માન આપમાનથી પર હતા. તેઓ તો કોઈ પણ વ્યક્તિનું દિલ મન વચન અને કર્મથી દુભવતા નહિ. તેમ જ સૌ સાથે મીઠી વાણીથી વાત કરતા. છતાં માણસનું મન સ્વાભાવિક નિર્બળ છે, અને તે નિર્બળતાને કારણે કોઈની પણ અતિ ઉન્નતિ તે સહન કરી શકતો નથી. પંડિતજી પોતે આર્ય સમુદય વર્ષ બીજાના પ્રથમ અંકમાં (સં. ૧૯૩૫ના કાર્તિક અંકમાં) લખે છે કે "વળી આર્ય લોકોમાં હાલ આ ચાલ ચાલુજ છે કે જો કોઇપણ જનતરા જગતમાં સરો કહેવાય તો, પ્રથમ તો તેના વર્ગના જ લોકો તેની સામે શત્રુના વાપરે"

આ જ દરમિયાન સં. ૧૯૩૪માં પંડિતજીનું બીજું લગ્ન થયું, તેટલામાં ગો. શ્રીચીમનલાલજી મહારાજ ને ગો. શ્રીજીવણલાલજી મહારાજ વચ્ચે પક્ષ પડ્યા. આ પક્ષનું કારણ એ હતું કે કચ્છના તેમના એક સજાતીય ભટ્ટે અભક્ષ વસ્તુ વાપરેલી. અને શ્રીચીમનલાલજીએ તેને શુદ્ધિ કરી અપનાવ્યો. આમાં ગો. શ્રીજીવણલાલજીએ ભટ્ટજીની શુદ્ધિની પદ્ધતિમાં વાંધો લીધો આથી તે બન્ને વચ્ચે પક્ષ પડ્યા. આ પક્ષ પડ્યા પછી થોડા સમયમાં ગો. શ્રીજીવણલાલજી લીલાવશ થયા. પણ પડેલા પક્ષો ભેગા કરવા માટે શ્રાવણ વદિ ૨ સં. ૧૯૩૬માં કેટલાક ગોસ્વામીઓ અને ભટ્ટો મુંબઈમાં ભેગા થયા અને બન્ને પક્ષના માણસોને બોલાવ્યા. સભામાં પંડિતજી પોતાના પિતાજી ઘનશ્યામ ભટ્ટ સાથે પધાર્યા અને જણાવ્યું કે "શ્રી ચીમનલાલજી મહારાજના તડમાં અમારું સગપણ વધારે હોવા છતાં સત્ય ખાતર લીલાસ્થ જીવણજીના પક્ષમાં અમે છીએ, તેથી અમારે શોષવું પડે છે, માટે બન્ને પક્ષ ભેગા થવા તો સારું."

આ ઉપરથી ગોકુળથી આવેલા સજાતીય ભટ્ટોએ બન્ને પક્ષ વચ્ચે સમાધાન થાય માટે પ્રાયશ્ચિત્ત કરવા સૂચવ્યું. આ વાતનો ઇન્કાર શ્રીનાથદ્વારાના પાટવી યશોદ તિલકાયત શ્રીગિરધરજીએ કર્યો. આનો

પંડિતજીએ વિરોધ કર્યો આ ઉપરથી શ્રીગિરધરજી આવેશમાં આવી શ્રીજીવણજી મહારાજનું હલકું બોલ્યા તે વખતે પંડિતજીએ નમ્રતાથી એઓશ્રીને કહ્યું કે "જીવણજી મહારાજ જેવા આપણામા પરમ ગુરુ થોડા જ થશે અને હમે નથી ધારતા કે તેઓ (શ્રીજીવણજી) બીજા કોઈને ઈર્ષ્યા કરે પણ ખરૂ જોતાં તમે (ગિરધરજી) એક પક્ષ મૂકી બીજામાં ગયા, ત્યા તમારા ઉલટા વિચારની મદદ શ્રીજીવણજી મહારાજે ન કરી માટે તમો ઈર્ષ્યા જાણતા હશો પણ આ વલ્લભ કુલમાં ચંદ્રરૂપી જીવણજી અસ્ત થયાથી હાલ અંધકાર જોવામાં આવે છે, તેમણે આપણા માર્ગમાં જે સારી નામાંકિત સેવા બજાવી છે તેવી બીજા થોડા બજાવી શકશે. એવાની કીર્તિ પ્રત્યક્ષ સ્વમાર્ગીય તો શુ પણ અન્યમાર્ગીય પણ કરશે, તેવી બીજાની થશે નહિ" પંડિતજી આ બોલ્યા એટલે શ્રીગિરધરજી મહારાજ રિસાઈને ચાલ્યા ગયા અને સભા વિસર્જન થઈ.

આ સભાનુ પરિણામ એ આવ્યુ કે આ બન્ને પક્ષો વચ્ચે એક બીજાના દ્વેષનુ વાતાવરણ જામ્યુ આ વાત દરમિયાન પંડિતજીનું લગ્ન થયુ હતુ તે લગ્નને વ્યભિચારના રૂપમા ફેરવી નાખવા માટે સામા પક્ષે નિર્ણય કર્યો પણ પંડિતજી સમજુ હોવાથી તેમની સ્થિતિની ચોખવટ કરતો એક પત્ર છપાવી પ્રગટ કર્યો

આ પત્ર ઉપરથી આ વસ્તુ નક્કી કરવા શ્રીગોકુલ શ્રીમથુરા અને શ્રીનાથદ્વારાની તેમની જ્ઞાતિનુ પંચ ભેગુ થયુ. તે વખતે ગોપાલ ભટ્ટ નામના એક જ્ઞાતિજને પંડિતજીના લગ્ન અંગે શંકા ઉઠાવી ત્યારે પંડિતજીએ પોતાનો છપાવેલ પત્રિપત્ર રજુ કરી પોતાનુ લગ્ન પ્રામાણિક છે, એમ કહ્યુ આથી જ્ઞાતિના માણસોએ ગોપાલભટ્ટને પંડિતજી વિરુદ્ધ શંકા કરવા માટે પુરાવા આપવા કહ્યુ ગોપાલભટ્ટ પાસે પુરાવો કંઈ હતો નહિ. તે તો ગો૦ શ્રીચીમનલાલજી મહારાજ તરફથી ઉભો થયો હતો, એટલે તે કંઈ ઉત્તર આપી શક્યો નહિ. આથી જ્ઞાતિએ ગોપાલભટ્ટને શિક્ષા કરવા નિર્ણય કર્યો. આ અંગે

અનુમતિ તેને જ્ઞાતિ બહાર મૂકવાની હતી. પણ આ બાબત વિષે પંડિતજીનો વિચાર પૂછ્યો. પંડિતજી તો જાણતા હતા કે આ ગોપાલભટ્ટ બીજાની શિખવણીથી હોળીનું નાળિયેર થયો છે. એટલે તેમણે તેની કમઅક્કલ ઉપર દયા લાવી, જ્ઞાતિ સમક્ષ કહ્યું કે એણે મને આટલો સતાવ્યો. તે બાબતનો મને એના ઉપર કંઈ દ્વેષ નથી. માટે એના ઉપર દયા કરો. જ્ઞાતિજનો પંડિતજીની મહાનુભાવતા નિહાળી, સાનંદાશ્ચર્ય પામ્યા અને પંડિતજીની ઇચ્છા મુજબ ગોપાલભટ્ટનો સવા રૂપિયો દંડ લઈ તેનો ગુનો માફ કર્યો. અને પંડિતજી નિર્વિઘ્ને જ્ઞાતિવંટોળમાંથી પાર થયા.

હવે સુધારકો પંડિતજીના આ લગ્નને વૃદ્ધલગ્ન કહી પંડિતજી ઉપર તેમના પત્રોમાં કડક ટીકાઓ કરવા મંડયા. આમાં શ્રી. નર્મદાશંકર, કેટલાક સુધારકો ને પારસી પત્રકારો ભળ્યા. પંડિતજી જ્યારે આ કડક ટીકાઓ કોઇ પાસેથી સાંભળતા ત્યારે નવાઈ પામતા, ને કહેતા કે હું ચોત્રીસ વર્ષે પરણ્યો તે આ સુધારકોને મન ઘરડો!! છતાં તેઓ શાંત રહ્યા અને જાહેર પત્રોમાં કાંઈ ખુલાસો કર્યો નહિ. આવી ટીકાઓ કરવાનું કારણ ફક્ત એક જ હતું—તે હતું તેજોવધ. પંડિતજી સદાચારી અને સાક્ષર હતા, એટલે તેમના જીવન તથા સાહિત્યમાં ક્ષતિ નીકળવા સંભવ ન હતો, પણ આ લગ્ન પ્રસંગ એવો હતો કે જે અંગે પંડિતજી વિષે ચઢાતઢા બોલી શકાય. કવિશ્રી નર્મદાશંકર આ પ્રસંગ ઉપર કટાક્ષ કરતાં લખે છે કે "લાલાજી, કે જેને માટે મોનિયર વીલ્યમસ જેવા નામાંકિત નર અતિ ઘણાં વખાણ કરે છે તેણે પોતાનો ધર્મબોધ પોતાના શિષ્યવર્ગને ઠીક આપ્યો છે!" આવા આવા કટાક્ષો તો જુદા જુદા પત્રોમાં ઠીક ઠીક આવતા. કોઈ "ચાલીસ વર્ષના થઇ લગ્ન કર્યું" તો કોઈ "૪૫મા વર્ષે લગ્ન કર્યું" એમ પણ આક્ષેપ કરતા.

એવામાં પંડિતજીને કવિતા [illegible] વ્યાખ્યાન આપવા માટે જ્ઞાન પ્રસારક મંડળી તરફથી આમંત્ર[illegible]માં આવ્યું. એ આમંત્રણ

તેમણે સહર્ષ સ્વીકાર્યું. આ સભામાં સાહિત્યરસિકો સારા પ્રમાણમાં હાજર થયા હતા. લગભગ બધા સુધારક પત્રકારો પણ હાજર હતા. આ પ્રસંગનો લાભ લઈ પંડિતજીએ પોતાના ઉપર વૃદ્ધલગ્નનો આક્ષેપ શા માટે મૂકવામાં આવે છે તે વિષે ખુલાસો માગ્યો, અને પોતે બીજું લગ્ન ચોત્રીસમા વર્ષે કર્યું તેથી પરણનાર સ્ત્રીનો ભવ પોતે કેવી રીતે બગાડયો તે સમજાવવા માટે હાજર રહેલા ટીકાકારોને જણાવ્યું. તદુપરાંત પત્રદ્વારા સમાજસેવા કરનારાને અંગત દ્વેષના કીચડમાં પડતા અટકવાની સલાહ આપી. પંડિતજીનું કવિતા વિષેનું વ્યાખ્યાન તો ભવ્ય હતું, પણ તેમને પોતાના ઉપર થતા આક્ષેપોનો નિખાલસતાથી ઉત્તર આપતા દેખી ઘણાઓનાં મન પંડિતજી તરફ માનથી જોવા લાગ્યાં.

આ જ અરસામાં સં.૧૯૩૭માં વૈકુંઠવાસી સાક્ષર પત્રકાર શ્રીઈચ્છારામ સૂર્યરામ દેસાઈએ **ગુજરાતી** પત્ર પ્રકાશ કર્યું. શરૂઆતમાં આ પત્રમાં જાણીતા કવિશ્રી. નર્મદાશંકર તંત્રી તરીકે કામ કરતા. આ પત્રની નીતિ એ હતી કે આર્યધર્મનું સંરક્ષણ કરી, ધર્મમાં જે સ્વચ્છંદ અનાચાર તથા વહેમો ઘૂસી ગયા છે તે ઉપર કડક ટીકાઓ કરવી. કવિ નર્મદાશંકર શરૂઆતમાં આર્યધર્મ તથા વૈષ્ણવ ધર્મના કટ્ટા દુશ્મન હતા. તેમનું વલણ કેટલેક અંશે ખ્રિસ્તીધર્મ તથા બ્રહ્મસમાજ તરફ વળેલું હતું. પણ દયાનંદ સરસ્વતિ મુંબાઈમાં આવ્યા ત્યારે ધર્મકલહ ઉભો થયો અને તે અંગે અનેક ચર્ચાઓ જાહેરપત્રોમાં આવવા માંડી હતી. આ ચર્ચામાં પંડિત ગટ્ટુલાલજીનો મોટો હિસ્સો હતો. શરૂઆતમાં કવિશ્રી સ્વામીજીની તરફેણમાં રહ્યા. પણ ચર્ચા દરમિયાન જેમ જેમ તેમનો ધર્મ સંબંધી અભ્યાસ વધુ થવા માંડ્યો તેમ તેમ તેમના વિચારો બદલાવા માંડ્યા હતા. તેમના હૃદયમાં પંડિતજીના જ્ઞાન અને નીતિમય જીવન માટે પ્રેમબીજ વવાયું હતું, છતાં તેમણે વૈષ્ણવ મહારાજો અને વલ્લભસંપ્રદાયને જડમૂળથી ઉખેડી નાખવા માટે મહેમ

# વિદેશી સજ્જનોનો મેલાપ.

પંડિતજીના શાસ્ત્રીય જ્ઞાન કરતાં શતાવધાનની શક્તિની કીર્તિ ભારતવર્ષમાં તો ફેલાએલી હતી, તેવી જ રીતે યુરોપ અમેરિકાનાં સુજ્ઞ પુરુષો પણ પંડિતજીની આ અસાધારણ શક્તિ વિષે સાંભળી આશ્ચર્યમાં ગરકાવ થતા. આ વિષે અનેક પરદેશી મહાનુભાવો તેમને મળેલા. તેઓ પંડિતજીને પ્રત્યક્ષ જોતાં તેમની માનવતા સદાચારણ અસાધારણ સ્મરણશક્તિ, શાસ્ત્રીય જ્ઞાન અને વ્યાખ્યાનશક્તિ સાથે શતાવધાનના પ્રયોગો જોઇ તેમની શક્તિથી દિગ્મૂઢ થઇ જતા. સર મોનિયર વીલીયમ્સ સંસ્કૃત ભાષાના મોટા વિદ્વાન હતા. તેમણે સંસ્કૃત સાહિત્ય ઉપર અનેક ગ્રંથો લખ્યા છે, વળી સરકારે તેમને "કંપેનિયન ઓફ ધી આર્ટ"નો ખિતાબ આપ્યો છે તે સદ્‌ગૃહસ્થ પંડિતજી પાસે ઘણીક વખત આવતા અને પંડિતજીને જર્મની પધારવા અત્યંત આગ્રહ કરતા. અને પંડિતજી પાસેથી એવું વચન મેળવ્યું હતું કે "જ્યારે હું જર્મની આવીશ ત્યારે તમારા મકાનમાં મારો ઉતારો રાખીશ." જો કે પંડિતજીએ હિંદુસ્તાનમાં ઘણે જ ઠેકાણે પ્રવાસ કર્યો છે, પણ તેઓ સમુદ્રયાન કરવામાં ધર્મનો બાધ સંપૂર્ણ માનતા. આથી તેઓ હિંદ બહાર જવા માગતા નહતા. ખરેખર પંડિતજી હિંદ બહાર ગયા હોત તો આજે એમને માટે આપણા કરતાં પશ્ચિમના વિદ્વાનો બહુ સંભારતા હોત હિંદુસ્તાનમાં આવીને પણ કેટલાક પરદેશી સંસ્કૃતાભિલાષી વિદ્વાનો પંડિતજીને ફરી યુરોપ પધારવા આગ્રહ કરતા, પણ આવી જાતની મુસાફરી તેમના આદર્શોની વિરુદ્ધ હતી, નહિતર ક્રિશ્ચિયનીઓના કરતાં પણ એમણે હિંદુ ધર્મ, શાસ્ત્રો અને સંસ્કૃત માટે ઘણું કર્યું છે.

એક વખતે સર મોનિયર વિલિયમ સાથે કેટલાક જર્મન

સ્ત્રીપુરુષો જે સંસ્કૃત ભાષામાં રસ ધરાવતા હતા તેઓ પંડિતજીના મંદિરે પધાર્યા અને પંડિતજીના દર્શનની અભિલાષા બતાવી. આ વખતે રા. જ્યેષ્ઠારામ મુકુંદજી વગેરે પંડિતજીના શિષ્યો ત્યાં હતા. તેમણે તે બધાને માન પુરઃસર આસન આપી બેસાડ્યા. એટલામાં પંડિતજી પોતાનાં નિત્ય નિયમ સેવા વગેરે કાર્ય પતાવી ત્યાં આવ્યા. તે વખતે એક રસિક જર્મન સ્ત્રી સંસ્કૃતમાં બોલી ઉઠી કે—

मक्षिकापादघातेन कम्पितं भुवनत्रयम् ।

માંખના પગ વાગવાથી ત્રણ ભુવન–સ્વર્ગ, પૃથ્વી ને પાતાલ કમ્પ્યાં છે, એમ વક્ર વાક્ય બોલી. જેનો ઉત્તર પંડિતજીએ આપ્યો.

कृष्णस्य पिबतः पात्रे वदनात्प्रतिबिम्बतः ॥

આમ પાદપૂર્તિ કરતાં કહ્યું કે ભગવાન કૃષ્ણ પ્યાલામાં પાણી પીતા હતા, તે વખતે ભગવાનનું મુખ જેમાં ત્રણ ભુવન રહેલાં છે તેનું પ્રતિબિંબ તે પ્યાલાના પાણીમાં પડ્યું. આ વખતે એક માખે આવીને પ્યાલામાંના પાણીને પગ અડકાડ્યો, આથી પ્યાલાનું પાણી હાલ્યું. એટલે ભગવાનના મુખમાંના ત્રણ ભુવનનું પ્રતિબિંબ જે પીવાના પ્યાલાના પાણીમાં પડ્યું હતું તે હાલ્યું. આમ એક અર્ધા શ્લોકનો અધૂરો અર્થ બીજા અર્ધા શ્લોકથી પંડિતજીએ મેળવી આપ્યો. આ ઉત્તર સાંભળતાં તે બધા ખુશ થઇ ગયા ને પંડિતજીના હાજર જવાબની પ્રશંસા કરવા લાગ્યા.

બીજા પ્રશંસક સર વિલિયમ વેડરબર્ન હતા. તેઓ મુંબાઇ હાઇ કોર્ટના લોકપ્રિય પ્રતિભાવંત જડ્જ હતા. તેમના પ્રમુખપદે પંડિતજીએ ફરામજી કાવસજી ઇન્સ્ટીટ્યુટમાં જ્ઞાન વર્ધક સભાના આશ્રય નીચે શતાવધાનના પ્રયોગ કર્યા હતા. તેઓ પંડિતજીની શતાવધાનની અદ્ભુત શક્તિ દેખી ખુશખુશ થઈ ગયા હતા.

આ સર વિલયમ વેડરબર્ન લોકપ્રિય જડ્જ હતા, અને મુંબાઇની પ્રજામાં તેમનું મોટું માન હતું. જ્યારે તેઓ પોતાના હોદ્દા

ઉપરથી છૂટા થયા ત્યારે મુંબાઈની પ્રજાએ તેમને ભારે માન આપ્યું હતું. આ માન આપવામાં પંડિતજીએ મુખ્ય ભાગ લીધો હતો. અને સંસ્કૃતમાં આશીર્વાદાત્મક શ્લોકોથી આ ભલા અધિકારીને પ્રસન્ન કર્યા હતા આ વિષે પંડિતજીએ લીધેલા શ્રમનો હેવાલ તે વખતના અંગ્રેજી પત્રોમાં આવેલો, તેમાં પંડિતજીના જાહેર કામોમાં ઉત્સાહની બહુ પ્રશંસા કરી હતી અને તેમની હિંદુ ધર્મની ભક્તિની પ્રશંસા કરી હતી.

આવી રીતે પ્રો. મોનકાફ, પ્રો. પીટરસન, સર એડવીન આરનેલ, સર રીચર્ડ ટેમ્પલ વગેરે અનેક યુરોપીયન વિદ્વાનો તેમને મળેલા અને તેમની અસાધારણ શક્તિની પ્રશંસા તે વખતના સમાચિકોમાં કરતા વળી ઇંગ્લીશમેન, સ્ટેટસમેન વગેરે અંગ્રેજી પેપરો પણ પંડિતજીના પુષ્કળ વખાણ કરતા. કમભાગ્યે તે વાતને આજે લગભગ ત્રણ વીશી થવા આવી પણ તે દરમિયાન પંડિતજીનું સ્મરણ સાચવવા માટે કોઈએ પ્રયત્ન કર્યો નથી. અરે! તેમના મૂળ લખાણો સાચવવા જેટલી પણ દરકાર કોઈ પણ તેમના શિષ્યે વૈષ્ણવે કે સંસ્થાએ લીધી નથી. સાચું કહીએ તો આ સંપ્રદાયમાં એક મોટી ખામી એ છે કે તેના પુણ્યશ્લોક પુરુષોની પુણ્ય યાદ કાયમ રાખવા માટે સ્મારક કરવા શરૂઆતમાં સહેજ ઉત્સાહ બતાવી પછી તરત જ તે વાતને વિસારી મૂકવામાં આવે છે. આ વાત જેટલી વૈષ્ણવોને લાગુ પડે છે તેટલી - આ સંપ્રદાયના ગોસ્વામી બાળકો માટે પણ સાચી છે. છેલ્લા દાયકામાં અક્કલવર દયારામભાઈ, કવિ ગિરધર, ગો. શ્રીજીવણલાલજી મહારાજ, શ્રી ગટ્ટુલાલજી, છગનલાલ શાસ્ત્રી, મુગટચંદ્ર તેલીવાલા, ગો. શ્રી ગોકુળનાથજી વગેરેની સંપ્રદાય માટે અદ્ભુત સેવા છતાં તેમના સ્મારક માટે કોઈ પણ વૈષ્ણવે કે ગોસ્વામી બાળકે સ્તુત્ય પ્રયત્ન કીધો નથી; સંપ્રદાયમાં જીવંત રસ લેનાર માટે આ એક લજ્જાનો વિષય છે.

## ગો. શ્રી. દેવકીનંદનાચાર્યજી.

ગો. શ્રી દેવકીનંદનાચાર્યજી સં. ૧૯૪૦માં મુંબઈ પધાર્યા, તે વખત પૂર્વે કેટલાક વર્ષોથી પંડિતજીને અન્ય ગોસ્વામી બાળકોનો સહારો મળતો બંધ થઈ ગયો હતો મુંબાઈમાં મુખ્યત્વે તે વખતે ગો. શ્રીજીવણલાલજી, શ્રીનૃસિંહલાલજી, શ્રીચીમનલાલજી વિગેરે આગેવન મહારાજો હતા. તેમા ગો. શ્રીજીવણલાલજીનો સહારો પોતે વિદ્યમાન હતા ત્યાંસુધી પંડિતજીને મળ્યો, પણ સં. ૧૯૩૬માં એઓશ્રી લીલાવશ થયા ત્યારે પંડિતજી એકલા પડી ગયા ગો૦ શ્રીનૃસિંહલાલજીએ સં ૧૯૩૦માં આર્યસુધર્મોદય સભા સ્થાપવામાં પંડિતજીને સાથ આપેલો ને એક વખત સભામાં આવેલા, પણ ત્યારબાદ તેમને પંડિતજી સાથે સંપ્રદાય વિષે વિચાર ભિન્નતા થઈ. આના પરિણામે મહારાજશ્રીએ સુબોધનીસભા સં. ૧૯૩૫માં સ્થાપી, ને તેમા છગનલાલ અમરજી શાસ્ત્રી નામના એક વિદ્વાન પ્રશ્નોના નાગરને શાસ્ત્રી તરીકે નીમ્યા, આમ પંડિતજીથી જુદા પડી વિચાર ભિન્નતાથી એક વસ્તુના નિર્ણયમાં બે મત થવા માંડ્યા. આથી એક બીજા વચ્ચે પરસ્પર વિરોધી જીવનમાં મુકાયા જેવું થઈ ગયું ગો. શ્રીચીમનલાલજી તથા શ્રીનાથદ્વારાના પદભ્રષ્ટ ગો. શ્રીગિરધરજી પોતાના પંચના પક્ષીય વિભાગને લીધે પંડિતજીથી જુદા પડ્યા. આમ મુખ્યમુખ્ય ગોસ્વામી બાળકોથી પંડિતજી ઉપેક્ષા પામવા લાગ્યા. આ વસ્તુથી પંડિતજીને કોઈ સમય દુ:ખ થતું, પણ આ વખતે તેમના પિતાજી ધનસ્યામભટ્ટની હયાતીથી, આ દુ:ખ તેમને બહુ મુંઝવતું નહિ.

જ્યારે મુંબાઈ બહાર વિદ્યમાન ગોસ્વામી આચાર્યોમાં (૧) ગો૦ શ્રીગોવર્ધનલાલજી તિલકાયત શ્રી નાથદ્વારા, તથા (૨) ગો. શ્રીબાલકૃષ્ણલાલજી તિલકાયત શ્રીકાંકરોલી આ બન્ને આચાર્યોને

પંડિતશ્રી માટે અનહદ પૂજ્યભાવ હતો. ને તેમને પોતાના ગુરુ તરીકે ગણતા હતા. જો કે જે સ્થાન ઉપર એઓશ્રી વિરાજતા હતા, તે સ્થાન ઘણું મોટું ને મોભાદાર હતું, વળી તેઓ બન્ને તે વખતે ઓગણીસ અને એકવીશ વર્ષના યુવાન આચાર્યો હતા તથા તેઓનો વસવાટ મુંબાઈ ન હતો. એટલામાં સં. ૧૯૪૦માં મુંબાઇમાં ગો શ્રી દેવકીનંદનાચાર્યજી પધાર્યા. આ મહારાજશ્રી બહુ વિચક્ષણ અને સુધારક વૃત્તિના હતા. તેઓ વૈષ્ણવ ધર્મના પ્રચારમાં ઉત્કટ રસ લેતા. તેમની નીતિરીતિ બીજા મહારાજો કરતાં જુદી તરી આવતી હતી. તેઓ ખુરસી કે કોચ ઉપર ન બેસતાં, સિંહાસન ઉપર બેસતા, સૌને ચરણ સ્પર્શ કરવાની મના કરતા પણ પોતાની પાદુકાનો સ્પર્શ કરવા દેતા. તેમની આગળ નેકી સંસ્કૃતમાં પોકારાતી, આખો દિવસ ધર્મચર્ચા તેમની આગળ ચાલ્યા કરતી. તેમના ત્યાં ખાસ પડદાનો રિવાજ ન હતો, આ મહારાજશ્રીની પ્રકૃતિ જુદા પ્રકારની હતી. તેમાં તેમના પિતાશ્રી ગોવિન્દપ્રભુની ખાસ આજ્ઞા હતી કે "શ્રી ગટ્ટુલાલજી જેમનું જ્ઞાન આપણા સંપ્રદાય માત્રનું જ નથી પરંતુ આપણા મહાન આર્યધર્મનું રહસ્ય જેટલું તેઓ જાણે છે તેટલુ બીજો કોઈ જાણતો હોય એમ મારા જાણવામાં નથી, માટે તેમની પાસેથી સત્યધર્મ અવશ્ય સમજી લે જે, તેમના હૃદયમાં શ્રીમદાચાર્યજીનો (શ્રી વલ્લભાચાર્ય મહાપ્રભુજીનો) અંશ બિરાજે છે"

આ વાતથી તેમના હૃદયમાં પંડિતજી માટે અનહદ માન હતું. મહારાજશ્રી આચાર્ય તરીકે પ્રથમ સં. ૧૯૪૧ના વૈશાખ સુદિ ૧૫ને રવિવારે મુંબાઇમાં પધાર્યા, તે વખતે જુદીજુદી કોમના પાંચસો વૈષ્ણવો તેમને તેડવા બોરીબંદર સ્ટેશન પર ગયા હતા. આપશ્રીએ મુંબાઇમાં પધારી ચંદાવાડીમાં ઉતારો રાખ્યો હતો.

શરૂઆતમાં શાસ્ત્રી વાસુદેવાચાર્ય પાસે સંસ્કૃતમાં મહારાજશ્રી વ્યાખ્યાન કરાવતા ને તેની ગુજરાતીમાં સમજ પંડિતજીના શિષ્ય

શામજી વાલજી શાસ્ત્રી આપતા. આ વખતે કોઈ શંકા પૂછતું તેને ઉત્તર મહારાજશ્રી શાસ્ત્રની રીતે મીઠાશથી આપતા. આમ યથાર્થ અનેક સુધારાવાળા તથા ભણેલા મહારાજશ્રીના શિષ્ય બન્યા.

મહારાજશ્રીની આવી ઉદાર નીતિથી આર્ય સુધર્મોદય સભાના કારોબારી સભ્યોને મહારાજશ્રીને સભામાં પધરાવવાની ઇચ્છા થઈ. પણ સામાન્ય રીતે બીજા મહારાજો આ સંસ્થાથી દૂર રહેતા હોવાથી આ મહારાજશ્રી પણ પધારશે કે કેમ એવી શંકા ઉદ્ભવી આ સંકલ્પ વિકલ્પની વાત એક વૈષ્ણવે મહારાજશ્રીને આપી. આથી મહારાજ શ્રીએ તે જ વૈષ્ણવને કહ્યું કે "સ્વધર્મના રક્ષણ માટે આર્ય ધર્મના સ્થંભરૂપ પંડિતવર્ય ગટ્ટુલાલજીના આશ્રય તળે આ સભા ચાલે છે ને આર્યધર્મનો ઉપદેશ તેમાં અપાય છે, ત્યારે તેવી સભામાં અમ લોકોએ (ધર્મ ગુરુઓએ) શા માટે ન જવું જોઇએ ! અરે, અમારા લોકોની કેવી ઉંધી સમજ છે કે જે કામમાં, તન, મન, અને ધનથી મદદ કરવી જોઇએ એવા ધર્મવૃદ્ધિ થવાનાં સાધનને તોડી પાડવાને પ્રયત્ન કરે છે !" આટલું કહી મહારાજશ્રીએ તે વૈષ્ણવને જણાવ્યું કે એ સભા જે દિવસે ભરવાની હોય તે દિવસે મને જાણ કરવી, એટલે હું સભામાં જરૂર આવીશ. સભાવાળા મને આમંત્રણ નહિ કરે તોપણ, એક સાધારણ મનુષ્ય તરીકે, એવી ધર્મસભામાં આવવાની તો કોઇ હરકત નહિ હે'!

આ વાત સભાના આગેવાનો શેઠ ત્રિભોવનદાસ વગેરેના કાને આવી, તેથી સં. ૧૯૪૧ના વૈશાખ વદિ ૧૧ની પ્રથમ સભા માં મહારાજશ્રીને નિમંત્રણ આપ્યું. આથી મહારાજશ્રી પધાર્યા. આ વખતે સભા વૈષ્ણવોથી ચિકાર ભરાઇ ગઈ હતી. તે વખતે શાસ્ત્રીજી શ્યામજીભાઇએ હરિભક્તિ ઉપર વ્યાખ્યાન આપ્યું ને મહારાજશ્રીએ પણ તે વિષયમાં પોતાના વિચાર જણાવ્યા.

ત્યારપછી તો મહારાજશ્રી દર વખતે સભાના દિવસે પધારતા ને જરૂર પડે વ્યાખ્યાન આપતા. હવે મહારાજશ્રીને બીજી સંસ્થાએ

તરફથી આમંત્રણ મળવા માંડ્યું. તે વખતે આર્યજ્ઞાનવર્ધક નામની સભા હતી, તેમાં પંડિતજીનું ધર્મના ત્યાગાત્યાગ વિચાર ઉપર વ્યાખ્યાન રાખવામાં આવ્યું હતું. આ સભા અધિક જેઠ સુદિ ૯ને શુક્રવારે સર મગનદાસ નથુભાઈના મંગલ બાગમાં રાખવામાં આવી હતી. આ વખતે દિવાનખાનું શ્રોતાઓથી ખીચોખીચ ભરાઈ ગયું હતું. આ વખતનું પંડિતશ્રીનું વ્યાખ્યાન ગહન હતું. તેમણે આ વ્યાખ્યાનમાં શ્રુતિ સ્મૃતિ અને ભગવદ્‌ગીતાના વચનો તથા અનેક દૃષ્ટાંતોથી પોતાના વિચાર એવી સરસ રીતે દર્શાવ્યા હતા કે શ્રોતાઓના મન પર તેની સરસ છાપ પડી હતી.

ધર્મના ત્યાગાત્યાગ વિચાર વિષેનું તેમનું ભાષણ પુરૂં થયા બાદ જુદી જુદી તેર ભાષાઓના વાક્યો, વ્યુત્ક્રમથી કહેલા છુટા છુટા શબ્દો, તથા ઘટડીના ટકોરા આદિ શતાવધાનના ચમત્કારી પ્રયોગો તેમ જ ગતાનુગતિકા, એક ચરણ અને ત્રિચરણ સમસ્યાપૂર્તિની માગેલા છંદ રસ અને અલંકારમાં સંસ્કૃત શીઘ્ર કવિતા વગેરેના પંડિતશ્રીએ પ્રયોગો બતાવ્યા હતા. આ જોઇ સભામાં હાજર સર્વ—શ્રીમદ્ દેવકીનંદનાચાર્યજી સુદ્ધાં—છક્ક થઇ ગયા અને એક બીજા સાથે પંડિતજીની અલૌકિક શક્તિની પ્રશંસા કરવા લાગ્યા. છેવટે એક સદ્‌ગૃહસ્થે એક વિચિત્ર લીટી શાર્દૂલવિક્રીડિત છંદમાં પંડિતજી પાસે મૂકી, તે લીટી નીચે લખી છે.

> અંબાડી ઉંટને સીંગડે જન જુઓ રાજે રવિ રાતમાં.

અર્થ—ઉંટને વળી સીંગડાં હોય! અને તે ઉપર અંબાડી માણસો જુએ! તથા રાતમાં સૂર્ય પ્રકાશે!

આવી વિચિત્ર લીટીની પંડિતજીએ પોતાની પુણ્યતમ સરસ્વતીના બલે બહુ સુંદર રીતે પાદપૂર્તિ કરી.

> નીચા જે થવનો ભણ્યો ગુણ ગણી તત્ત્વો લહે વેદના,
> તેથી ચિત્ત ચળે, ચમત્કૃતિ ચઢે, મારી ઘણી વેદના;

આચાર્યો બહુ ધર્મ કર્મ કરવા, આવ્યા અહીં પાંતમાં,
અંબાડી ઉંટ સીંગડે જન જુએ, ગજે ગ્રવિ રાતમાં.

ભાવાર્થ—જેમણે વેદાદિ શાસ્ત્રો કોઇ દિવસ દીઠાં નથી એવા નીચ યવનો તત્ત્વો જાણીને ગુણનો સમૂહ મેળવે છે, અને વેદના તત્ત્વો સ્વીકારે છે, આ જોવાથી મારૂં ચિત્ત ચળે છે (કેમકે બ્રાહ્મણો જેમને વેદશાસ્ત્ર જાણવાની ખાસ આજ્ઞા છે તે જાણતા નથી) અને ચમત્કાર થયો એમ લાગે છે. તેથી ઘણું દુઃખ થાય છે. આ સભામાં વિદ્વાનોની પંક્તિમાં આચાર્યો બહુ ધર્મ કાર્ય કરવા આવ્યા છે, તે બધુ જેમ ઉંટને શિંગડાં ન હોય (જેમ યવનો ખરી રીતે વેદનાં તત્ત્વો સ્વીકારે નહિ છતાં પણ તે લોકો વેદનાં તત્ત્વો સ્વીકારે છે), છતાં શિંગડાં હોય તેમ લાગે છે, ને તે શિંગડાં ઉપર અંબાડી મૂકી છે તેમ ભાસે છે (કારણ કે અંબાડી હાથી ઉપર હોવી જોઇએ, પણ હાથીરૂપી બ્રાહ્મણો કે જેમના મુખમાં વેદ બિરાજવો જોઇએ, તે ન બિરાજતાં યવનોના મુખમાં બિરાજે છે તે ઉંટના શિંગડા ઉપર અંબાડી જેવું લાગે છે) એવી રીતે આચાર્યો હાલ જે આળસુ અને ધર્મ કાર્યથી વિમુખ થઇ ગયા છે તે બધા અહીં ધર્મ કાર્ય કરવા એક પંક્તિમાં આવી બેઠા છે. તે જાણે રાતે સૂરજ ન પ્રકાશતો હોય એમ લાગે છે

ત્યાર બાદ જેઠ સુદિ ૧૧ તા ૨૪ જુને ના રોજ વૈદિકધર્મની આવશ્યકતા ઉપર આર્યસુધર્મોદય સભામાં મહારાજશ્રીનું વ્યાખ્યાન થયું, તેમાં હજારો માણસો હાજર હતા. હવે દરેકને મહારાજશ્રી અને પંડિતજીમાં રસ પડવા માંડ્યો. બીજા જેઠ સુદિ બીજ રવિવારે શ્રીગટુલાલજીએ જગતની બ્રહ્મરૂપતા ઉપર મહારાજશ્રીના પ્રમુખપદે વ્યાખ્યાન આપ્યું. ત્યારબાદ જેઠ સુદિ છઠના દિવસે મહારાજશ્રી સંસ્કારાદિ ધર્મો ઉપર વ્યાખ્યાન આપવાના હતા. પણ તેમની તબિયત બરાબર ન હોવાથી આપશ્રીએ સભામાં પધારી એક ટૂંકું ભાષણ આપ્યું. ત્યારબાદ પંડિતશ્રીએ સંસ્કારાદિ ધર્મો વિષે યથાર્થ વ્યાખ્યાન આપ્યું.

શરૂઆતમાં મંગલાચરણ કરી શ્રીભાગવતજીનો પ્રથમ શ્લોક મધુર સ્વરે ગાઈ, તેનો ભાવાર્થ સહેલી ભાષામાં સમજાવી, પંડિતજી કહેવા લાગ્યા કે હું ઉંચા હાથ કરીને વારંવાર પોકારૂં છું પણ મારૂં સાંભળે છે કોણ! એ પ્રમાણે વ્યાસજીએ કાશીના લોકો પ્રત્યે કહ્યાની જે ઐતિહાસિક કથા આચાર્યચરણે (શ્રીદેવકીનંદનાચાર્યજીએ) શ્રવણ કરાવી, તેનું તાત્પર્ય એ જ કે ધર્માચરણ કરવાને વારંવાર ઉપદેશ કરવામાં આવે છે પરંતુ લોકો બરાબર ધર્માચરણ કરતા નથી. એ ફરિયાદ આજ નવી નથી, હા, હાલ એ ફરિયાદનું વિશેષ કારણ છે ખરૂં. સુખનું કારણ ધર્માચરણ છે. એ વાત તો નિઃસંદેહ છે. કેટલાક એમ સમજે છે કે ઉદ્યોગથી દ્રવ્ય અને દ્રવ્યથી સુખ મળે છે. પરતુ એકલા ઉદ્યોગથી દ્રવ્યપ્રાપ્તિ થતી નથી. તેમ એકલા દ્રવ્યથી સુખ પણ થતું નથી. જો ઉદ્યોગથી જ દ્રવ્યપ્રાપ્તિ થતી હોય તો બિચારા મજૂરો ઘણો જ ઉદ્યોગ કરે છે, પણ તેમને તેટલો દ્રવ્યલાભ કેમ નથી થતો? અને ઘણા ધનવંતો અનેક પ્રકારનાં દુઃખનો પોકાર કેમ કરે છે?

સૌ કોઈ સુખની ઇચ્છા તો રાખે જ છે. ત્યારે સર્વને સરખું સુખ કેમ નથી મળતું! અને સર્વ કોઈ દ્રવ્ય પાત્ર હોતા નથી તેનું કારણ પણ શું! હું કહું છું કે સર્વ સુખનું કારણ ધર્મ છે–પછી તે ધર્મ હમણાનો વા જન્માન્તરનો. કેવલ ઉદ્યોગથી જ સુખ મળતું હોય તો એક ગરીબ મનુષ્યને ત્યાં છોકરો જન્મ્યો હોય, તેને તે જ વખતે રાજમહેલમાં ઉપાડી જઇ રાજાની રાણીને હવાલે કરવામાં આવે છે. અને તે રાણી તેને પોતાનો જ પુત્ર માની લે છે. ને ભાગ્યથી તે જ છોકરાને રાજપાટ મળે છે. તેનું કેમ! આવા દાખલા અદ્યાપિ રજવાડામાં બને છે, ત્યારે આ બાળકે જન્મતાં વેંત એવો શો ઉદ્યોગ કર્યો કે તેને રાજ્ય પ્રાપ્ત થાય। આ તેના પૂર્વ જન્મના ધર્મનો પ્રતાપ નહિ તો બીજું શું!

ત્યારે શું ઉદ્યોગ અને તેનું પરિણામ દ્રવ્ય એ સુખનું કારણ

નથી ! ના, ઉદ્યોગ સુખનું અવાન્તર એટલે સાધન રૂપ કારણ તો ખરૂં-જેમ કડછી રસોઈ કરવામાં છે તે પ્રમાણે. આ દષ્ટાંતમાં રસોઈનો પદાર્થ જેમ મુખ્ય અને કડછી તેનું સાધનરૂપ કારણ છે. તેમ કડછીને ઠેકાણે ઉદ્યોગ અને રસોઈના પદાર્થના ઠેકાણે ધર્મ જાણવો. અને કડછીનો દાંડો પકડીને રાંધવાના પદાર્થને હલાવનાર, તેમ ધર્માચરણ કરીને સુખ મેળવનાર પુરુષ સમજવો.

મજકુર ઐતિહાસિક વાતમાં કાશીના લોકોએ વ્યાસજીને અભિમુખ કરી તેમનો સત્કાર કર્યો અને કહ્યું, આપના આવ્યાથી મોટું સુખ થશે. તેનો ઉત્તર વ્યાસજીએ "માત્ર મારા આવવાથી તમને કેમ કરી સુખ થવાનું છે? તમે પોતે જ જો ધર્માચરણ કરશો તો આપોઆપ તમને સુખ મળશે" વગેરે જે આપ્યો તે ઠીક જ આપ્યો. મહાપુરુષના આગમનથી બેશક સુખ થાય છે. પરંતુ તેઓ મોટેથી તેમ કહેતા નથી. તેઓ એમ જ સમજે છે કે લોકો સન્માર્ગથી પ્રવર્તે તો પોતાની મેળે સુખી થાય મહાન પુરુષના આવવાથી પણ જો સુખ પ્રાપ્ત થતું હોય તો તે ધર્મદ્વારા જ. વાસ્તે સુખનું મુખ્ય કારણ તો ધર્મ જ છે. મહાત્માના આવ્યા વિના પણ લોકો ધર્મનું સેવન કરે તો તેનું રૂડું ફળ મળે જ મળે.

આજનો વિષય "સરકારાદિ ધર્મ"નો હોવાથી પ્રથમ જ ધર્મનું લક્ષણ જે પૂર્વમીમાંસામાં કહ્યું છે, તે ભાષણકર્તા આચાર્યજીએ જણાવ્યું છે. તે પૂર્વ મીમાંસાના બાર અધ્યાય છે તેના પહેલા અધ્યાયમાં ધર્મનું લક્ષણ જણાવતાં કહેલું છે કે, વિધિ તથા લક્ષણ છે પ્રમાણ જેનું તે ધર્મ. એ વિષે લિંગ લોટ વગેરે જે કહ્યું હતું તે વ્યાકરણને લગતી બાબત છે, જે સર્વને સહેલાઈથી સમજાય તેવી નથી. વિધિ એટલે પ્રેરણા વેદ આમ બતાવે છે કે પ્રતિદિન સંધ્યા કરવી, બ્રાહ્મણને તરછોડવો નહિ. એ વગેરે વાક્યેથી પ્રેરણાનો અર્થ સમજાય છે. વેદે જે બાબતની પ્રેરણા કરી છે તે ધર્મ અને જેના અભાવની પ્રેરણા કરી છે તે અધર્મ: જે વિષે વેદ પ્રણિહિતો ધર્મો-

શરૂઆતમાં મંગલાચરણ કરી શ્રીભાગવતજીનો પ્રથમ શ્લોક મધુર સ્વરે ગાઈ, તેનો ભાવાર્થ સહેલી ભાષામાં સમજાવી, પંડિતજી કહેવા લાગ્યા કે હું ઉંચા હાથ કરીને વારંવાર પોકારું છું પણ મારું સાંભળે છે કોણ! એ પ્રમાણે વ્યાસજીએ કાશીના લોકો પ્રત્યે કહ્યાની જે ઐતિહાસિક કથા આચાર્યચરણે (શ્રીદેવકીનંદનાચાર્યજીએ) શ્રવણ કરાવી, તેનું તાત્પર્ય એ જ કે ધર્માચરણ કરવાને વારંવાર ઉપદેશ કરવામાં આવે છે. પરંતુ લોકો બરાબર ધર્માચરણ કરતા નથી. એ ફરિયાદ આજ નવી નથી, હા, હાલ એ ફરિયાદનું વિશેષ કારણ છે ખરૂં. સુખનું કારણ ધર્માચરણ છે. એ વાત તો નિઃસદેહ છે. કેટલાક એમ સમજે છે કે ઉદ્યોગથી દ્રવ્ય અને દ્રવ્યથી સુખ મળે છે, પરંતુ એકલા ઉદ્યોગથી દ્રવ્યપ્રાપ્તિ થતી નથી. તેમ એકલા દ્રવ્યથી સુખ પણ થતું નથી. જો ઉદ્યોગથી જ દ્રવ્યપ્રાપ્તિ થતી હોય તો બિચારા મજૂરો ઘણો જ ઉદ્યોગ કરે છે, પણ તેમને તેટલો દ્રવ્યલાભ કેમ નથી થતો? અને ઘણા ધનવંતો અનેક પ્રકારનાં દુઃખનો પોકાર કેમ કરે છે?

સૌ કોઈ સુખની ઇચ્છા તો રાખે જ છે. ત્યારે સર્વને સરખું સુખ કેમ નથી મળતું! અને સર્વ કોઈ દ્રવ્ય પાત્ર હોતા નથી તેનું કારણ પણ શું! હું કહું છું કે સર્વ સુખનું કારણ ધર્મ છે-પછી તે ધર્મ હમણાનો વા જન્માન્તરનો. કેવલ ઉદ્યોગથી જ સુખ મળતું હોય તો એક ગરીબ મનુષ્યને ત્યાં છોકરો જન્મ્યો હોય, તેને તે જ વખતે રાજમહેલમાં ઉપાડી જઈ રાજાની રાણીને હવાલે કરવામાં આવે છે. અને તે રાણી તેને પોતાનો જ પુત્ર માની લે છે. ને પાછળથી તે જ છોકરાને રાજપાટ મળે છે. તેનું કેમ! આવા દાખલા અદ્યાપિ રજવાડામાં બને છે, ત્યારે આ બાળકે જન્મતાં વેંત એવો શો ઉદ્યોગ કર્યો કે તેને રાજ્ય પ્રાપ્ત થાય! આ તેના પૂર્વ જન્મના ધર્મનો પ્રતાપ નહિ તો બીજું શું!

ત્યારે શું ઉદ્યોગ અને તેનું પરિણામ દ્રવ્ય એ સુખનું કારણ

આપણાથી જુદી જાતના છે અને તેમાં પણ અમુક દખણી અને અમુક ટોપીવાળો ? ત્યારે મનુષ્યમાં અવાંતર જા ઓળખાતી નથી એમ તો કહેવાય જ કેમ ? આકૃતિ અને ચામડી રંગ ઉપરથી જે રીતે જુદા જુદા દેશના મનુષ્યોમાં અવાતર ભેદો તે પારખી શકીએ તો બ્રાહ્મણ ક્ષત્રી વૈશ્ય વગેરે જાતિ વિષે પ તે જ પ્રમાણે કેમ ન સંભવે ? ત્યારે કોઈ કહેશે કે હાલ કેમ પ્રમાણે બરાબર નથી ઓળખી શકતા ? પણ તે ન ઓળખાવા કારણ આ જ વિષયના સંબંધમાં આગળ કહેવામાં આવશે. હાલ એટલું જ જાણવું બસ થશે કે એ ચારે વર્ણો પોત પોતાના લક્ષ ઉપરથી એટલે કે, મુખનું તેજ, શરીરનો બાંધો ઇત્યાદિ જોતાં ઓળખાવી જોઇએ.

વ્યાકરણે મહાભાષ્યના નમન પ્રકરણમાં આ બાબતનો વિચ કરેલો છે. તેમ જ નના મારુતશક્તિ નામના ગ્રંથમાં પણ આ વિ કેટલુંક લખવામાં આવ્યું છે ચારે વર્ણ તેમની મુખચર્યા વગે પરથી આમ ઓળખી શકાય -બ્રાહ્મણોના કાંતિ તેજસ્વી અને તેમ શરીરનો બાંધો દઢ હોવો જોઇએ, ક્ષત્રીઓનાં શરીરનો બાંધો મજબૂ અને તેમના બાહુ લાંબા હોવા જોઇએ; વૈશ્યોનાં શરીરનો બાંધો : બંનેથી જુદા જ પ્રકારનો એટલે બ્રાહ્મણોથી સખત અને ક્ષત્રીઓ પોચો; અને શૂદ્રના શરીરનો બાંધો કઠોર, ચામડીનો રંગ કાળો અ વિકૃત વેશ એમ વર્ણવેલું છે. આ પ્રમાણે બધાને માટે હોય જ એ નહિ; પરંતુ વ્યભિચાર વગેરે દુરાચારો બંધ હતા તે કાળમાં દરે વર્ણના ગુણો સ્પષ્ટ પરખાતા હતા. વિદ્યા, દયા, ક્ષમા, શમ, દમ તપ, સહનશક્તિ, ઇત્યાદિ ગુણો જેનામાં મુખ્ય તે બ્રાહ્મણ; તેમ સ્વામીપણું, શૂરવીરતા, લડાઇને પ્રસંગે પાછા ન ફરવું, જેને હુકમ ક તેનાથી તે કામ કરવાની ના ન પડાય એટલો કરપ ઇત્યાદિ ગુણ જેનામાં હોય તે ક્ષત્રી; વ્યાપારની કળા, દ્રવ્ય સંચય કરવાની બુદ્ધિ દેશોપયોગી પદાર્થનો સંગ્રહ કરવાની અને સંગ્રહ કરેલા પદાર્થ

धर्मासीद् विपर्ययः એ શ્લોક આ સભામાં ઘણીવાર ચર્ચાઈ ગયો છે એનો મુખ્ય સાર એટલો જ છે કે વેદમાં જેનું વિધાન હોય તે જ ધર્મ. પૃથ્વીપર જેટલા ધર્મો પ્રવર્તે છે તે બધા વેદમાંથી જ નીકળેલ છે. જે વેદની વિરુદ્ધના ધર્મો છે, તે વેદ પછી થએના છે, કેમકે તેમ વેદની નિંદા કરેલી હોય છે. જો તે વેદની અગાઉના હોય તો તેમ વેદ તથા વૈદિક ધર્મની નિંદા કેમ કરવામાં આવી હોય? આમ બોલવામાં મારો વિચાર બીજાના ધર્મની નિંદા કરવાનો બિલકુલ ન સમજવો. હમણાં જે ધર્મમાર્ગો ચાલેલા છે તે કોઈદ્વારા ઈશ્વરે જ ચલાવ્યા હોય યા તો માણસોએ પોતપોતાની ઇચ્છા પ્રમાણે ચલાવ્યા હોય તે વિષે મારું કાંઇ કહેવું નથી. પરંતુ વેદ એ ઇશ્વરની વાણી છે એટલુંજ નહિ પણ ઈશ્વરનું શબ્દરૂપ સ્વરૂપ છે એમ કહેવું તે હરકત નથી. કૂર્મપુરાણમાં કહ્યું છે કે વેદ વિના બીજું કોઈ ખરા ધર્મને કહેનાર નથી. અને જે વેદવિરુદ્ધ આચરણ કરે તેને દ્વિજથી બહાર સમજવા. યાજ્ઞવલ્ક્ય સ્મૃતિમાં ધર્મના ઉપોદ્ઘાત કરીને તેના પ્રમાણ, ધર્માચરણ કરવાની જરૂરિયાત વગેરે બાબતો આરંભમાં દર્શાવેલી છે અને તે પછી સંસ્કારની બાબત લખેલી છે, જેના ૧-૭ શ્લોક ટીકા સહિત ભાષણ કર્તા તરફથી કહેવામાં આવ્યા છે.

આવાં શ્લોકોમાં ચાર વર્ણ છે. તેનું વિવેચન ટૂંકમાં આ ઠેકાણે, કરવાની જરૂર છે. કારણકે સંસ્કારનો અધિકાર એ ચાર વર્ણોને છે હવે વર્ણ વિભાગનું તત્ત્વ જણાવવું જોઇએ, કારણકે હાલમાં કેટલાક લોકો તરફથી એવી આશંકા ઉઠાવવામાં આવે છે કે બ્રાહ્મણ ક્ષત્રી વૈ૦ જે વર્ણ વિભાગો છે તે પાછળથી પડેલા છે. કેમકે પ્રથમથી તેમ હોય તો જુદી જુદી જાતો જોતા વેંતજ ઓળખાવી જોઈએ. જેમ હાથી ઘોડા ગાય વગેરે જુદી જુદી જાતના ચોપગાં પ્રાણી છતાં તે ... જુદે જુદે નામે ઓળખીએ છીએ. તેમ આ શંકા અસંભવિત નથી પણ તેનો ખુલાસો આમ છે, કે આફ્રિકાના હબસી કે વિલાયતના ગોરા લોકોને જોઇને આપણે શું એટલું નહિ પારખી શકીએ કે તેઓ -

છેવટે ઇશ્વરપ્રાર્થના કરતાં પણ એમ કહ્યું કે "પ્રભો, આપે ધર્મ પુરુષાર્થ બનાવ્યો છે અને તેનો પાયો-સંસ્કારો, તે લોકોમાં હાલ બરાબર રહ્યા નથી, તો મજબૂત પાયા વિના ઇમારત કેમ ટકી શકશે? માટે આપ જ અમને ધર્મમાં પ્રવર્તાવો અને ધર્મનો ઉદય કરો કે જેથી ધર્મ છૂટવાથી હમારી સત્તા સંપત્તિ બળ યશ ઇત્યાદિ જે જતું રહ્યું છે તે પાછું પૂર્વવત્ પ્રાપ્ત થાય. એ જ આપના ચરણમાં પ્રણામ પૂર્વક પ્રાર્થના છે."

પંડિતશ્રીના આ વ્યાખ્યાનની અસર આચાર્યશ્રી અને જનતા ઉપર બહુ સારી પાડી. ઘણા લોકોના મુખથી આ શબ્દો નીસરવા માંડ્યાં. કે

**એ દોનો કહાં પાઈએ સોના ઔર સુગંધ**

યથાર્થ આચાર્યશ્રી અને પંડિતજીનો મેલાપ સુવર્ણ અને સુગંધિના મેલાપ સમાન છે. હવે મહારાજશ્રીએ પંડિતજીને તેમની સાથે બીજા વિદ્વાનોનો શાસ્ત્રીય ધાર્મિક પ્રવૃત્તિ વધે તે માટે સત્કાર કરવા વિચાર કર્યો. આથી બીજા જેઠ વદ ૨ ને સોમવારે ચંદાવાડીમાં એક સભા ભરી તેમા પંડિતશ્રી, એલ્ફીન્સ્ટન કોલેજના ન્યાયશાસ્ત્રી ભીમાચાર્ય, વ્યાંકરણશાસ્ત્રી રાજારામ બોડસ, શાસ્ત્રી કાશીનાથ ગોલવેલકર, નારાયણ શાસ્ત્રી વાસુદેવાચાર્ય, કૃષ્ણ શાસ્ત્રી મહાબળ, ભાલચંદ્ર શાસ્ત્રી, શાસ્ત્રી રમેશજી, વગેરે મુંબાઇના ઘણા સારા સારા શાસ્ત્રીઓ તેમ જ ઘણા એક પૌરાણિકો, વ્યાસજીઓ, જ્યોતિષીઓ. વગેરે આસરે બસો સંસ્કૃતજ્ઞો હાજર હતા સૌ સૌની શાસ્ત્રીય લાયકાત પ્રમાણે બધાનો સત્કાર કરવામાં આવ્યો. આ વખતે પાંચસો ઉપર લબ્ધપ્રતિષ્ઠ ને સાધારણ વૈષ્ણવ વર્ગ હાજર હતો. તેમની આગળ મહારાજશ્રીએ સ્પષ્ટ શબ્દોમાં કહ્યું કે "તમ લોકો જોઇએ તો મને બિલકુલ ભેટ ન ધરતા પણ સંપત્તિ પ્રમાણે બે ચાર શાસ્ત્રીઓને બોલાવી તેમનો

આચાર્યશ્રીના શબ્દોની પણ ઠીક ઠીક અસર થઈ. ઠક્કર ગોકુળદાસ કુરજી નામના વૈષ્ણવે હાલાઈ ભાટિયા મહાજનની વાડીમાં એક સભા મહારાજશ્રીની સૂચના પ્રમાણે કરી, પંડિતશ્રીને તેના અધ્યક્ષ બનાવ્યા. આ વખતે શ્રી મુળજી જેઠા વગેરે અનેક ભાટિયા સદ્‌ગૃહસ્થો હાજર હતા. તેમણે પણ આચાર્યશ્રીની આવી પ્રેરણા માટે આનંદ ઉદ્‌ગાર કહાડ્યા અને શાસ્ત્રીઓના સત્કાર માટે ઉત્સુકતા બતાવવા લાગ્યા. શાસ્ત્રીય ચર્ચા પૂર્ણ થતાં, પંડિતોનો યથાયોગ્ય સત્કાર કરવામાં આવ્યો.

ત્યારપછી બીજા જેઠ વદ ૯ના મહારાજશ્રીએ વૈષ્ણવોને ગંભીર ચેતવણી આપતું એક વ્યાખ્યાન આપ્યું. આ વખતે હજારો વૈષ્ણવો હાજર હતા. આમાં શ્રીનાથદ્વારાના શ્રીગિરધરજી મહારાજ કેવા પતિત થઈ ગયા હતા, તેમને કૃષ્ણગઢ ને જોધપુર નરેશોએ સમય સૂચકતા વાપરી કેવી રીતે પાછા ભગવત્સેવા કરતા કર્યા તેના એક કડક પ્રસંગની યાદ આપી, અને સૌએ પોતપોતાની ફરજ અદા કરવા તત્પર થવું જોઈએ એમ સૂચવ્યું. પંડિતશ્રી માટે બોલતાં કહ્યું કે "પોતાના સંપ્રદાયના જ્ઞાતા પાસે બેસવું, તેમની પાસે તે સંબંધી ઉપદેશો સાંભળવા, વિદ્યાધ્યન કરવું, સ્વમાર્ગીય ગ્રંથો વાંચી તે સબંધી જ્ઞાન મેળવવું અને તેમાં જણાવ્યા પ્રમાણે ધર્માચરણ કરવું. વિદ્યા તો નીચની પાસે હોય તો તે પણ લેવી એવું શાસ્ત્રમાં કહેલ છે. તો આપણા પોતાના સંપ્રદાયના મહાન્ વિદ્વાન્ અર્થાત પંડિત ગટ્ટુલાલજીદ્વારા તે લેવામાં શી હરકત છે! આ પ્રસંગે મને મારા પિતૃચરણનું સ્મરણ આવે છે. મારા પિતાજી વારંવાર કહેતા કે આપણા સંપ્રદાયને વિષે ગટ્ટુલાલજીના હૃદયમાં શ્રીમદાચાર્યજીનો અંશ બિરાજે છે. હાલ કેટલાક એમના પર દ્વેષ કરે છે. તેમ ન જ થવું [illegible] આપણા સંપ્રદાયનું જ માત્ર નહિ પરંતુ આપણા મહાન [illegible] આર્યધર્મનું જેટલું એઓ જાણે છે તેટલું બીજો કોઈ [illegible] તેમ મારા જાણવામાં નથી.

માટે એમની પાસે સત્ય ધર્મ અવશ્ય સમજવો જોઈએ. અમે પોતે પણ કોઇ વાત ખોટી કહીએ તો તે ન માનવી. તે વખતે હંસના જેવો દૂધરૂપી સારગ્રાહી સ્વભાવ રાખવો. પણ કાગડાની પેઠે વિષ્ટા પર જઈ બેસવાનો સ્વભાવ કદી પણ નહિ જ રાખવો.

હાલ ધર્મનો એક પગ ગયો છે. તે પણ લંગડો છે. જે બળદના ત્રણ પગ ભાંગી ગયા હોય તે બાપડો એક લંગડાતે પગે કેવી રીતે ચાલી શકે ? તેને તો બે ચાર જણા મળીને ગાડામાં ગોઠવીને લઈ જાય ત્યારે જ જઈ શકે. લઈ જઈને પણ તેને દાણા ખવડાવે, ચારો ચરાવે ને તેની બરાબર આગતા સ્વાગતા કરે તો જ જેટલું આયુષ્ય હોય તેટલું જ જીવે. તે જ પ્રમાણે ધાર્મિક લોકો આપણા ધર્મનું યોગ્ય સેવન કરશે તો ઠીક, નહિ તો આપણો ધર્મ મને ભય છે કે ડૂબી જશે'.

× × × ×

જો વૈષ્ણવ લોકો ઉદ્યોગ કરવા મંડી પડે, તો સંપ્રદાયનો સંહાર થવો તો એક બાજુએ રહે પણ તેની થોડા વખતમાં ઉન્નતિ થવા માટે એ ઉદ્યોગ એ જ કે કેટલાક ગુપ્ત ગ્રંથો છે, તે સિવાયના બીજા પ્રસિદ્ધ ગ્રંથો છપાવે, તેનાં ભાષાંતરો કરાવે, સ્વમાર્ગીય ગ્રંથોનું અધ્યયન કરે, ધર્મસભાઓ સ્થાપે, પાઠશાળાઓ ઉઘાડે ઇત્યાદિ આ મોટા મુંબાઇ શહેરમાં એક ધર્મસભા આર્યસુધર્મોદય ચાંધરબાગમાં અને એક જ સંસ્કૃત પાઠશાળા વિદ્યાલક્ષ્મી મરૂલાલજીના મંદિરમાં મેં જોઇ છે. આ શહેરની વૈષ્ણવોની વસ્તીના પ્રમાણમાં એ તે શી વીસાતમાં ? ઓછામાં ઓછી ચાર પાંચ ધર્મ-સભાઓ તથા પાઠશાળાઓ તો જોઇએ. આ શહેરમાં ઘણા શ્રીમંત સારા ગૃહસ્થો છે, તેઓ જો આ વાત મન પર લે, તો એ બનવું કાંઇ અશક્ય નથી

રામાનુજ સંપ્રદાયમાં જોઇશું તો ૩૦૦–૪૦૦ વિદ્વાનો નીકળશે અને આપણા સંપ્રદાયમાં શોધીએ તો ત્રણ ચાર માંડ માંડ જડે ! બાકી બધાએ અમારા સરખા નીકળશે જો અમ લોકો એક એક

શાસ્ત્રી રાખીએ તો બાગમાં ૨૦ માળી ને બદલે ૧૦ માળી રખાય.' એથી વધારે તો ખોટ જાય એમ નથી !! અને સંપ્રદાયમાં વિદ્વાનો વધે. વળી ઘેર શાસ્ત્રી હોય તો અમને પણ કેટલુંક શાસ્ત્રજ્ઞાન મળે અને અમારા બાળકો પણ વિદ્યા શીખે તેમ ન થાય તો જ્યારે મોટા થાય ત્યારે કહેશે કે અમને અમારા માબાપે મૂર્ખા રાખ્યા, અમે શું કરીએ! માટે વિદ્વાનોને ઉત્તેજન તથા મદદ આપવી જોઈએ તેને બદલે ઉલટા તો જે કોઈ ધર્મોપદેશ કરતો હોય તેનો એકદમ દ્વેષ કરે છે. જુઓની, ગટુલાલજી કોઈને બ્રહ્મસંબંધ આપતા નથી કે કંઠી બાંધતા નથી પણ લોકોને સાચો ઉપદેશ કરે છે. અને કોઈ પણ માર્ગ વિરુદ્ધ કરતા નથી કેટલાક ગ્રંથોથી અને લખાણોથી તેમણે માર્ગનો ઉદય કર્યો છે અને પ્રાચીન ગ્રંથોમાં ઘણો શ્રમ કર્યો છે, તેમ છતાં તેમના ઉપર એટલો બધો કોપ તેઓ કરે છે કે માત્ર દેહાંત દંડ કરવાનું બાકી રાખ્યું છે, જેમ કરવું તેમના હાથમાં નથી. નહિ તો તે પણ કરવાને ચૂકે નહિ. કેવો અનર્થ!

આ જ વર્ષમાં બીજા જેઠ વદ ૧૧ પછી મહારાજશ્રી મુંબાઈથી વલસાડ જવાના હતા. પણ શેઠશ્રી ચતુર્ભુજ મોરારજી તથા બીજા ઘણા સંભાવિત વૈષ્ણવોના આગ્રહથી તેમના બંગલામાં અઠવાડિયા માટે રોકાઈ ગયા. અહીં પણ પંડિતો તથા શાસ્ત્રીઓના સત્કાર માટે મહારાજશ્રી સમક્ષ સમારંભ કરાવ્યો તેમાં મહારાજશ્રીએ વૈષ્ણવોને સારો ઉપદેશ આપ્યો અને કહ્યું કે વૈષ્ણવ સંપ્રદાયને જે વડે મદદ મળે છે એવી, પંડિતશ્રી ગટુલાલજીએ સ્થાપેલી વિદ્યાલક્ષ્મી પાઠશાળાને મદદ કરે" તથા એક મોટું ફંડ ઉભું કરી નવી પાઠશાળા સ્થાપવા તથા ધર્મ સંબંધી પુસ્તકો પ્રગટ કરવાને ત્યાં સર્વે શેઠિયાઓને સૂચના કરી"

આ જ અરસામાં શ્રીરામદાસ કાનીદાસ નામના એક વિદ્વાન વૈષ્ણવે આચાર્યશ્રી ને પંડિતજીની શક્તિનો પરિચય કરાવતો એક વડું ગ્રંથ પ્રગટ કર્યો તેમાં આચાર્યશ્રી તથા પંડિતજીના જીવન તથા

વ્યાખ્યાનોનો સંગ્રહ હતો. આ પુસ્તક ઉપર નોંધ લેતાં જાણીતા સાક્ષર શ્રી. મણીભાઈ નભુભાઇ લખે છે કે "પંડિત શ્રી. ગટ્ટુલાલજી જોકે આપણા આખા ભારતખંડમાં એક ધુરંધર પંડિત તથા શીઘ્રકવિ તરીકે પ્રસિદ્ધ છે. તેમની અદ્ભુત શક્તિ અને વૈષ્ણવ ધર્મનું યથાર્થ રહસ્ય બતાવી શુદ્ધ ઉપદેશ કરવાની બુદ્ધિ પણ આ પુસ્તકમાં સારી રીતે વિવેચન કરી છે. એવા સદુપદેશ આપનારા શુદ્ધ મનના વિદ્વાનો ભૂખે મરે છે ને કેવલ કુમાર્ગે લઈ જાય તેવા ઉપદેશવાળા આનંદ કરે છે. એ પણ વૈષ્ણવોની એક બલિહારી છે ને માણસની ધર્મ સમજવાની શક્તિને પણ જેમ લગાડે તેવી વાત છે."

## ૨૨
## સંપ.

સંવત ૧૯૪૦ના આસો વદ ૧૩ને દિવસે કાપડના દેશી વેપારીઓની મંડળીનો ત્રીજો મહોત્સવ હતો. આ વખતે પંડિતજીને પ્રમુખપદે સભા ભરવામાં આવી હતી તેમાં પંડિતજીએ સંપ ઉપર એક સામાજિક વ્યાખ્યાનમાં વિવિધ દૃષ્ટિથી સરસ રીતે સમજાવ્યું તે વ્યાખ્યાનનો ઉપયોગી ભાગ નીચે મુજબ છે.

સંપ એટલે સમુદાય, ઐક્ય, એકતા એક મનુષ્ય એકલો જે કામ દશ દિવસમાં પૂરૂં કરી શકે, તે જ કામ જો પાંચ માણસ સાથે મળીને કરે તો બે દિવસમાં તો થવું જ જોઈએ, પરંતુ સાથે મળી કરવાથી તે જ કામ એક દિવસમાં સહેલથી પૂરૂં થાય છે એટલું જ નહિ, પણ કેટલાંક કાર્યો જે એકલાથી થવાં કેવળ અશક્ય હોય છે, તેવાં કામો પણ સમુદાય શક્તિથી સહજ શક્ય બને છે. કેટલાંક કામોમાં અનેક પ્રકારની શક્તિ જોઈએ છે. તે સર્વ પ્રકારની શક્તિ એક વ્યક્તિમાં હોતી નથી, અને સમુદાય થતાં જુદીજુદી વ્યક્તિની અનેક વિવિધ શક્તિ ભેગી થવાથી તે કામ તુરત પાર પડે છે. આ વાતમાં ઉદાહરણો આપણે શોધવાં પડે તેમ નથી, આપણી આંખ સન્મુખ સર્વત્ર સદા દૃશ્યમાન છે. રેલ્વે, સ્પિનિંગ (મીલ), સ્ટીમર, તળાવ, નહેર, કોટ, કિલ્લા, સડક, મહેલ, વાડી, વગીચા વગેરે અનેક લોકોપયોગી સાર્વજનિક સુખકારક કાર્યોનો પુષ્કળ પ્રસાર જે આપણે પ્રત્યક્ષ જોઈએ છીએ તે સર્વમાં સંપના જ દાખલા છે.

પદ (મરાઠી ચાલનું)

સંપ ખરૂં સુખનું સાધન છે, દિન દિન સંપ વધારો,<br>
સંપ વિના નહિ સંપત્તિ સુખથી, પણ કહેવાય વિચારો. ૧

થશે સંપથી લાભ વિષે, પ્રતિ દિવસ વધારો સારો,<br>
સંપ વડે અવિકંપ જગતમાં, યશનો થાય વધારો. ૨

સુખનું ખરૂં સાધન સંપ છે, સંપથી સંપત્તિ મેળવાય છે. એટલુંજ નહિ પણ સંપદા કે સંપત્તિ એ શબ્દો પણ "સંપ" બોલ બોલ્યા વિના બોલી શકાતા નથી. જેનો મુખે ઉચ્ચાર કરવામાં પણ સંપની જરૂર પડે છે તો તેને સાક્ષાત મેળવવામાં સંપ વિના કેમ ચાલે ? ન જ ચાલે જગતમાં પણ સંપ હોય તો પ્રતિદિન લાભ અને યશનો નિશ્ચય સારો વધારો થાય છે માટે સદા સંપની સંવૃદ્ધિ કરવી.

કોઇ માણસ બહુ સુંદર અને રૂપાળો હોય, સારાં વસ્ત્રો પહેર્યાં હોય, ઉત્તમ આભૂષણો સજેલાં હોય, સારા વાહન પર હોય, અને સાથે સારો પરિકર એટલે સીપાઈ સપરા હોય તો તે જ્યાં જાય ત્યાં તેને માન મળે છે એટલુંજ નહિ પણ આમાંની એકેક બાબતથી પણ મનુષ્ય માન મેળવે છે પરંતુ કોઇ એકને એ સર્વ વસ્તુઓ હોય, પણ એક નાક ન હોય, તો તે વિના સર્વ શૂન્ય લાગે છે. જુઓ ત્યારે સુંદર રૂપ, સારાં વસ્ત્ર, કીમતી આભૂષણો, ઉંચા વાહનો, અને સારા પરિકર એ સઘળું હોવા છતાં એક નાનકડા નાક વિનાના એ સર્વ ડોળ તેને બેડોળમાં ખપાવે છે તેમ આપણા આર્ય લોકોમાં પણ ગુણો છે. ઉત્તમ ધૈર્ય છે, તેવું જ ધર્માભિમાન છે. ધર્મને નામે આપણે ઘણો જ ખરચ કરીએ છીએ. વળી પૃથ્વીમાં આપણે સર્વથી ચઢિયાતા છીએ, કેમ કે જે કોઇ વટલી જાય છે તે આપણામાંથી વટલીને બીજા ધર્મમાં મળે છે પણ પરધર્મી વટલીને આપણા ધર્મમાં આવી શકતો નથી. વળી આપણા હાથનું સર્વે ખાય છે પણ આપણે બીજાના હાથનું ખાઇ શકતા નથી. એવો ઉત્તમ ધર્મ, ઉંચી પંક્તિ, વળી વેદ જેવી વિદ્યા અને આર્ય સ્થાન જેવી ઉત્તમ રસાલ ભૂમિ આખી પૃથ્વીમાં ભાગ્યે જ હશે, એમ કહીએ તોપણ ચાલે. આર્યાવર્તમાં સર્વ પ્રકારનું ધાન્ય, ફળ, ફુલ, વૃક્ષ નીપજે છે. જેમાં શ્રીકૃષ્ણ અને રામ જેવા ઈશ્વરાવતાર થયા, જેમાં વિક્રમ જેવા પરદુઃખભંજન રાજા થયા કહો પ્રધાન જગન્નાથ દારાં જેવા

પવિત્ર તીર્થો, અને ગંગા યમુના જેવી પવિત્ર નદીઓ છે, અર્થાત્ આવી ભૂમિ બીજી જડશે જ નહિ. જેમાં એકાદ વસ્તુ નવાઈ જેવી થતી હશે એવો કોઇ મળશે ખરી ! એ પ્રમાણે આપણી પાસે સઘળું છે. પરંતુ એક સંપ રૂપી નાક નથી ! કુસંપથી આપણું નાક ગયું છે !!

આ સ્થળે સંપ સાથે નાકનો મુકાબલો કરવાનું કારણ એ છે કે એમાં પરસ્પર મળતા ગુણો છે. જુઓ, નાકથી શ્વાસ લેવાય છે, અને શ્વાસ એ જીવવાનું સાધન છે. તેમ સંપથી પારકા દેશની સંપત્તિ આપણે ખેંચી લાવીએ છીએ, જે આપણા જીવનનું સાધન થઇ પડે છે. વળી નાસિકાથી સુગંધનો અનુભવ લેવાય છે, જેને નાક ન હોય તેની આગળ અત્તરના બાટલાઓ અને લકુના ઢગલાઓ પડવા હોય તો પણ તે શું કામના ? તેમજ સંપરૂપી નાકથી યશનો અનુભવ લેવાય છે. સુગંધને યશની ઉપમા આપવાનું કારણ એ કે જગતમાં જેની યશરૂપી કીર્તિ ફેલાઈ હોય છે, તેને વિષે લોકો કહે છે, કે ફલાણાની કેવી સારી વાસના (સુવાસ) પ્રસરી રહી છે. કોઇ માણસને આપણે એકવાર ઠપકો આપતાં તેની અસર ન થાય, તો બીજીવાર ઠપકો દેતાં કહીએ છીએ કે શું તને નાક નથી ! અને તેથી પણ અસર ન થાય તો ત્રીજીવાર તેને "નકટો" કહી ઠપકો આપીએ છીએ. આપણે તો ઘણા ઠપકા ખાધેલા છે. જુઓ પ્રથમ સંપ હતો ત્યારે આ આર્યસ્થાનમાં, બ્રાહ્મણો સર્વને ઉપદેશ આપતા, ક્ષત્રીઓ રાજ્ય કરી બ્રાહ્મણનું ભરણ પોષણ અને વૈશ્ય શૂદ્રોનું સંરક્ષણ કરતા, વૈશ્ય વ્યાપાર ખેતી, ગોરક્ષા કરતા, અને શુદ્રો ત્રિવર્ણિકાનું દાસત્વ તથા કળા કૌશલ્યનો ઉદ્યોગ કરતા હતા. કુસંપથી એ વર્ણોનો ક્રમ તૂટયો. અગાઉ સર્વ લોકો પોતપોતાના વર્ણાનુસાર કાર્યો કરતા હતા એ વ્યવહાર સત્યયુગમાં હતો એમ નહિ પણ આ કલિયુગના [illegible]ભમાં પણ તેમજ ચા[illegible]તું. કલિયુગના ૧૫૦૦ વર્ષ વીત્યાં પછી આપણું રાજ્ય કુસંપ[illegible]ધન [illegible]ના હાથમાં ગયું. ચંદ્રગુપ્ત રાજાના વખતમાં કુસંપથી આપણને [illegible]ફાયદા થયા છે. આપણા

ગેરફ[illegible]

ગજયપર પરદેશના ૨૨ રાજાઓ આવ્યાનું વર્ણન તો "શ્રીભાગવત" માં પણ છે.

> ततोऽष्टौ यवना भाव्याश्चतुर्दशतुरुष्ककाः ।
> भूयो दशगुरुँडाश्च मौना एका दशैवतु ॥ (१२-१-३०)

ચૌદ તુર્કી રાજાઓ અને આઠ યવન રાજાઓએ આપણા પર રાજ્ય કર્યું ત્યાર પછી તેઓમાં કુસંપ થવાથી વળી બીજા લોકો ફાવ્યા. એ પ્રમાણે કુસપથી ઘણી જ ઠોકરો ખાધી છે. અને આજ સુધી ખાતા જ જઈએ છીએ. એ યવનોની ચઢાઇના ઘણુ દાખલા ઇતિહાસમાં લખેલા છે. તેમાંનો એક ટૂંકમા જણાવીએ

આપણા એક હિંદુ રાજાએ મેવાને માટે બીજા દેશને વખાણ્યો હતો, તે એવી રીતે કે, તેણે એક યવન રાજાને પત્ર લખ્યો. તેમા એમ લખ્યુ કે હિંદુસ્તાનમાં વડ, પીપળા, આંકડા, થોરીઆ વગેરે ઝાડવસો ઘણાં છે, અને આપના મુલકમાં દાડેમ, દ્રાક્ષ, અંજીર વગેરે ઉત્તમ પ્રકારના મેવા પાકે છે. માટે અમારા દેશ કરતાં આપનો મુલક ઘણો સારો છે

આ લખાણુ ઘણુ માર્મિક છે, તેમાં એવી મતલબ સમાવી છે કે અમારા દેશમા જેવા વૃક્ષો વજ્ર જેવાં થાય છે, તેવા જ માણસો પણ વજ્ર સરખાં છે અને તમારા દેશમાં દ્રાક્ષ વગેરે ચપટીમાં લેતા ફચ્ચ કરીને ફૂટી જાય એવો મેવો છે, તેવા તમે પણ ઘણા કોમળ છો. માટે જો હિન્દુસ્તાનમા આવશો તો તમને આર્ય લોકો સહજમા ફોડી નાખશે. પણ એ લખાણુની મૂળ મતલબ સમજીને તે યવન રાજાએ જે જવાબ લખ્યો તે દરેક આર્યજને કાળજામાં કોતરી રાખવા યોગ્ય છે. તે એ કે અમારા દેશમાં ઘણા ઉત્તમ મેવા થાય છે એ વાત ખરી છે, પણ તમારા દેશમાં એક "ફૂટ" કરીને મેવો ઘણો સારો છે, તે અમારા દેશમાં નથી અને તેથી જ અમારૂં મન તમારા દેશ તરફ આવવાને ખેંચાય છે.

જીવજંતુ તો શું પણ નિર્જીવ જડ પદાર્થો પણ સંપના જોરે જય પામે છે.

## ગીતિ.

સુખ સિદ્ધ થાય સહેજે, સર્વ મળી સંપ સંપદા સાધે,
દુર્બળ તૃણ ગણ વણતાં, દોર બની મસ્ત હસ્તીને બાંધે. ૧
કિરણ તરુણ તરણિનાં, મળી ધરે નહિ ઘણા તિમિર હણતા,
શુભ લાભ લક્ષ લેખી, સુજનો કરો સિદ્ધિ સંપ આદરતા. ૨

દુર્બળ ઝીણા તાંતણાનો પણ સમુદાય કરી વણતાં દોરડું બને છે અને તે દોરડું મોટા મહોન્મત્ત હાથીને પણ બાંધી શકે છે. તેમ જ એકેક કિરણનું તેજ ઘણુંજ જુજ છે, પણ તે ઘણાં સાથે મળતાં જબરજસ્ત અંધકારને હદપાર કરે છે. અર્થાત્ સર્વ મળીને સંપ સંપદા સાધ્ય કરે તો સુખ સહેજમાં સિદ્ધ થાય છે, માટે એવા શુભ લાભ ઉપર લક્ષ આપી, સુજનો સંપ રૂપી સિદ્ધિને આદરવાનું કરો.

સંપ ધરવાનું મુખ્ય કારણ હાલ સંપૂર્ણ વિદ્યાનો ફેલાવો છે. દરેક માણસે સંસ્કૃત શીખવું જોઇએ. આથી સંપનું ખરૂં સ્વરૂપ સમજાય છે હાલ આપણામાં કેવળ કહેવાનું અભિમાન દેખાય છે. મારા દાદાએ આમ કર્યું હતું અને મારા બાપે આમ કર્યું હતું. તેઓને આપણે પૂછીએ કે તેઓએ જે કરવાનું હતું તે કર્યું; પણ તમે કંઈ કરી શકો છો? તો તેનો સંગીન ઉત્તર દેવો જ તેમને ભારી થઈ પડે છે આપણા લોકો પરદેશી પાસે માલ ખરીદ કરે તેમાં એક જણ જે ભાવથી માંગણી કરે, તેને ન વળગી રહેતાં બીજો તેથી વધારે ભાવ આપીને ખરીદ કરે. આ બેઉનો ભાવ હાથ આવતાં જ ત્રીજો તેથી ઓછે ભાવે લઈ, પહેલા બેઉ કરતાં ઓછે વેચે, એટલે [illegible] ત્રીજાથી ઓછે લઈ તેનાથી ઓછી કીમતે વેચવા લાગે. એમ ઉત્તરોત્તર એક એકના લાભમાં નુકસાન કરે અને જે બિચારો એક [illegible] પરદેશીઓનો માલ વધારે વધારે

ખપતો જાય, તેથી તેને ઓછે ઓછે ભાવે આપવો પરવડે છે, અને આપણા લોકો જ ખોટના ખાડામાં ઉતરતા જાય છે. જો પરદેશી માલ વધારે ભાવે કોઈ ન ખરીદે તો આપણામાં કુસંપને લીધે તરત જ બીજો તે ખરીદી લે આથી પરદેશીઓનો માલ તો ધૂમ ખપે પણ આપણને જ પરસ્પર મોટું નુકશાન થાય. નદી મૂળમાંથી નીકળે છે ત્યારે એક નાનો સરખો ઝરો હોય છે, તેમાં બીજા નાના નાના ઝરા મળવાથી આખરે તે એટલી મોટી બને છે કે મોટા સફરી વહાણોને પણ તે ઓળંગવી ભારે થઇ પડે છે. સંપ એવી જ ચીજ છે. માટે જેમ બને તેમ સંપની વૃદ્ધિ કરો. તેથી આપણી ચઢતી દશા થશે

પદ (રાગ કાફી)

સૌથી સમજો સાર, સુજનો સંપ જ સેવો. ટેક
સ્વારથ સઘળા સહજે સરશે, કરશે સુજશ પસાર ૧ સુજનો.
વિખ જેવો વિખવાદ વિસારી, વારો વૈર વિકાર ૨ સુજનો
વારવાર વધારો વેગે, વિનય વિવેક વિચાર. ૩. સુજનો
સંપ નાવ સેવેથી આવે, દુઃખ દરિયાનો પાર ૪ સુજનો
કરો ધરણિ નિજ ધામ ધિરજ ધરી, સઘો સકલ સંસાર. ૫ સુજનો
સૌથી સરસ સંપ સંપત આ, સૌ સંપત આધાર ૬ સુજનો.
કવિ ગોવર્ધન કહે સંપ ધન, સુખ સાધન નિરધાર ૭ સુજનો.

છેવટે ઈશ્વિર ચરણમાં પણ મારી પ્રણામ પૂર્વક એ જ પ્રાર્થના છે કે સંપવૃક્ષની વૃદ્ધિ થઈ અમારા આર્ય ભાઈઓમાં અધિક અધિક સંપનો વધારો થાય એવી અમ પર કૃપા કરો.

જોગીઓ

અમ પર કરો કૃપા જગદીશ, સંપ વધારો હો, ટેક.
સાચો સંપ સકલ સુખરાશ, તેથી સંપ તણી મન આશ
પામ્યા સંપ વિના બહુ નાશ, કરો પ્રકાશ સંપ તણો ૧ અમપર.
વધે જો સુજનોમાં સંપ, તો સૌ એમે વાળી જંપ,
ભાગે દુષ્ટ તણો ભય કંપ ચિત્તે સંપ સુજન દયા ૨ અમપર.

પ્રભુજી પરમ પ્રજાનો પોષ, કરજો કરી સંપ સંતોષ,
હરજો દૂર દુરિત દુઃખ દોષ, કરીને શોષ રોષ તણો. ૩ અમપર.
રાખે સુજન સંપ નિરધાર, છોડી છદ્મ કલહાદિ વિચાર,
કરે પરસ્પર પર ઉપકાર, બહુ અધિકાર, મેળવતાં. ૪ અમપર.

## કાઠિયાવાડનો પ્રવાસ

પંડિતજી પ્રવાસ તો ઘણી વખત કરતા પણ તેનો સવિસ્તર હેવાલ આપણને પ્રાપ્ત થતો નથી. કાઠિયાવાડમાં તેમણે બાલપણ કુમાર અને કિશોર અવસ્થા ગાળી હતી. તેમણે નેત્રનું સુખ કાઠિયાવાડમાં ભોગવ્યું હતું. કાઠિયાવાડનો તેઓએ સં. ૧૯૨૮માં પણ પ્રવાસ કરેલો કારણકે તેમના નાના(માતા પિતા)જીનું ઘર જુનાગઢમાં હતુ. વળી તેમના ત્રણ પુત્રોની ગાદી જુનાગઢ પોરબંદર ને જામનગર હતી. આથી સામાજિક તથા ધાર્મિક કામ માટે તેમને ઘણી વખત અહીં આવવું પડતું.

સં. ૧૯૪૧ના પંડિતજી જુનાગઢ ગયા. ત્યાં તેમના મામા તથા ભાઇઓને (ગોસ્વામી બાળકો) મળ્યા. અહીં આગળ જુનાગઢ-વાસીઓ તરફથી પંડિતજીને સારૂં માન મળ્યું. ને તેમના પ્રેમને વશ થઇ શતાવધાનના પ્રયોગો કર્યા. તથા ધાર્મિક વ્યાખ્યાનો સારા પ્રમાણમાં કર્યાં. ત્યાંથી પંડિતજી ભાવનગર પધાર્યા ત્યાં આગળ પંડિતજીનો અપૂર્વ સત્કાર કરવામાં આવ્યો. ભાવનગર નરેશ, દિવાન વિઠ્ઠલભાઈ, સુપ્રસિદ્ધ સાક્ષર મણિભાઇ નભુભાઈ, તથા ત્યાંની કોલેજના પ્રોફેસરો પંડિતના સમાગમમાં આવ્યા ને શાસ્ત્રના તેમના અગાધ જ્ઞાન માટે તથા શાતવધાનની અદ્દભુત શક્તિ માટે ભૂરિ ભૂરિ (ઘણી ઘણી) પ્રશંસા કરવા લાગ્યા.

ભાવનગરમાં નાગર કોમનું વર્ચસ્વ વધુ પડતું છે. જોકે તે કોમ તેના પોતાના ખાસ વિશેષ સદ્દગુણોને લીધે ગુજરાત અને કાઠિયાવાડમાં અગ્રપદ ભોગવે છે. ભાવનગરમાં તે વખતે વિદ્વાન નાગરો વસતા હતા, તેમાં લલ્લુભાઇ શામળદાસ, વજેશંકર, ગૌરીશંકર વગેરે લબ્ધપ્રતિષ્ઠ હતા. તેઓ બધા પંડિતજીના સમાગમમાં

આવેલા જશેનાથ મહાદેવમા પડિતશ્રીનાં વ્યાખ્યાન તથ શતાવધાનના પ્રયોગ થયેલા, જેમાં હજારો માણસો ભાગ લેતા, અને એકના નાગરોના ચાગ્મેથી પાચસો માણસો તેવી સભામાં હાજર રહેતા વળી કેવલાદ્વૈત સપ્રદાયના ઘણા દૃઢ અનુયાયી શ્રી ગૌરીશકર ઉદયશકર શાન્મતના પરમ જ્ઞાતા હતા, ને તે સપ્રદાયની રૂઢિ પ્રમાણે જીવન ગાળતા તેમણે ગૃહસ્થાશ્રમ ત્યાગી વાનપ્રસ્થ જીવન શરૂ કર્યું હતુ તેઓ પવિત્ર ને જ્ઞાની હોવાથી કોઇના સહવાસ માં આવતા નહિ તેમ છતા તેમણે પડિતજીને પોતાની વાડીએ ઘણા માનપુરઃસર પધરાવ્યા. અહીં આગળ આ પરમ પવિત્ર વાનપ્રસ્થ ગૌરીશકર અને પડિતજી વચ્ચે ધાર્મિક ચર્ચા અત્યત છૂટથી થઇ, જે ચર્ચાથી ગૌરીશકરભાઇ બહુ પ્રસન્ન થયા

તા ૨૫-૨ ૮૬ના રોજ દિવાન સાહેબ વિઠ્ઠલભાઇએ એક મોટી સભા બોલાવી, જેમા નામદાર મહારાજા સાહેબ પધાર્યા હતા અહીં શતાવધાનના પ્રયોગો તથા વ્યાખ્યાન કરવામાં આવ્યાં પડિતજીનાં વ્યાખ્યાન તથા શતાવધાનથી મહારાજા સાહેબે અત્યત ખુશ થઇ તા ૧૬મી એ પડિતજીને પોતાના મહેલે પધરાવ્યા અહીં બ ને વચ્ચે પ્રારબ્ધ અને પુરુષાર્થ વિષે ઘણી રમુજી ચર્ચા થઈ આ ચર્ચામાં પડિતજીએ પોતે તે જ વખતે અનેક કવિતા રચી મહારાજા સાહેબને સભળાવી આથી ભાવનગર નરેશને પડિતજી મોટે ઘણું માન પેદા થયું અને શાલ પાઘડીનો યોગ્ય સરપાવ આપ્યો તથા ઘણી રોકડ રકમ ભેટ કરી

થોડા દિવસ જતાં ફરીથી વાનપ્રસ્થી શ્રી ગૌરિશકર બાપાએ પડિતજીને પોતાની વે શાળામા પધરાવ્યા અને સારો સત્કાર કર્યો વળી શ્રી સન્તુભાઇ શામળદાસ, શેઠ નથીગકર હરગોવિંદકર, લક્ષ્મીદાસ હરિપ્રસાદ, શે ભગવાનદાસ વગેરે મહાજન તરફથી પણ પડિતજીનો સારો સત્કાર કરવામા આવ્યો

આમ થોડા માસ કાઠિયાવાડમાં રહી પડિતજી વડોદરા પધાર્યા.

વડોદરામાં શ્રીમંત સરકાર તથા બીજા મુખ્ય મુખ્ય અમલદારો તથા આગેવાન વ્યક્તિઓના સમાગમમાં પંડિતજી આવ્યા ને સૌને આનંદ પમાડતા પંડિતજી ૧૨-૩-૮૬માં પાછા મુંબઈ પધાર્યા.

જાણવી શકાય છે-એટલે વગર વિચારે બાળલગ્ન કરવામાં આવે છે. બાળલગ્ન પછી ચાલુ સભા વિષે કવિતા રચવા પંડિતજીને એક ભાઈએ વિનંતિ કરી, આથી પંડિતજીએ લલિત છંદમાં તેનું વર્ણન કર્યું.

સુજન આદરો હિન્દુ પારસી, અહીં મળ્યા ખરા શુદ્ધ આરસી.[1] ૧
તરત બુદ્ધિથી બોલ્યું સાંભળે, હૃદય દ્રઢથી સર્વ લાભ લે ૨
સુખદ સર્વદા આ સભા રહે, ગુણી તણા પુરે આસ ભાર હો. ૩
સુજન સાંભળે સર્વ કામને, તજી ધરે કહ્યું મે ન કામને. ૪

ખરે ખરા જણાય દેશ દેશના [1]સુવૃત જે,
સમાધિ[2] સાધિ આધિ[3] તે થકી સ્વચિત્તની તજે.
જનો તણી ઘણી ભણી સુબુદ્ધિની મણી સજે,
[4]વિલોકી વર્તમાન પત્ર ને ભલાં સુખો ભજે.

૧ સુવર્ત-ચાલતીબાબતો, ૨ સમાધિ-સમાધાન, ૩ આધિ-મનનું દુઃખ, ૪ વિલોકી-વાંચી.

સ્ત્રી કેળવણી ઉપર કાવ્ય રચવાનું કહેતાં તેમણે ભુજંગી છંદમાં રચીને ગાયું.

વધુ શીખશે સર્વદા જે સુવિદ્યા,
વધુ સર્વદા તે થશે નાથ-હૃદ્યા.
સઉ સાધશે કામ સારાં વિચારે,
ભણી કામિનીયો સરે અર્થ ચારે.

આમ શીઘ્ર કવિતાના પ્રયોગ થયા. આ વખતે આ સભાના

---

[1]આરસી એટલે દર્પણ. દર્પણ પેઠે આબેહૂબ ભાષણનું સ્વરૂપ સમજનાર અથવા રસની ખૂબી જાણનાર.

વર્તમાનપત્રની ઉપયોગીતા વિષે પૂછતાં પંડિતજી ચામર-છંદમાં બોલ્યા.

પ્રમુખ શ્રી. ખુરશેદજી રૂશતમજી કામા હતા. આ વખતે અવધાનના પ્રયોગમાં નવ ભાષાના જાણકારોએ ભાગ લીધો. ઝંદ–જાણીતા ઝંદ સ્કોલર મી. આંટીઆએ, પેહેલવી-મી. શેરીઆજી ભરૂચાએ, ગુજરાતી-કેખશરૂ નવરોજજી કાબરાજીએ, સંસ્કૃત–મી. પાનાચંદ, ફ્રેચ–સેક્રેટરી મી. પટેલે, ફારસી–પારસી પ્રકાશના રચનાર મી. બમનજીએ, લેટિન-મી. જહાંગીરજી કાબરાજીએ, જરમન–એહમદ જીવણજી જમશેદજી વગેરેએ (એમ) આ અવધાનમાં જાણીતા ભાષા શાસ્ત્રીઓએ ભાગ લીધો.

આ બધાઓ જુદી જુદી ભાષામાં જે વાકયો અગર કાવ્યો બોલ્યા તે અક્ષરશઃ પંડિતજી ઉચ્ચારી બતાવ્યાં. આમ રમુજ ને આનંદના વતાવરણમાં આ નવ–કળેવાયેલાઓની સભા મોડી ગતે વિસર્જન થઈ. પંડિતજીના શતાવધાન વિષે સમાલોચકકાર લખે છે; "એમનું શતાવધાન સમજાવ્યું સમજાવાય તેમ નથી, એતો જે જોતું તે જ જાણતું. એકંદરે એ શક્તિ માટે પંડિતજી મુંબાઈ ગુજરાતમાં જ નહિ પરંતુ હિન્દુસ્તાનમા સર્વોત્તમ હતા."

## ૨૫

## જ્યુબિલી ઉત્સવ.

આ સાલમાં મુંબાઈમાં મહારાણી વિક્ટોરિયાનો જ્યુબિલી ઉત્સવ મોટા પાયા પર ઉજવવામાં આવ્યો. જો કે આ ઉત્સવ આખા હિંદુસ્થાનમાં અનેરા ઉત્સાહથી પ્રજાએ ઉજવ્યો હતો પણ મુંબઈએ તો આખા ભારતવર્ષમાં ભાત પાડે તેવી અનેરી રીતે એને ઉજવ્યો હતો. ભારતવર્ષના ૧૮૫૭ની અશાંતિ પછીના વર્ષ લોકોનાં શાન્તિથી ગયેલાં. સૌ પોતપોતાને ફાવે તે ધર્મ કર્મ સુધારો કરી શકતું. એટલે સરકાર તરફની લોકોની વૃત્તિ માનનીય હતી. આમાં વિક્ટોરિયા તેના સ્વભાવથી ઉમદા ને ગુણાળી સ્વભાવની હતી. તેનો પ્રેમાળ સ્વભાવ ને પ્રજાવત્સલતા લંડન બેઠે અહીંના લોકોમાં ઘર કરી બેઠો હતો, એટલે તેના ઉત્સવમાં સ્વભાવિક ઉર્મિ હતી. મુંબાઈની તસુ એ તસુ જમીન આ ઉત્સવ અંગે વપરાઈ હતી.

મુંબઈમાં આ ઉત્સવ અંગે અનેક સમારંભો થયેલા. આવો સમારંભ માધવ બાગમાં રાવ બહાદુર બેચરદાસ અંબાઈદાસના પ્રમુખપદે ઉજવાયો હતો. પ્રમુખના વ્યાખ્યાન બાદ પંડિતજીએ મહારાણી વિષે બે બોલ કહી તેમના માટે સ્તુતિના શ્લોક કહ્યા.

> यस्याः सकल धर्म धर्मविदं धर्म धर्म सेवनम्
>
> प्रजेय प्रजनयथा शुचिना धर्मी प्रसारणेन्द्रा ॥

દયા સાગર સુખનિધિ શ્રીહરિએ મહારાણીને સુખરૂપી દીર્ઘ જીવન કરનાર સંપૂર્ણ આયુષ્ય, ઘણા પ્રકારનું ભાગ્ય, અને અનેક મોટી સમૃદ્ધિઓ, સર્વ જન મન ધર્મ અને જીવનનું સારી રીતે રક્ષણ કરવા માટે પવિત્ર નીતિરાણી વાણી પૂર્ણ પ્રેમથી પ્રથમ (અને ૧૮૫૮માં) પ્રમાણ રૂપ આપી છે.

एतावन्मरसि सरोरुहस्य कृत्यम्
भित्वाम्भ सपदि बहिर्विनिर्गतं यत्
आमोदो विकसनमिन्दिरानिवास
तत्सर्वं दिनकरकृत मामनन्ति ।

રાજા અને પ્રજાનો પરસ્પર સબંધ સૂર્યકમળ જેવો છે જેમ સૂર્ય કમળનો પતિ કહેવાય છે તેમ રાજા પ્રજાનો પતિ છે કમળનું કાર્ય એ જ કે ગમે તેટલું ઊંડું પાણી હોય તો પણ તે સર્વ ઉલંઘી પોતાનો દેખાવ બહાર આપે છે તેમ પ્રજાસમુદાય રૂપી અગાધ તળાવમાંથી ખરી રાજભક્તિ દેખાડવા બહાર પડે છે કમળમાં આમોદ, વિકાસ અને લક્ષ્મીનો નિવાસ થવો એ સર્વ કામ સૂર્યના હાથમાં છે, તેમ પ્રજામાં આવું થવું રાજાનું કર્તવ્ય છે

ત્યારબાદ આ સભામાં દલપતરામ કવિ, રણછોડલાલ ત્રિભોવનદાસ, રાવબહાદુર ગોપાળરાવ, હરિ દેશમુખ વગેરેએ કવિતા તથા ભાષણ કર્યાં છેવટે પંડિતજી પાસે ગણીને આશીર્વાદનું સૂચવવાથી પંડિતજીએ નવો શ્લોક બનાવી આશીર્વાદ ઉચ્ચાર્યા

इदा आविक्टोरियाभिधाख्यां पायादपायादिमाम्
माया सविचराय साधिकृति भाज्सामुटदिनम् ।
तन्वाना समता प्रजासु ममतां मर्यादसर्वां सदा
भूयो भारतभूमिभूतिभरदा भव्याय भूयात् भृशम् ॥

પરમેશ્વર આ વિક્ટોરિયા રાણીને સર્વ વિઘ્નોથી બચાવી સુરક્ષિત રાખો જેથી મહારાણી અધિકાર ભોગવનાર લોકોની માયા નિર્મૂલ કરી નાખે, એવો શ્રમ લઈને સર્વ પ્રજાઓમાં મોટી મમતા અને યથાર્થ સમતા ફેલાવનારી, વારંવાર ભારતભૂમિની સમૃદ્ધિની વૃદ્ધિ કરી, પ્રજાના પણ કલ્યાણ માટે નિરંતર રહો

આ સાલમાં પંડિતજીના એકના એક આધાર તેમના પરમ પૂજ્ય પિતાજીનો ગોલોકવાસ થયો પંડિતજીને તન મન ને ધનથી

જેનો આધાર હતો તેઓમાંના ઘણાખરા ચાલતા થયા હતા. તેમાં તેમના પિતાજી જવાથી તેમના હૃદયની વાત ખોલીને, સાંભળનાર કોઈ રહ્યું નહિ, કારણકે એ યુગમાં એમની સમક્ષ જે ગૂંચવણો આવતી તેના નિકાલ માટે શાસ્ત્રીય ને તટસ્થ રીતે સલાહ આપનાર એકજ વ્યક્તિ હતી. પંડિતજીના પિતાશ્રી પણ સમર્થ વિદ્વાન હતા તેમનું શિષ્યમંડળ પણ ઠીક ઠીક વિસ્તૃત હતું. આ આઘાતથી બચવા માટે પંડિતજીને તિલકાયત શ્રીગોવર્ધનલાલજીએ શ્રીનાથદ્વાર તેડાવ્યા. અહીં થોડા માસ બિરાજી, ઉદેપુરનરેશના નિમંત્રણને માન આપી, ઉદેપુર પધાર્યા. અહીં પંડિતજીના સમાગમમાં મહારાણા તથા પોલિટિકલ એજન્ટ સાહેબ આવ્યા. આ બન્ને જણાઓ પંડિતજીની અદ્ભુત સ્વધર્મપરાયણતા તથા વિસ્મયજનક તીવ્રબુદ્ધિથી ઘણું આશ્ચર્ય પામ્યા. મહારાણાએ પંડિતજીનાં ભારે વખાણ સાથે એક હજાર રૂપિયા તથા પોલિટિકલ એજન્ટ સાહેબે બે શાલ ભેટ આપી. ત્યાંથી પંડિતજી મુંબાઈ પધાર્યા.

૨૬

## ભટ્ઠી •

મુબાઇમાં પડિતજીનુ સ્થાન એક સાચા ધર્મપાલક અને ધર્મજ્ઞ તરીકે વિશેષ પ્રસિદ્ધિ પામ્યુ હતુ કોઈ પણ પ્રકારની ધાર્મિક બાબતમા પડિતજીની સનાદ આખરી મનાતી તથા કોઇ પણ સાર્વજનિક કે વ્યક્તિગત ધાર્મિક કાર્યમાં પડિતજીની સલાહ મુજબ મુબઇનો ધર્મપ્રેમી વર્ગ ચાલતો.

આ સાન એટલે સવત ૧૯૪૩મા મુબાઇ મ્યુનિસિપાલિટીએ મુડદા બાળવા માટે જુની રીત બદલી, નવી રીત દાખલ કરવા માટે વિચાર કર્યો આ કાર્ય માટે મુબાઈ શહેરની મ્યુનિસિપાલિટીના કામ ચલાઉ કમીશનર મી એક્ એલ ચાર્લ્સ શબદહન અગે ફેરફારની સમજૂતી આપતો એક પરિપત્ર કાઢી શહેરના આગેવાનો ઉપર મોકલ્યો

આ શબદહન વિધિમા સીમેન્ટના ચોકઠામાં લોઢાના થાભલા રોપવાના હતા અહી આગળ મૃતદેહના સબધીઓ શબ મૂકે પછી તે શબ ત્યાંના માણસો નવા સચા દ્વારા બાળી નાખે આવી રીતે એક સાથે અનેક શબ બાળવાની પદ્ધતિ દાખલ કરવાની હતી

આ શબદહનની પદ્ધતિમાં આપણા આર્યધર્મના સસ્કાર ને પદ્ધતિનો જરા સરખોએ વિચાર કરવામા આવ્યો નહતો અને આપણા ધર્મ ને સમાજના આગેવાનો—જે કાં તો કુલપર પરાથી કે ધન સબધથી લેવા મની બેઠેલા હોય છે તેઓ—કોઇ પણ જાતની ધર્મ ને સમાજની વાતમાં ગભીરતા ન રાખતા મનસ્વી વર્તન દાખવવા માડે છે, અને તેઓ ધર્મજ્ઞ પુરુષોની આવી બાબતમા ઉપેક્ષા કરે છે તેમની આવી નીતિથી આપણો આર્યધર્મ દિનપ્રતિદિન ક્ષીણ નબળો પડતો

જાય છે, આ વસ્તુ ઉઘાડી આંખે જોવાથી સહજ સમજાય તેવી છે.

અહીં પણ એવું બન્યું. જુદા જુદા સમાજના આગેવાનોએ આવી જાતના કામ માટે પોતપોતાનો લેખિત ટેકો આપ્યો. આ દરમિયાન પંડિતજી ઉપર મી. ચાર્લ્સનો આ પરિપત્ર આવ્યો, ને તેમના અભિપ્રાય માટે માગણી કરી. આ પરિપત્ર તેમણે બીજા પાસે વંચાવ્યો. પરિપત્રની વાત સાંભળીતા જ તેમણે શબદહનની આવી રીતિ માટે વિરોધ કર્યો, અને તે માટે પોતાનો વિરોધમત જણાવતો નીચેનો એક પત્ર કમીશનર ઉપર મોકલ્યો.

મહેરબાન એફ એમ. ચાર્લ્સ એરકવાર્ટ,

મુંબાઇ શહેરની મ્યુનિસિપાલિટીના

કામચલાઉ કમીશનર જોગ.

સાહેબ,

તમારો તા. ૨૯ મી જુલાઇ ૧૮૮૭નો લખેલો અંગ્રેજી પત્ર મને છેક તા. ૭મી ઓગસ્ટે મળ્યો. એ પત્રનો જુવાબ ચાલતા માસની તા ૧૫મી પહેલા મોકલવા તેમા જણાવેલું હોવાથી, તે સંબંધે ખુલાસાવાર લખવા જેટલો હાલ મને અવકાશ નથી, માટે તે તો જ્યારે બને ત્યારે ખરું. દરમ્યાન હાલ તમારા પત્ર સાથે મોકલેલા અગાઉ પ્રશ્નોનો સાર જાણી લઇ તે સર્વના ટૂંકા ઉત્તરો આ સાથે ગુજરાતીમા લખી મોકલ્યા છે, જેનુ અંગ્રેજી કરાવી લેવા હું ધારું છું કે તમોને સહેજ બની શકશે.

૨ મુડદાં બાળવાની રીતિમાં એવો ફેરફાર કરવો કે જેથી ખર્ચમાં ઘટાડો થાય અને જગા ન રોકાય, આ તમારો ઉદ્દેશ મનના ફાયદા માટે છે, અને એ પ્રયોગમાં જો ધર્મવિરોધ ન આવતો હોય તો બહુત અચ્છા. પરંતુ આર્ય લોકોમાં ગર્ભાધાનથી આરંભી અંત્યેષ્ટિ (મરણની ક્રિયા) સુધીના સંસ્કારો કરવાને ધર્મશાસ્ત્રમાં લખ્યું છે

અને તે સંસ્કારો કર્યાથી આ લોક અને પરલોકમાં ઉત્તમયોગ મળે છે.–એમ આર્યશાસ્ત્રમાં નિર્વિવાદ રીતે માન્યું છે તેમાં અંત્યેષ્ટિ સંસ્કાર અત્યંત આવશ્યક છે અને તેનો આરંભ મુખ્ય પ્રેતદહનથી જ થાય છે. માટે જો એ દહન જ ગેરરીતે થાય તો તેથી સંસ્કાર આખો બગડે. આ અંત્યેષ્ટિ સંસ્કાર યથાર્થ થવાથી મરનાર પ્રાણીની પરલોકમાં પૂરી સદ્ગતિ માનેલી છે. અને પાછળથી ક્રિયા કરનાર પુત્રાદિકનું આ લોક પરલોક બનેમાં મોટું કલ્યાણ માનેલું છે. માટે શાસ્ત્રમાં અને તથા લોકમાં પ્રસિધ્ધ દહન પ્રકારથી વિરુદ્ધ રીતે નવા સંચા વગેરે કરી તેમાં શબને બાળવુ અને તે પણ કાષ્ટથી જુદા સાધનો–કે જે કદાચિત અપવિત્ર પણ હોય, તેવા સાધનોથી બાળવું એ તદ્દન અયોગ્ય છે.

૩ આર્યશાસ્ત્રમાં બ્રાહ્મણ ક્ષત્રી વૈશ્ય અને શૂદ્ર એ ચારે વર્ણો એક બીજાથી ઉતરતા ગણેલા છે, અને હાલ તો જ્ઞાતિ ભેદથી અગણિત ભેદ સુદૃઢ માનવામાં આવે છે. તે વર્ણભેદ જાતિભેદ તોડી સર્વ શબોને સાથે બળવા એ કેમ અયોગ્ય ન ગણાય ? આર્યશાસ્ત્ર પ્રમાણે જોતાં એક વર્ણમાં પણ એક શબનો બીજા શબને સંસર્ગ થવાથી ઘણી અપવિત્રતા ગણાય છે અને તેની શુદ્ધિ માટે અંત્યેષ્ટિ કરનારાને શાસ્ત્રોક્ત ક્રિયા કરવી પડે છે. ઉત્તમ વર્ણને ઉતરતા વર્ણનો સંસર્ગ હોય તો ઘણી જ મોટી ક્રિયા કર્યા પછી જ તેનું દહન કરવુ એમ શાસ્ત્રમાં આજ્ઞા છે. એક મુડદાને બીજા મુડદાનો સહજ પણ સંસર્ગ થયો હોય અને તે સસર્ગની શાસ્ત્ર પ્રમાણે શુદ્ધિ કર્યા વિના જાણીને અથવા ભૂલથી તે શબનું કરવામાં આવેલું દહન વ્યર્થ ગણવામાં આવે છે; અને પછી હાડકાં ઉપર તે શાસ્ત્રોક્ત ક્રિયા કર્યા પછી ફરીથી હાડકાંનં વિધિ પ્રમાણે દહન કરવું પડે છે. વળી કદાચિત્ સ્ત્રીઓનાં અને પુરુષોનાં મડદાં સાથે બળે તો ઉપર લખેલા અનર્થ કરતાં વધારે અનર્થ થાય. દંપતિ સિવાય અન્ય સ્ત્રી તથા પુરુષ સાથે બાળવાથી ઘણું જ મોટું પાપ થાય–એટે તે બન્ને નિર-

પરાધી પ્રાણીનો વૃથા વ્યભિચાર સિદ્ધ કરી પરલોક ગતિમાં મોટી હાનિ પહોંચાડી, આમ બને. દંપતિમાં પણ બે જુદાં જુદાં મરણ પામ્યાં હોય તો તે બંનેનાં મુડદાં પણ સાથે બાળવાનો વિધિ નથી.

૪ શબ બાળવા માટે ઈંટ ચુનાથી વા ધાતુથી જો કોઈ પ્રકારનું બાંધકામ કરવામાં આવે તો તેમાં શબ લાગ્યા પછી બીજું બાળવા માટે તેની શુદ્ધિ કરવાની જરૂર છે, અને ચુનો ઈંટ ઉખેડ્યા વિના તે સ્થળ શુદ્ધ થતું નથી. તથા ધાતુ ગળ્યા વિના શુદ્ધ થાય નહિ માટે તેવું બાંધકામ કરવામાં આવે તો તે પણ વ્યર્થ થઈ પડે.

૫ મારા વિચાર પ્રમાણે મડદાંને દાટવા કરતાં બાળવાં એ જ ઉત્તમ રીત છે. માટે જો હિંદુઓનાં મડદાં દાટવામાં આવતાં હોય તો તેનો અટકાવ થઈ તે બાળવાનો રિવાજ પડે એમ તો થવું જોઈએ. અને તેમ થવામાં બે લાભ દેખીતા છે : (૧) જમીનનું રોકાણ નહિ થાય, અને (૨) હિંદુ ધર્મથી શાસ્ત્રવિરુદ્ધ ચાલતા રિવાજનો અટકાવ થશે.

૬ મુડદાં બાળવા માટે સંચો કરવામાં આવે તો ખર્ચમાં ફાયદો પડે એવી જે દલીલ એ બાબતમાં બતાવવામાં આવે છે તે ઘણી ફાયદા યોગ્ય જણાતી નથી. કેમકે ખર્ચમાં બચાવ થવાના કારણમાં ધર્મશાસ્ત્રના નિયમો ઉલ્લંઘીને અધર્મથી વર્તવું એમ કોઈ પણ ધર્મિષ્ઠ માણસ કબૂલશે, નહિ એમ હું ધારું છું. કદાપિ ખર્ચમાં બચાવ થાય એમ માનીએ તો તે પણ માત્ર બાળવાનાં લાકડાંની કીમતમાં સહેજસાજ બને, જે કંઈ મોટો લાભ ગણાય નહિ. વળી લાકડાંનાં જંગલો હિંદુસ્તાનમાં ઘણાં છે, પરંતુ તે મોંઘાં મળવાનું કારણ તો સરકાર કહેવાય. અગર જો કોઈ રીતે સરકારને સમજાવી આ કામને માટે વગર કીંમતે બળતણ મેળવવા પ્રયત્ન થાય તો સફલ થવાશે.

(૧) દરેક શબને અવશ્ય જુદું જ બાળવું જોઈએ

(૨) હિંદુધર્મ પ્રમાણે પાંજરૂ કે ભઠ્ઠી બનાવી તેમાં પ્રેતદાહ કરી શકાય જ નહિ, કાચ્ચી ભૂમિ પર જ દાહ થવો જોઈએ. ઉત્તમ કે ઉતરતા વર્ણના શબ એક કે બીજા સાથે ન જ બળાય.

(૩) જ્યારે આ પ્રકાર જ ખોટો છે ત્યારે એક ભઠ્ઠીમાં જુદાં જુદાં ખાનાં પાડી પ્રેતદહન થઈ શકે કેમ!

(૪) મરનારના પુત્ર વગેરે અગ્નિસંસ્કાર કરનાર અધિકારીઓએ મરનારની ચિતા પાસે અવશ્ય જવું જોઈએ.

(૫) ચિતા ભડકતા પહેલાં તથા તે ઉપર પ્રેત મૂકયા પછી કેટલીક ધર્મક્રિયા કરવામાં આવે છે.

(૬) પ્રેત બળતું હોય તે અરસામાં પણ કપાલિક વગેરે ક્રિયા કરવામાં આવે છે.

(૭) પ્રેત બળી રહ્યા પછી તેના અસ્થિ રાખોડી વગેરે હિંદુ ધર્મ શાસ્ત્ર પ્રમાણે તીર્થમાં નાખવા જોઈએ તીર્થ ન મળે તો દરિયા વગેરે જળાશયમાં પધરાવવાં જોઈએ.

(૮) ધર્મશાસ્ત્રમાં મુખ્યપક્ષ નો ત્રણ દિવસ પછી મરનારની ચિતા હોલવી ફુલ (અસ્થિ) વીણી લેવાનો છે પરંતુ તેટલા દિવસ તેને તે જ ઠેકાણે મુબાઈ જેવા ગીચ વસ્તીવાળા શહેરમાં તથા સંકોચિત સ્મશાનમાં ચિતા રાખવામાં બીજા મુડદા વગેરેનો અપવિત્ર સ્પર્શ થાય, માટે તુરત ચિતા હોલવી ફુલ વીણી લઈ તે દરિયામાં પધરાવી દેવાનો રિવાજ પડ્યો હોવો જોઈએ

(૯) અગ્નિસંસ્કાર થયા પછી પ્રેતને અથવા તે બળી રહ્યા પછી તેના અસ્થિ વગેરેને મરનારના વર્ણ સિવાય બીજી વર્ણનાએ અડકવું ન જોઈએ. ઉત્તમ વર્ણવાળો જો ઉતરતા વર્ણનાને અડકે તો અડકનારને શાસ્ત્રથી મોટું પ્રાયશ્ચિત્ત કરવુ પડે છે અને મરનાર જો ઉત્તમ વર્ણનો હોય અને અડકનાર ઉતરતા વર્ણનો હોય તો મરનારની પરલોક ગતિ ઉત્તમ લેખાતી નથી.

(૧૦) આ પ્રશ્નનો જવાબ નવમા પ્રશ્નના ઉત્તરમાં સમાઈ જાય છે.

(૧૧) મરનારની ચિતા ત્રણ દિવસ સુધી રાખવાના ધારામાં તેના શબને બળીને ખાખ થતા સુધી તેના સગાઓ ચિતા પાસે રહેના ન હતા અને તેમને રહેવાની જરૂર નહોતી. પરંતુ હાલના રિવાજ પ્રમાણે તેટલા જ વખતમાં સર્વ ક્રિયા કરી લેવા માટે તેમને ચિતા પાસે રહેવાની અવશ્ય જરૂર છે.

(૧૨) લાકડાં છાણાં ઘાસ તથા તે સાથે ધર્મશાસ્ત્રમાં જેને અપવિત્ર ન ગણી હોય એવી જ વસ્તુથી મડદાં બાળવાં જોઈએ.

(૧૩) મુડદાં બાળવાની જગા સાફસુફ કરવા માટે ૪ષ્ટ જાતનો માણસ રાખવો તેનો ખુલાસો ધર્મશાસ્ત્ર જોતાં ગૂચવાડા ભરેલો છે, પરંતુ ચાર વર્ણથી બહારના મનુષ્યો તો ન જ ચાલે.

(૧૪) મુડદાં બાળવાની જમીન ઉપરથી ખુલીજ હોવી જોઇએ

(૧૫) હિંદુઓના દેહ અથવા બે વર્ષ સુધીની ઉમરનાં મરનાર બાળકોને દાટવામાં આવે છે, તે પછીની ઉંમરનાને બાળવું મુખ્ય છે, અને ત્રણ વર્ષ પછીના મુડદાને બાળવું જ જોઇએ. પણ નાનાં બચ્ચાં (બાર દિવસ ઉપરની ઉમરના)ને પણ બાળવાની શાસ્ત્રમાં મનાઇ નથી.

(૧૬) કોઇ પણ જાતના રોગવાળાવાળાને બાળવાની ધર્મશાસ્ત્રમા મના કરેલી નથી, પણ સંન્યાસી તથા બે વર્ષ સુધીના નાનાં બાળકો સિવાય સર્વ મનુષ્યોને બાળવાનો જ વિધિ છે.

(૧૭) પ્રેતને બાળવામાં બાધ લેખનારી એવી જાતો હિંદુઓમાં નહિ હોય, અને હોય તો મારા જાણવામા નથી. ફક્ત સન્યાસ લીધો હોય તેનું મડદું ભુમિમાં દટાય યા જળમાં વહેવરાવાય, પરંતુ બળાય નહિ

(૧૮) ગૃહસ્થ એટલે સ્ત્રી પરણેલા હિંદુ લોકો અગાઉ પોત પોતાના ઘરમાં નિરંતર અગ્નિ રાખતા. જે મનુષ્યનો સંરક્ષેલો જે અગ્નિ હોય તે જ અગ્નિ વડે અર્થાત્ સ્માર્તાગ્નિ અથવા શ્રૌતાગ્નિ

એટલે ધર્મક્રિયા પ્રમાણે ઘરમાં રાખેલો જે અગ્નિ તે વડે જ અગ્નિ-સંસ્કાર કરવાનો વિધિ છે. માટે તેનો અગ્નિ ઘેરથી લઈ જવામાં આવતો હતો. તે પછી હાલ તો બળતી તોલડી લઈ જવાનો રિવાજ પડી ગયો છે. મુડદાને સાચામાં પ્રથમથી સળગાવી રાખેલા અગ્નિમાં બાળવા મૂકવા એ તો કેવળ ધર્મશાસ્ત્ર વિરુદ્ધ છે, એ કહેવાની તો જરૂર નથી. કેમકે સંચા વગેરે પ્રકાર ઉપર જણાવ્યા પ્રમાણે ધર્મ-શાસ્ત્ર વિરુદ્ધ છે.

પં. ગટ્ટુલાલજી ઘનશ્યામજીની આજ્ઞાથી વિઠ્ઠલદાસ રાજારામ

ઉપલો પત્ર શ્રી ચાર્લ્સના હાથમાં જતાં, તેનો મર્મ સમજતાં તે તો બહુ અકળાઈ ગયા. અત્યાર સુધી આવેલા ઘણાખરા ઉત્તરો તેમની સૂચનાને ટેકારૂપ હતા. આ જ પત્ર નવી ભઠ્ઠીની વિરુદ્ધમાં હતો. તેથી તેમણે અંગ્રેજી પત્રોમાં પંડિતજીના વિચારો સમગ્ર હિંદુ જનતાના નથી એમ જણાવી, મ્યુનિસિપાલિટી તો પોતાના નિર્ણય પ્રમાણે પોતાનું કામ કરશે એમ સમાચારપત્રોમાં લખવા માંડ્યું. વળી વધારામાં બોમ્બે ગેઝેટ, ટાઈમ્સ ઑફ ઈંડિયા, રાસ્તેગોફ્તાર વગેરે અંગ્રેજી ગુજરાતી છાપાંઓ પણ મી. ચાર્લ્સની વાતને ટેકો આપવા લાગ્યાં, અધૂરામાં પૂરું તે વખતના નાગરિક નેતાઓમાંના કેટલાક નેતાઓ મી. આરથર ક્રાફર્ડ, સર મંગળદાસ નથુભાઇ, મી ડોસાભાઈ ફરામજીએ મી ચાર્લ્સની વાતને ટેકો આપતા હોય તેવા ઉત્તર આપ્યા. પણ મી ચાર્લ્સે પંડિતના પત્રનો સીધો ઉત્તર ન આપ્યો.

હવે આ કમીશનર સાહેબે ભઠ્ઠીના પ્રશ્ન અંગે વ્યૂહ બદલ્યો પ્રથમ તેમણે એમ કહેવા માંડ્યું કે એક સાથે ઘણાં મડદાં બાળી શકાય એવી સગવડ કરવા માટે કેટલાક ઉત્તર આવ્યા છે. તદુપરાંત સને ૧૮૮૫-૮૬માં મુંબાઈમાં કુલ મરણ ૨૮૮૫૦ છે તેમાં હિન્દુ-ઓના ૧૪૫૫૮ મરણ છે. આમાંના ઘણાંખરા શબ દાટવામાં આવે

હતા. પણ જ્યારે પંડિતજીએ પોતાના વિચાર જાહેર પ્રજામાં વહેતા મુક્યા ત્યારે પ્રથમ મત આપનારાઓના વિચારમાં પણ પલટો આવ્યો, ને તેમણે પણ મી. ચાર્લ્સની વાતને ટેકો આપવો બંધ કર્યો આ જ દરમિયાન ૧૫-૯-૮૭ના રોજ એક અસાધારણ મોટી સભા ભઠ્ઠીનો વિરોધ કરવા મળી આ મહત્ત્વના કાર્યના પ્રમુખ માટે ગવ સાહેબ વિશ્વનાથ માંડલિકને ચુંટવામાં આવ્યા ને શેઠ વરજીવનદાસે તેમને ટેકો આપ્યો. પ્રમુખે પંડિત ગટ્ટુલાલજીનો આભાર માનતાં જણાવ્યું કે શબદહન વિધિ શાસ્ત્રમાં કેવો છે તે બરાબર બતાવનાર આ પંડિતજી છે, ને સમગ્ર હિંદુ જનતાએ તેમનો આભાર માનવો જોઇએ. આ વખતે પંડિતજીએ ભઠ્ઠી વિષે પોતાને કયી ત્રુટિઓ જણાય છે તે સભામાં સવિસ્તાર સમજાવ્યું. ત્યારબાદ ભઠ્ઠીના વિરોધ માટે એક સભા નીમવામાં આવી, જેમાં ગ. બા. વિશ્વનાથ નારાયણ માંડલિક, શેઠ વરજીવનદાસ માધવ, પંડિત ગટ્ટુલાલજી, ભગવાનલાલ ઇંદ્રજી વગેરે હતા.

આ દરમિયાન મી. બી.બી. નગરકરે જેઓ પ્રાર્થનાસમાજી હતા. તેમણે ભઠ્ઠીની તરફેણમાં એક સભા વિલ્સન કોલેજમાં બોલાવી, પણ તેમને ટેકો નહિ જેવો મળ્યો. ત્યારબાદ ૨-૧૦-૮૭ ના રોજ હિંદુ મહાજનની એક બીજી મોટી સભા મળી આ સભામાં એક વિરોધ અરજી તૈયાર કરી હજારો સહીઓ સાથે તે અરજી કોર્પોરેશનમાં મોકલી આપી.

હવે કોર્પોરેશનમાં આ કામ માટે ફેંસલાના નિકાલ માટે સભા મળી. આ વખતે કર્નલ મેરી વેધરે ભઠ્ઠી દાખલ કરવા માટે દરખાસ્ત મૂકી ને દરખાસ્તનો વિરોધ ગ. વિશ્વનાથ નારાયણ માંડલિકે કર્યો. તેમાં તેમણે જણાવ્યું કે પંદર હજાર હિંદુ ગૃહસ્થોની અરજી આ કાર્યના વિરોધ માટે આવી છે. તદુપરાંત મે. શ્રી દેવકીનંદનાચાર્યજી, તથા પંડિતવર્ય ગટ્ટુલાલજી તથા બીજા શાસ્ત્રીઓએ આ કાર્યને નાપસંદ કર્યું છે. તદુપરાંત આ શહેરના મુખ્ય શ્રીમંતોએ પણ આ કાર્ય માટે

વિરોધ દર્શાવતી અરજી મોકલી છે. માટે ભઠ્ઠી આ રીતે ન બનાવવી જોઈએ એમ જણાવ્યું વળી ભઠ્ઠીની તરફેણ કરનારી ભૂસો માણસોની અરજી હોય તેમ જણાય છે ત્યારબાદ આ દરખાસ્ત ઉપર બે ત્રણ સુધારા આવ્યા ને કેટલીક ચર્ચા થઈ, ત્યારબાદ સભા બીજા દીવસ પર મુલતવી રહી.

બીજા કોર્પોરેશનની મીટીંગમાં ડૉ. બ્લેનીએ જણાવ્યું કે ગમે તેટલા લાભ કે ફાયદો હોય પણ કોઇના ધર્મ સંબંધી લાગણી દુભવવી ન જોઈએ, પછી મત લેતાં ૧૭ વિરુદ્ધ ૧૧ મતે ભઠ્ઠીનો સવાલનો ભુક્કો થઇ ગયો આમ પંડિતજીએ ઉપાડેલી લડતનો સફળ અંત આવ્યો.

આ ભઠ્ઠીના ભુક્કાની લડતનો ખ્યાલ આપણા હાલના સત્યાગ્રહની લડતના જમાને ન આવે તે સ્વાભાવિક છે પણ તે કાલમાં મુખ્યત્વે ગોરા લોકોના મોઢા સામે જોઇને મોટા ભાગના લોકો મતની આપ લે કરતા. વળી આપણો કેળવાયેલો તથા શ્રીમંત વર્ગ પણ તેમની આંખે જોતો. તેવા સમયે ગોરા લોકોની વાતનો વિરોધ કરી, આવડો મોટો વિરોધ પ્રજામાં જગવી, ટેકો મેળવવો એ કંઇ સહેલી વાત ન હતી આમ પંડિતશ્રીએ ભઠ્ઠી વિરુદ્ધ ચળવળ કરી આપણી ધર્મભાવના સતેજ કરી, આપણા લોકોમાં ધર્માભિમાન પેદા કર્યું તે કાર્યનું મૂલ્ય ઓછું નથી.

ગુજરાતીકાર લખે છે. "ભઠ્ઠીનો ભુક્કો કરવાનું પહેલું માન અમે પંડિતવર્ય ગટ્ટુલાલજીને આપીશું. કેટલાક દેશી મેમ્બરો કે જેઓના વિચાર કંઇપણ શાસ્ત્રાધાર વગરના છે ને તેઓ કોઈ પણ રીતે ધર્મ કે શાસ્ત્રમા સત્તાવાળા ગણાતા નથી તેઓએ વગર વિચારે ગમે તેમ મતો લખી મોકલ્યા હતા. આ મનો પર વિચાર કરી કમીશનરે તો તમામ હિંદુ કોમ ભઠ્ઠી પસંદ કરશે એમ ધારી સર્વ જ્ઞાતિને તે બાબતમા પ્રશ્નો પૂછ્યા હતા. આ પ્રશ્નો એટલા બધા

કંગા ને અવિવેકી હતા કે સર મંગળદાસ નથુભાઈએ પણ તેના અવિવેકીપણા સામા આ (ગુજરાતી) પત્રમાં પોતાના વિચાર પ્રગટ કીધા છે. પ્રજામાં કમીશનરના અવિવેકિત પ્રશ્નોથી ખળભળાટ થાય, ને પ્રાચીન રીતરિવાજને માનનારી હિંદુ કોમ ગભરાય તેમાં કાંઇ આશ્ચર્ય નહોતું. પરંતુ પં. ગટ્ટુલાલજીએ પોતાના વિચારો આપ્યા પછી ઘણાક પ્રથમ વિચાર આપેલા હિંદુ મેમ્બરો પણ પાછા ફરી ગયા. પંડિતજી પર ધર્મિક રીતનો કટાક્ષ કમીશનરે કીધો હતો, તેમ જ એક સુધરેલા પારસી પત્રે ફોકટમાં લવલવાટ કરીને હિંદુઓની લાગણીને ફોગટમાં દુખાવી છે. પણ આ બધા લવલવાટનો અંત આવ્યો છે. પં. ગટ્ટુલાલજીના વિચાર આગળ તેઓના વિચાર તદ્દન ક્ષુલ્લક જણાય છે. પંડિતજી પર દોષ મૂકવામાં આવ્યા છે તેમાં તેઓ તદ્દન ખોટા છે, તેના ઘણા મજબૂત કારણો છે × × × ×

પણ પંડિત ગટ્ટુલાલજી હતા તો આ પ્રમાણેનો એક ધર્મનો મોટો વિજય મળ્યો ને તે માટે આખા હિંદુ મંડળે તેમનો ઉપકાર માનવો જોઇએ, તથા રા. સા. મંડલીક, મુંબાઈ સમાચાર, જામજમશેદ, તથા ડા. લીલાધર જાદવની સેવાની કદર કરવી જોઇએ.

## ૨૬

# વેદ

અહીંના પ્રશ્ન દરમિયાન વેદ ઇશ્વરપ્રણીત છે એ વિષે ચર્ચા ઉભી થઈ શરૂઆત એવી રીતે થઈ કે પ્રો૦ શ્રી રંગશેઠ જીનસીવાએ હેમંતોત્સવ વ્યાખ્યાન માળામા વેદ વિષે વ્યાખ્યાન આપતા જણાવ્યું કે સામાન્ય રીતે, વેદ ઇશ્વર પ્રણીત છે, એમ હિંદુઓની માન્યતા છે. પણ વસ્તુતઃ વેદ ઇશ્વરપ્રણીત નથી આ વ્યાખ્યાનના વિરોધમાં જાણીતા, વિશિષ્ટાદ્વૈતી વૈષ્ણવ શાસ્ત્રી ગણુઠોડજી ઉદ્ધવજી શાસ્ત્રીએ વેદ ઇશ્વરપ્રણીત છે એમ એક લેખ વર્તમાન પત્રમાં છપાવ્યો. આમ ચર્ચાની પરંપરા શરૂ થઈ તેથી કંઈ નિર્ણય ન થયો આપણા ત્યાં વેદનુ સ્થાન ઘણુ મોટુ છે, કારણકે તેના ઉપર આપણા આર્યસ્થાનના સર્વ ધર્મનો, શાસ્ત્રનો, પુરાણનો તત્ત્વજ્ઞાનનો, ભાવાનો અને પરૂ કહીએ તો હિંદુઓના સર્વ પ્રાચીન આચારવિચારનો આધાર રહ્યો છે. માટે આ સર્વાધાર વેદ વિષે નિર્ણયાત્મક વિચાર સિદ્ધાંત જણાવવા સારૂ વર્તમાનપત્રોમા આવતી ચર્ચા પૂરતી ન હતી આ વખતે પંડિતજી મુંબાઈમાં ન હોવાથી, આ અગત્યની ચર્ચાનો યોગ્ય નીવેડો ન આવ્યો પણ થોડા વખતમા પંડિતજી મુંબાઈ આવ્યા. તેમને આ સબંધી વાત કરવામા આવી આથી તેમણે વેદ વિષે પોતાના વિચાર જણાવવા માટે આર્યધર્મ સુધર્મોદય સભામાં વ્યાખ્યાન આપવાં શરૂ કર્યાં (૧) વેદ સાક્ષાત ઇશ્વરની વાણી અને શબ્દાત્મક ઇશ્વર સ્વરૂપ છે, (૨) તે સર્વ શબ્દવિદ્યાનુ મૂળ કારણ છે, ને (૩) તે પરમ પ્રમાણ છે આવા ત્રણ વ્યાખ્યાન આ સભામાં તેમણેઆપ્યાં એટલામા ૬-૮-૮૭ ના રોજ આર્ય સમાજના ઉપદેશક સ્વામી ભાસ્કરાનંદ સરસ્વતિએ વૈષ્ણવ સંપ્રદાયની પ્રાચીન

અર્વાચીન સ્થિતિએ નામની પત્રિકા પંડિતજીના ભાષણ વખતે વહેંચી. આ પત્રિકાનો ઉત્તર પંડિતજીએ એક હજાર શ્રોતા વચ્ચે બહુ સચોટ રીતે આપ્યો અને સ્વામીજીની પત્રિકામાંથી ઉભી થયેલી ગેરસમજ તથા કલ્પિત વાતોને સ્પષ્ટ રીતે ખુલ્લી પાડી આથી સ્વામીજી પંડિતજી ઉપર રોષે ભરાયા અને આર્યસમાજમા પંડિતજીના વ્યાખ્યાનનું ખંડન કરવા વ્યાખ્યાન રાખ્યું અહીં સ્વામીજી વ્યાખ્યાન-ખંડનને બદલે મહારાજો ઉપર વ્યાખ્યાન આપવા મંડી પડયા. આથી જે વિદ્વાનો પંડિતજીના વ્યાખ્યાનનું ખંડન સાંભળવા ગયા હતા તે નિરાશ થયા. ત્યારબાદ પંડિતજીના શિષ્ય વ્યાસ મૂળશંકર રામજીએ સ્વામીજીના વ્યાખ્યાન ઉપર ચર્ચા કરી. તેના અંગે ખંડન મંડન ચર્ચા માટે આહ્વાન આપ્યું. તે સ્વામીજીએ સ્વીકાર્યું નહિ. પરંતુ આર્ય સમાજના મંત્રી શ્રી સેવકલાલ કરસનદાસે શ્રી ગટ્ટુલાલજીને આ સંબંધમા પત્રોમાં ચર્ચા કરવાનું તા. ૨૪–૮–૮૭ને રોજ જણાવ્યું. આ વિષે લખતા શ્રી સેવકલાલ જણાવે છે કે ઉક્ત પંડિતજી (શ્રી ગટ્ટુલાલજી) જો સત્યની તલવાર લઇ બહાર પડશે તો આખા ભારતવર્ષને લાભ થશે, તેથી મેં આ માગણી દેશોપકાર વાસ્તે કરી છે. ાયી તેઓ મને ક્ષમા કરશે. પણ પંડિતજીને આવી આક્ષેપાત્મક ાર્ચા માટે સમય ન હતો. એટલે તેમના શિષ્યો મૂળશંકર, ત્ર્યંબકલાલ ાનિ, શાસ્ત્રી રેવાશંકર તથા સ્વામીજી ને સેવકલાલ વચ્ચે ચર્ચાઓ ઈ જે ચર્ચા अनृते पतितो वह्निः स्वयमेव प्रशाम्यति એ ન્યાયે અધૂરી રહી.

## ૨૮

# કાશીની યાત્રા

સં. ૧૯૪૩માં શ્રીનાથદ્વારાના તિલકાયત શ્રીગોવર્ધનલાલજી મહારાજ પ્રયાગ કાશી વગેરે સ્થલે યાત્રા કરવા નીકળ્યા. તેમની સાથે ઘણા પંડિતો વિદ્વાનો અને શાસ્ત્રીઓ આ વખતે પ્રવાસમાં હતા. તે છતાં તેમણે પંડિતજીને અત્યંત આગ્રહ કરી. પોતાની સાથે લીધા. કાશી અસલથી વિદ્યાનું કેન્દ્ર છે વળી શ્રીમહાપ્રભુજીનો શૈશવકાળ પણ કાશીમાં ગયો હતો. તેમણે વિદ્યાભ્યાસ પણ ત્યાં જ કર્યો હતો, તથા શુદ્ધાદ્વૈત બ્રહ્મવાદનું પ્રતિપાદન પણ પ્રથમ ત્યાંથી શરૂ કર્યું હતું. વળી પત્રાવલંબન ગ્રંથ લખી શ્રીકાશીવિશ્વેશ્વરના મંદિરના દ્વારે ચોટાડી માયવાદી પંડિતોને શુદ્ધાદ્વૈત તત્ત્વજ્ઞાન સમજાવવા માટે આહ્વાન આપી કાશીમાં જ કેવલાદ્વૈત તત્ત્વજ્ઞાનને હાર આપી હતી. અને આપશ્રીએ આસુરવ્યામોહલીલા પણ અહીં જ કરી હતી. આમ પહેલેથી છેલ્લે સુધી કાશીમાં રહી, ધર્મસંસ્થાપનનું યુગપ્રવર્તક કાર્ય કર્યું કોઈએ પણ હોય તો એક શ્રીમહાપ્રભુ વલ્લભાચાર્યજી છે. તેથી ભારત-ભૂષણ પંડિત શ્રી. મદનમોહન માલવીયાજી શ્રીમહાપ્રભુજીને કાશીના પ્રથમ આચાર્ય તરીકેનું બિરુદ આપે છે. વળી કાશીમાં પુષ્ટિ સંપ્રદાયનું એક મોટું મંદિર ગોપાલ મંદિર છે, તથા શ્રીમહાપ્રભુજીની બેઠકો છે. આમ પુષ્ટિ સંપ્રદાય સાથે કાશીનો સંબંધ મૂળનો છે. અને કાશીમાં વિજયયાત્રા કરવા માટે જવું એ કાર્ય અસાધારણ ગણાતું. આથી મહારાજશ્રીએ કાશીની યાત્રા માટે વિચાર કર્યો. તેમનો ઇરાદો વિજયતિલક કરાવવાનો ન હતો, પણ તેમની ઇચ્છા શ્રીમહાપ્રભુજીની બેઠકોમાં જઈ, દર્શન કરવાની હતી. છતાં તેઓ

પરાજિત કરે તો કાશીનું ગૌરવ ખંડિત થયુ ગણાય. આમ મને તો પોતાનો આ ભૂતલ ઉપરનો જન્મ એળે ગયો ગણાય આથી કાશીના ગૌરવને સાચવવા માટે પોતાનો અવતાર છે એમ તેઓ ગર્વથી વર્તે છે. અહીં ગો શ્રી ગોવર્ધનલાલજી તથા જીવનલાલજી સભામાં સિંહાસન ઉપર બિરાજ્યા હતા. અનેક પંડિતો આ સભામાં હાજર હતા, જેમાં શ્રી કૈલાસચંદ્ર ભટ્ટાચાર્ય, શિવકુમાર શાસ્ત્રી, ગંગાધર શાસ્ત્રી, દામોદર શાસ્ત્રીની મુખ્યતા હતી

અહીં શ્રી ગટુલાલજી પાસે શતાવધાનનો પ્રયોગ કરવાવામાં આવ્યો આ પ્રયોગથી આખી પંડિત સભા પંડિતશ્રીની અદ્ભુત સ્મરણશક્તિથી આશ્ચર્ય પામી, ને તેમની શતાવધાન શક્તિની અત્યંત પ્રશંસા કરી.

પછી દર્શનશાસ્ત્રમાં આત્મા–અનાત્મ વિચાર વિષે પંડિતોએ ચર્ચા ઉપાડી, જેનો ઉત્તર પંડિતજીએ બહુ કુશળતાથી આપ્યો ત્યાર બાદ વાદ કથા ઉપર ચર્ચા ચાલી તેમાં પંડિતજીએ કેટલાક પંડિતોને બે ત્રણ કોટીથી, કેટલાકને પાંચ, કેટલાક આઠ તો કેટલાકને દશ કોટી પછી નિરુત્તર કર્યા આમ થવાથી પંડિતોને લાગ્યું કે કાશીનુ ગૌરવ ખંડિત થવા આવ્યું છે. આ વખતે સમયસૂચકતા વાપરી પંડિતજી બોલ્યા કે, કાશી તો અજેય છે. તે અહીં તો જે ચર્ચા ચાલે છે તે આત્માનંદ ખાતર છે આમાં કંઇ મારી મોટાઇ બતાવવાની ઇચ્છા નથી. આવડા મોટા સમૂહના પંડિતોમાં બિરાજતા સરસ્વતીના વિધવિધ રૂપનાં દર્શન કરી મને અતિ આહ્લાદ થાય છે. વળી મારો અહીં આવવાનો ઇરાદો ભગવદ્ દર્શન છે. વિજયપત્ર એ મારો ઇરાદો હતો નહિ, ને છે પણ નહિ આમ કહી પંડિતજી ને પંડિતમંડળી વચ્ચે કાવ્યસાહિત્યની ચર્ચા ચાલી. ત્યાર બાદ મહારાજશ્રીએ દરેક પંડિતનુ પૂજન કરી સુવર્ણ વસ્ત્ર તથા સો સો રૂપિયા દાન તરીકે આપ્યા. પછી પંડિતો મહારાજશ્રી તરફ સન્માન દર્શાવી, પંડિતશ્રીનાં વખાણ કરતા કરતા સૌ સૌના સ્થાને

ગયા. અહીંથી મહારાજશ્રી શ્રીનાથદ્વારા પધાર્યા અને પંડિતજી શ્રીનાથદ્વારાથી મુંબાઈ પધાર્યા.

સં. ૧૯૪૩માં અપ્પા શાસ્ત્રી વિદેહ પામ્યા આ અપ્પા શાસ્ત્રીનું આખું નામ આત્મારામ નારાયણ છે તેમને પંડિતશ્રી પોતાના મોટાભાઈ તરીકે ગણતા તેઓ કુશાગ્ર બુદ્ધિના હતા તથા ડૉ. ભાંડારકરના શિષ્ય હતા તેમનો જન્મ સં. ૧૮૭૪મા થયો હતો આ પંડીતશ્રીની કદર ગો. શ્રી જીવણલાલજી મહારાજે કરી, પોતાની પાસે આજીવન રાખ્યા હતા આથી મહારાજશ્રીને પણ લાભ થયો હતો જોકે મહારાજશ્રી વિદ્વાન હતા ને તેથી બાલકૃષ્ણ વગેરે કાવ્ય રચ્યાં છે, પણ તે કાવ્યો ઉપર સંસ્કૃત ટીકા કરી તેમનું ગૌરવ વધારનાર આ વેદસંપન્ન શાસ્ત્રીજી હતા તેમણે પણ મહાભારત રામાયણ, યોગવાશિષ્ટ વગેરે ગ્રંથો પ્રસિદ્ધ કર્યા છે. પંડિતશ્રી ને આ શાસ્ત્રીજી વચ્ચે મીઠો નાતો હતો સુવર્ણ સાથે સુગંધનો કેમ મેળ ન બને? ઘણા કુટિલ પ્રશ્નોમાં તેઓ એક બીજા વચ્ચે સહકાર મેળવતા. જો કે ઉમરમા સારો તફાવત હતો, છતાં તેઓ એકબીજાના બની રહેતા.

સં. ૧૯૪૪માં ગુજરાતી જ્ઞાન પ્રચારક મંડળીએ પંડિતશ્રીને કવિતા એ વિષય ઉપર વ્યાખ્યાન આપવા આમંત્રણ આપ્યું? પંડિતજીએ પહેલાં પણ આ સભામા વ્યાખ્યાન કરેલાં, તેની કદર આ ભણેલા ગણેલા પારસી બંધુઓ તથા બીજાઓએ કરેલી, ને પંડિતજીની બુદ્ધિશક્તિ માટે તે સૌ સદા સારો ભાવ દેખાડતા તેમની કવિતાના વ્યાખ્યાન ઉપર ચર્ચા કરતાં શ્રી ગુજરાતીકાર જણાવે છે કે કવિતા એ એક એવી આહ્લાદજનક વસ્તુ છે કે તે સર્વે તેને –ગરીબ કે ધનિક, સુખી કે દુખી, આળસુ કે મહેનતુને, ગમગીની કે ખુશાલીવાળી સ્થિતિમા સત્વર આનંદ ઉત્પન્ન કરે છે માત્ર મોટાં મનુષ્ય નહિ પણ નાનાં નાના બાળકોને તેમ જ તારુણ્યના મદમાં ચકચૂર બનેલા યુવાનોને પણ તે આનંદ આપે છે કવિતા જેવા અગાધ અને ઉત્તમ વિષયને યોગ્ય ઈન્સાફ કવિ વિના બીજો કોઈ આપી શકે

તે વાત અસંભવિત જ છે. વળી ગુજરાતી ભાષામાં સાહિત્ય શા જોઈએ તેવા ગ્રંથો પણ નથી, કે તેને આધારે એ વિષય સારી પેઠે ચરચી શકાય. માટે તેનું યથાર્થ વિવેચન કરવા માટે તો ગુજરાતી જનતાને ગીરવાણ ગિરાનું જ સારી પેઠે જ્ઞાન ધરાવનાર તથા જાતે કવિ હોઈને કવિતાનો છવ જે રસ તે સમજનાર પ્રેમીહૃદયી મનુષ્ય જ જોઈએ અને એટલી શક્તિ ધરાવનારને હાથે એ વિષય પડેલો જોઈ અમે ઘણો આનંદ પામ્યા છીએ. ગુજરાતી જ નહિ પણ સંસ્કૃતમાં અત્યુત્તમ કાવ્યશક્તિ આ પંડિતજી ધરાવે છે, એ શક્તિના અનુભવનો જેમણે એમની શીઘ્રકવિતાના પ્રયોગો લક્ષપૂર્વક જોયા હોય, કે એમની કવિતા વાંચી સાંભળી હોય એવા સહૃદયી સંસ્કારી વિદ્વાનોને જ તેનો આનંદ મળે તેમ છે. ટૂંકામાં એટલું જ જણાવીએ છીએ કે એમના જેવી સંસ્કૃતમાં અને તે વળી શીઘ્રતામાં કવિતા કરનાર આજને સમયે આ ભારતખંડમાં પણ વિરલ હશે, તો અન્યખંડની તો વાત જ શી !

જો કે ગમે તેવા કઠણ અને ગંભીર વિષયને પણ તેઓ ઘણો જ સરળ કરીને સમજાવી શકે છે અને તેથી જ તેમના મુખે સાંભળેલા ભાષણની છાપ શ્રોતાઓનાં હૃદયમાં અદ્ભુત પડે છે. વળી વધારે ચમત્કાર વ્યાખ્યાનમાં એ નજરે પડ્યો કે તેમણે જે કોઈ પણ કવિતાનું સ્વરૂપ વર્ણવ્યું તેમાં જોઈતાં ઉદાહરણો તેમણે પોતાની કૃતિનાંજ વાપર્યાં હતાં, અને તે એટલાં તો કર્ણપ્રિય તથા રસિક હતાં, કે તે પ્રત્યેક ઉદાહરણની એકેક વા બે લીટી બોલતાં તેની માધુર્યતા માટે શ્રોતાઓ તરફથી હર્ષનાદની તાળીઓની ગર્જના થતી રહેતી હતી. આ પંડિતજીના વ્યાખ્યાની વૃત્તિ જોતાં અમને આપણા પ્રાચીન પંડિતરાજ જગન્નાથના રસગંગાધરના પહેલા આનનનો એક શ્લોક યાદ આવે છે કે "કાવ્યનાં જેવાં લક્ષણ તેવાં નવાં ઉદાહરણો રચીને મેં આ ગ્રંથમાં દાખલ કર્યાં છે બીજા કોઈનું એક લીધું નથી. કસ્તુરીને પેદા કરવાની શક્તિ

ધરાવનાર મૃગલું પુષ્પોનો સુગંધ મનથી પણ સવે છે? આ પોતાની ગર્વોક્તિ તેમણે પોતાના ગ્રંથમાં સત્ય કરી દેખાડી. તેથી તે ગર્વોક્તિના દોષથી મુક્ત થાય છે. પરંતુ આપણા અર્વાચીન પંડિતરાજ તો નિરભિમાન રહીને પોતનો સ્વાશ્રય સિદ્ધ કરે છે, એ તેમનામાં વિશેષતા અમે જોઈએ છીએ. તેમ આમ કરવાથી ગુજરાતી સાહિત્યમાં પણ એક ઉત્તમ પ્રતિનો વધારો થાય છે, એ કંઈ પંડીતજીનો આપણા ઉપર જેવો તેવો ઉપકાર નથી.

# વિવિધ પ્રસંગો

## (૧) શ્રીકાટવટેકરનો મિલાપ

પંડિતજીના શતાવધાન અને અસાધારણ સ્મરણશક્તિના અનેક પ્રસંગો બની ચૂક્યા હતા, ને તે વાત હવે જાહેર બની ગઈ ગઈ હતી તેમ જ્યાં જુદા જુદા વિદ્વાનો જુદા જુદા હેતુ સાથે પંડિતજીને મળતા ને તેમની વિસ્મયજનક સ્મરણશક્તિનો પરિચય પ્રાપ્ત થાય તેવી ઇચ્છા રાખતા મહારાષ્ટ્રમાં કાટવટેકર કરીને એક સુપ્રસિદ્ધ વિદ્વાન તે કાલમાં હતા સં. ૧૯૪૦ની આસપાસમાં તેઓ એક વખત પંડિતજીને મળવા માટે આવ્યા, ત્યારે વાતમાં ને વાતમાં કહ્યું કે આપની સ્મરણશક્તિ અસાધારણ છે એમ સાંભળ્યું છે તો તે વિષે મને કંઇ પરિચય ન કરાવે? આપ કહો તો મારી પાસે એક મરાઠી પુસ્તક છે તે આપની આગળ વાંચી જાઉં, ને તે આપના સ્મરણમાં આવે તો આદ્યોપાંત મને સંભળાવવા કૃપા કરો ત્યાર પંડિતજી હસીને કહેવા લાગ્યા, "ભાઇ હું કંઈ દેવ નથી, હું એક સાધારણ બ્રાહ્મણ મનુષ્ય છું પણ તમારી ઇચ્છા છે તો ભલે વાંચો ઈશ્વરકૃપા હશે તો આપ જે કંઈ વાંચશો તે હું મુખપાઠ કરીશ" પંડિતજીનો આવો ઉત્તર સાંભળતાં શ્રીકાટવટેકરજી આનંદમાં આવી ગયા, ને ઘડિયાળનો સમય ટાંકીને તેમણે મરાઠી પુસ્તકમાંથી વાંચવા માંડ્યું તે વાચન લગભગ સાડીત્રીસ મિનિટ ચાલ્યું. આ પછી પંડિતજીએ તે મરાઠી ચોપડીના શબ્દે શબ્દનું પ્રતિશ્રવણ કાટવટેકરજીને કરાવ્યું. વળી વચ્ચે કોઇ માણસે છીંક ખાધી હોય તે, તથા ઘડિયાળના ટકોરા જે પાનાના વાચન વખતે વાગ્યા હોય તે પણ પંતજીએ કહ્યું ત્યારે મહારાષ્ટ્રના તે પરમ વિદ્વાન પંડિતજીને નમન કરી ધન્યવાદ આપતાં વિદાય થયા.

## (૨) તત્ત્વચર્ચામાં મધ્યસ્થ

ભારતવર્ષમાં વાલ્મિકિ, મનુ યાજ્ઞવલ્ક્ય, જૈમિની, પતંજલિ ગૌતમ, કણાદ આ જુદા જુદા શાસ્ત્રોના રચનાર સમર્થ પંડિતો

થઈ ગયા છે, તે આણુ કાલિદાસાદિ મહાકવિઓ તથા બીજા વિષયોના પ્રણેતા બીજા પણ મહાન પુરુષો થયા છે આ બધા સમર્થ પુરુષોની બુદ્ધિ-શક્તિનો નિવાસ પંડિતજીમાં થયેલો હતો, તેમ કોઇ કહે તો આજે પણ આપણને નવાઈ ઉત્પન્ન થાય પણ જેઓ એમના સાક્ષાત્ પરિચયમાં આવ્યા છે, તથા તેમના તે તે વિષયના પ્રૌઢ વ્યાખ્યાનગ્રંથો, તથા લેખો વાંચ્યા છે તેમને તો એ વાતમાં નવાઈ નહિ લાગે સામાન્ય રીતે વેદાન્ત ન્યાય, ધર્મશાસ્ત્ર અને કાવ્ય એમાંથી એકાદ વિષયમા પારગત હોય છે તે વિદ્વાન કહેવાય છે. પણ આપણા પડિતજી વેદાન્ત, ધર્મશાસ્ત્ર ને કાવ્ય દરેકમા પૂર્ણ હતા, ને ન્યાયમા મધ્યમ હતા આમ ત્રણે શાસ્ત્રોના અભ્યાસી પડિતો ઘણા જ થોડા હોય છે વળી પડિતજીએ ન્યાય શાસ્ત્રનો અભ્યાસ જાણીતા મહામહોપાધ્યાય પ્રેફેસર ભીમાચાર્ય પાસે કર્યો હતો પોતે મહાન વિદ્વાન હોવા છતા પોતાને જે વિષય અજ્ઞાત હોય તે જાણી લેવા માટે તેઓ હમેશ તત્પર રહેતા આમ તેમનામા સરસ્વતી દેવીએ બધી રીતે નિવાસ કર્યો હતો આથી પડિતજી વિદ્વાનો તેમ જ સામાન્ય માણસોની 'રેફરન્સબુક' બની ગયા હતા જે કોઇ વસ્તુ ન સમજાય કે શાસ્ત્રમા ન જડે તે વસ્તુના પૂર્વાપર સબંધ તથા રહસ્ય સમજવા માટે અનેક વિદ્વાનો તથા સામાન્ય માણસો પણ તેમની પાસે આવતા વળી વખતોવખત કેટલાક સમર્થ વિદ્વાનો તેમની સાથે તત્ત્વચર્ચા કરવા માટે માગણી કરતા આવો એક પ્રસગ સવત ૧૯૩૧મા બન્યો હતો

મુબાઈમાં નારાયણવાડીમા તાતાચાર્યજી નામે એક સુપ્રસિદ્ધ પડિત રહેતા તેઓ જાતે રામાનુજ પડિત હતા તેમણે એક વખતે વિનોદાર્થે શાસ્ત્રાર્થ કરવા માટે પડિતજી પાસે માગણી કરી તેમા તાતાચાર્યજીએ શાકરમત લીધો ને પડિતજીએ શુદ્ધાદ્વૈત મત લીધો આ વાદવિવાદ સસ્કૃત ભાષામાં શરૂ થયો, ને તે પાચ કલાક સુધી ચાલ્યો તેમા પડિતજીએ શુદ્ધાદ્વૈત સિદ્ધાંતનો ઉત્કર્ષ સારી રીતે

સિદ્ધ કરી તાતાચાર્યજીને નિરુત્તર કર્યા હતા.

આવી રીતે પુનાની શ્રીયદુનાથજી મહારાજની પાઠશાળામાં કાશી નિવાસી બાલશાસ્ત્રી અને ગ્વાલીઅરના ધોંડશાસ્ત્રી વચ્ચે વ્યાકરણમાં મોટો શાસ્ત્રાર્થ થયો હતો. આ પ્રસંગે પંડિતજી મધ્યસ્થ નિમાયા હતા. એમાં પંડિતશ્રીએ મધ્યસ્થ તરીકેની જવાબદારી બહુ સારી ને નિષ્પક્ષ રીતે બજાવી હતી. આમ પંડિતજીને કેટલાક, ઠેકાણે શાસ્ત્રીય ચર્ચામાં પક્ષકાર તરીકે અથવા તો મધ્યસ્થ તરીકે કામ કરવું પડતું. આવા શાસ્ત્રાર્થ વર્ષમાં કેટલીક વખત થતા. આવો એક શાસ્ત્રાર્થ માધવબાગમાં તા. ૧૪-૧૨-૧૮૮૫ એટલે સં. ૧૯૪૧માં થયો હતો. તેમાં પંડિતજી મધ્યસ્થ નિમાયા હતા.

સં. ૧૯૪૧ના માગશર સુદ ૧૦ ને શનિવારે વિશિષ્ટાદ્વૈત સિદ્ધાંતવાળા પંડિત વ્યંકટાચાર્યજી તથા અદ્વૈત સિદ્ધાંતવાળા પંડિત નાનુરામ શર્મા એમની વચ્ચે રામાનુજ ને શાંકર સિદ્ધાંતને લગતો વાદ થવા માટે પ્રથમ સભા મળી. તે વખતે મધ્યસ્થ તરીકે પંડિત શ્રીગટ્ટુલાલજી તથા પંડિત ભાસ્કરાચાર્યજી નિમાયા હતા. પ્રારંભમાં પંડિત શ્રીગટ્ટુલાલજીએ સભાજનોને જણાવ્યું, "વિશિષ્ટાદ્વૈત અને કેવલાદ્વૈત એ બન્ને મતના એટલા ગ્રંથો છે કે તેમનું પારાયણ કરતાં ઘણો કાળ લાગે અને બન્ને મતમાં ધુરંધર પંડિતો થઈ ગયા છે, અને હાલ પણ છે. માટે આ વાદમાં જય પરાજય વ્યક્તિનો સમજવો, પણ કોઈપણ મતનો ન સમજવો. આ શાસ્ત્રાર્થ એક દિવસમાં પૂર્ણ થઈ શકે તો ઠીક, નહિ તો બે દિવસમાં તો અવશ્ય પૂરો કરવો; અને હાલ અમને બેને જ મધ્યસ્થ ઠેરવ્યા છે તેમ ન કરતા મધ્યસ્થની સંખ્યામાં બીજા ત્રણનો વધારો કરવો, કારણકે તેથી જે તરફ વિશેષ મત પડે તેનો જય અને તેમ ન બને તેનો પરાજય થયો એમ ગણવું સુગમ પડે. વાદીપ્રતિવાદીએ આ વાદ માત્ર વિનોદાર્થે સમજવો, પણ તેમાં પરસ્પર દ્વેષબુદ્ધિ રાખવી નહિ. શ્રુતિ અને સ્મૃતિ તથા તેને અવિરુદ્ધ તર્કથી શાસ્ત્રાર્થ કરવો, અને

બન્નએ પોતપોતાના મતનું સ્થાપન અને બીજા મતનું ખંડન કરવું." આ પછી બીજા ત્રણ મધ્યસ્થો તરીકે ગજારામ શાસ્ત્રી, ગિરધારી શાસ્ત્રી અને ગૌડવાચાર્યને નીમવામાં આવ્યા. આ પછી આ શાસ્ત્રાર્થ માગસર વદ ૪ના દિવસે વાદી પ્રતિવાદી ને મધ્યસ્થો તથા શ્રોતાજનો સમક્ષ શરૂ થયો.

પ્રથમ પંડિત વ્યંકટાચાર્યે પૂર્વપક્ષ કર્યો કે, "અદ્વૈત મતમાં નિર્વિશેષત્વ, ચિન્માત્રત્વ અને જીવ-બ્રહ્મની એકતા જે કહેલી છે તે કયી રીતે સિદ્ધ થઇ શકે છે? કારણકે યઃ સર્વજ્ઞઃ સ સર્વવિત્ એ આદિ શ્રુતિયોએ સર્વજ્ઞત્વાદિ વિશેષ આત્માના કહેલા છે, માટે નિર્વિશેષત્વ સિદ્ધ થઇ શકતું નથી. કારણકે વિજ્ઞાતારમેકેન વિજાનીયાત્ એ શ્રુતિએ જ્ઞાનનો આશ્રય આત્મા વર્ણવેલો છે, માટે ચિન્માત્રત્વ સિદ્ધ થઇ શકે નહિ. વળી દ્વા સુપર્ણા સયુજા સખાયા સમાનં વૃક્ષં પરિષસ્વજાતે એ શ્રુતિએ જીવ-બ્રહ્મનો ભેદ પ્રતિપાદન કરેલો છે. માટે તે બેની એકતા થઇ શકે નહિ."

આનો ઉત્તર પંડિત નાનુશર્માએ આપ્યો કે, "સવિશેષ બ્રહ્મવાદીના મતમાં વિશેષ શબ્દથી ગુણ લેવા, અવયવ લેવા કે ક્રિયા લેવી? જો આપ સગુણ બ્રહ્મ કહો તો તે ઠીક નથી, કારણકે साक्षी चेता केवलो निर्गुणश्च ઇત્યાદિ શ્રુતિયોએ બ્રહ્મના નિત્ય ગુણનો નિષેધ કરેલો છે. અવયવ અને ક્રિયા પણ આત્મામા નિત્ય રહી શકતાં નથી. કારણકે निष्कलं निष्क्रियं शान्तम् ઇત્યાદિ શ્રુતિયોએ અવયવ અને ક્રિયાનો નિષેધ કરેલો છે. માટે ત્રણે કલ્પ સવિશેષ કહી શકાતા નથી તેથી નિર્વિશેષ બ્રહ્મ સિદ્ધ થાય છે. જ્ઞાનાશ્રયતાથી ચિન્માત્રત્વ ન માનવું એવો જે આપનો પક્ષ છે તે પણ ઘટે નહિ. કારણકે सत्यं ज्ञानमनन्तंब्रह्म, प्रज्ञानं ब्रह्म ઇત્યાદિ શ્રુતિયોએ જ્ઞાનૈકરૂપ આત્માનું પ્રતિપાદન કરેલું છે. માટે જ્ઞાનાશ્રય આત્મા નથી પણ ચિન્માત્ર રૂપ છે. જીવ બ્રહ્મનો ભેદ માનવાનો જે આપનો પક્ષ છે તે પણ ઘટે નહિ. કારણ કે, अभयं वै जनक प्राप्तोसि यद्वेद ब्रह्माहमस्मि तत्त्वमसि ઇત્યાદિ

શ્રુતિયોએ અભેદ પ્રતિપાદન કર્યેલું છે. માટે ભેદપક્ષ સિદ્ધ થઈ શકે નહિ."

એવી રીતે ત્રણ પક્ષ ચાલેલા હતા. તે પર કોટિક્રમ થતાં થતાં શનિવારનો દિવસ ગયો અને રવિવારને દિવસે પણ એકથી સાડાચાર સુધી શાસ્ત્રાર્થ ચાલ્યો. પછી જ્યારે અઢી કોટિ પંડિત વ્યંકટાચાર્યજી ઉપર રહી, અને અઢી કોટિ પંડિત નાનુરામ શર્મા ઉપર રહી, ત્યારે મધ્યસ્થોએ શાસ્ત્રાર્થ બંધ કરાવ્યો, અને બીજા મધ્યસ્થોની સમંતિથી પંડિત શ્રીમટ્ટુલાલજીએ સર્વ સભાસદોને જણાવ્યું કે "આ વાદમાં બન્ને પક્ષ બરાબર ઉતર્યા છે, કોઈનો જય પરાજય થયો નથી, કારણ કે બેઉના ઉપર સરખી કોટિ રહેલી છે." એમ કહી સભા વિસર્જન કરી.

### ૩ વાંદરાના વધનો ન્યાય

આજથી સીત્તેર, એંસી વર્ષ પૂર્વે આપણી જ્ઞાતિ સંસ્થાઓ અત્યારના જેવી નિર્બળ ને નિષ્ક્રિય ન હતી. તેમની સત્તા કોઈ પણ સત્તાધીશ કરતાં પણ વધુ હતી. ગમે તેવો અક્કડ ને ટેકીલો માણસ હોય છતાં પણ સમગ્ર જ્ઞાતિની નીતિ વિરુદ્ધ કોઇ પણ કાર્ય કરવા જાય તો જ્ઞાતિ તેના ઉપર પ્રત્યક્ષ ને પરોક્ષ રીતે દબાણ લાવી શકતી, ને તેના અક્કડ વલણમાં સારી રીતે મને કે કમને તેણે ફેરફાર કરવો પડતો. જો કે જ્ઞાતિસંસ્થાના આ જોહુકમીભર્યા વર્ચસ્વના ભોગ કોઇ કોઇ વખત સાચા દિલના સુધારક ને પવિત્ર પુરુષો પણ બનતા અને હાલ પણ બને છે. પણ તેવું ઘણું ઓછું બનતું. વળી સમગ્ર રીતે જોતાં તે સંસ્થામાં વિવેક, ને કાલની મર્યાદાનું શાણપણ હતું અને છે. વળી આવી સંસ્થાઓમાં જે કંઇ કાર્ય થાય છે તે ઘણું કરીને સર્વાનુમતિથી થાય છે. આવો એક નોંધપાત્ર પ્રસંગ મુંબાઇમાં દશાવીશાવાડ જ્ઞાતિનો બનેલો તે નીચે આપું છું.

સંવત ૧૯૪૨ના ચૈત્ર સુદ ૮, દશ વીશાવાડ જ્ઞાતિના શેઠ ઉપર એ અરજી આવી. વિગત એવી હતી કે તા. ૧૧-૪-૮૬ના રોજ ઇન્સ્પેક્ટર

કાટડોએ ગોળી મારી એક નર વાનરને મારી નાખ્યો, તથા માદાને ઝેરી મીઠાઈ ખવડાવી મારી નાખી આ કાર્યમાં ઝેર ભેળવવા પદાર્થ, ખરફ, કેળાં તથા મદુક એ સવળુ સાહિત્ય મી દામોદરદાસ નાનાભાઈ નામના લાડ વાણિયાએ આણી આપ્યુ હતુ આ વિગની એક અરજી શ્રી ધનજી હીરાજી, તથા બીજી અરજી જોષી લાલજી કરસન તથા જ્ઞાતિજનોએ કરી હતી. આથી બે હજાર માણસની આ જ્ઞાતિના શેઠ શ્રી નરોત્તમદાસ કરસનદાસે જ્ઞાતિનુ પચ બોલાવ્યુ પચે પંડિતજીની સલાહ મુજબ આ વિષે ન્યાય કરવો તે નક્કી કર્યું, અને એક વિનતિપત્ર પંડિતશ્રી ઉપર નીચે મુજબ મોકલ્યુ

વેદશાસ્ત્રસપન્ન પ્રસિદ્ધ પડિત ગટ્ટુલાલજી ઘનસ્યામજી મહારાજ, તથા તેમની પસદગીના બીજા વિદ્વાનોની પવિત્ર સેવામા

મહારાજ,

મુબાઇવાસી લાડ વીમા તથા દશાની ન્યાતિસભા ચૈત્ર સુદ ૧૦ને વાર સોમને દિને ન્યાતિના એક ગૃહસ્થ ઉપર વાંદરા ૨, તેમા એક નર અને એક માદા એ પ્રમાણે બે એ ગૃહસ્થની સૂચના ઉપરથી ખૂબ ઉપદ્રવ થવાના કારણથી પરહસ્તે માર્યા ગયેલા, એવુ તપાસ કરતા સાબિત થયુ તેને માટે ન્યાત તરફથી તે ગૃહસ્થને શુ શાસન કરવુ તેને માટે ઠરાવ કરવા જ્ઞાતિ મળી હતી જે બાબતમા ન્યાતિસભાએ કરેલા ઠરાવની રૂએ આપની પાસે ધર્મશાસ્ત્રો પ્રમાણે પ્રાયશ્ચિત્ત મ્હડાવો તે પ્રમાણે મજકુર ગૃહસ્થ પાસે અમલ કરાવવા ન્યાતિ સભાએ અમો નીચે સહી કરનારા જણ બેને આપની સાન્નિધ્ય પ્રતિનિધિ દાખલ મોકલ્યા છે માટે કૃપા કરીને આપ યોગ્ય લાગે તેવો રસ્તો કહાડી આપશો

ઉપર લખેલા બે પ્રાણીઓમા નર બદુકની ગોળીએ ને માદા ઝેરથી મારવામાં આવેલ છે તે માદા ગર્ભિણી ન હતી ઝેર ભેળવવાનો પદાર્થ, બરફી, કેળા તથા મદુકની મદદ આરોપીએ આણી આપી હતી

(સહી) લાલભાઈ વલ્લભભાઈ
ત્રીભોવનદાસ હરીવલ્લભદાસ

આ વિનંતિ ઉપરથી પંડિતજીએ આ કામમાં પાંચ પંડિતોની સંમતિથી નીચે પ્રમાણે ચુકાદો આપ્યો. આ પંડિતોમાં શ્રી. કાશીનાથ શાસ્ત્રી ગોળવેળકર, વિષ્ણુ શાસ્ત્રી મહાજન, ભાલચંદ્ર શાસ્ત્રી પાધ્યે, ઇચ્છાશંકર શુક્લ તથા વિષ્ણુ શાસ્ત્રી હતા. વાનરના વધનું પ્રાયશ્ચિત મનુસ્મૃતિ અધ્યાય ૧૧ના શ્લોક ૩૫, યાજ્ઞવલ્ક્ય સ્મૃતિના ત્રીજા અધ્યાયના ઉપપાતક પ્રાયશ્ચિત પ્રકરણના શ્લોકમાં છે તથા પ્રાયશ્ચિત ઇંદુશેખરમાં પણ તેમ જ છે. આ ઉપરથી પંડિતજીએ નીચે મુજબ લેખિત ચુકાદો સંવત ૧૯૪૨ના ચૈત્ર વદ ૩ને વાર બુધવારે શાસ્તિને આપ્યો.

(૧) જે મજકુર આરોપી દામોદરે પોતાની શક્તિ પ્રમાણે સોનાનાં શિંગડાં, રૂપાની ખરી, મોતીનું પૂછડું અને તાંબાનો વાસો ઇત્યાદિ સાહિત્ય સહિત બે ગાયો બ્રાહ્મણોને દાનમાં આપવી.

(૨) ઉપરો પક્ષ ન બને તો એકેકી ગાયના મૂલ તરીકે પોતાની શક્તિ પ્રમાણે ચાર તોલા, નહીં બને તો બે તોલા, નીકર છેવટે એક તોલો સોનું દાનમાં આપવું. શક્તિ તપાસવાનું કામ ન્યાતિલાઓને પંડિતજી સોંપે છે.

(૩) કોઈ પવિત્ર તલાવ ઉપર દાઢીમૂછ મુંડાવી એક ઉપવાસ કરી ઉપલું પ્રાયશ્ચિત કરવું.

(૪) ગંગાજી ભાગીરથીમાં સ્નાન કરવું.

આમ આવા અનેક સામાજિક, રાજકીય, પ્રજાકીય, તેમ જ સાંપ્રદાયિક પ્રસંગોમાં પંડિતજીને મધ્યસ્થ, પક્ષકાર, સમાધાનકાર અગર બીજી રીતે અગ્રપદે ભાગ લેવો પડતો. અને તો આવા અનેક પ્રસંગોમાંથી એકાદ દાખલો આપી સંતોષ માનવો પડે છે. આ પ્રસંગ ઉપરથી તે વખતનું આખરું સામાજિક ને ધાર્મિક વાતાવરણ, નવા લોકો તથા આપણા અગ્રગણ્ય નેતાઓનું વલણ વગેરેની કંઈક ઝાંખી થશે.

૪ દિવ્ય :અનુભવ

આપણે ઉપલા પ્રસંગોમાં પંડિતજીને દિવ્ય સ્મરણશક્તિવાળા શાસ્ત્રાર્થમાં મધ્યસ્થ, તથા ન્યાયાધીશ તરીકે પવિત્ર ફરજ બજાવતા જોયા. આ પ્રસંગમાં તેમનું હૃદય કેવું પ્રેમાળ તથા પવિત્ર હતું, તથા તે ભોળા ને કુમળા હૃદયમાં પ્રભુના કેવા દિવ્ય અનુભવો થતા તે વિષેનું દર્શન કરીશું.

સંવત ૧૯૩૯-૪૦માં પોતાના મામાના દિકરા ગોસ્વામીશ્રી ગોકુલેશજી જામનગર—ની મદનમોહનલાલ(શ્રીબાલુરાયજી મહારાજશ્રી)ની ગાદી ઉપર પધારવાના હતા. આથી શ્રી બાલુરાયજી મહારાજનાં પુત્રવધૂ શ્રીમાજી મહારાજે મુંબાઈથી પંડિતજીને બોલાવ્યા. આ વખતે મુંબાઈથી વઢવાણ સુધી રેલ્વે હતી, ને વઢવાણથી રાજકોટ સુધી સરકારી ટપાલ માટે ઘોડાના ટપ્પા ચાલતા હતા. પંડિતજી પોતાના શિષ્ય માધવજી ગોપાલજી વૈદ્ય શાસ્ત્રીને લઈ રેલ્વેમાં વઢવાણ ગયા, ને ત્યાંથી સરકારી ટપ્પામાં બેસી પરધરી ઉતર્યા. (અહીં જામ સાહેબનો મોટો મહેલ છે.) તે વખતે સવારના પાંચ વાગ્યા હતા. એટલામાં સખ્ત વરસાદ ને વાવાઝોડું થયું, પણ સદ્‌ભાગ્યે એક કલાકમાં તે બધું શાંત પડયું. આ વખતે પંડિતજીએ માધવજી શાસ્ત્રીને નદી ઉપર પોતાને લઈ જવાની સૂચના કરી. આથી શાસ્ત્રીજીએ પંડિતજીને નદી ઉપર લઈ જઈ, પૂર્વ દિશા તરફ બેસાડયા. પંડિતજીએ સૂર્યોદય થયો છે કે નહિ તે પૂછયું, ત્યારે શાસ્ત્રીજીએ અરુણોદય થયો છે એમ કહ્યું. આમ વાતચીત ચાલે છે, ત્યાં તો પંડિતજીના આંખમાંથી અશ્રુપ્રવાહ વહેવા માંડયા, તથા પંડિતજીએ ઉંચેથી શ્વાસોચ્છ્‌વાસ લેવા માંડયા. આમ પંડિતજી ને રડતા જોઈ, શાસ્ત્રીજી મનમાં દુઃખી થવા લાગ્યા, અને વિચારવા લાગ્યા કે પંડિતજીને અણજાણતાં કંઇ વાગ્યું હશે, પણ હું વગરપૈસાનો નોકર એટલે ઠપકો દઈ શકતા નથી. આમ વિચારતાં પોતે પંડિતજીને નમ્રતાથી વારંવાર પૂછવા લાગ્યા, કે આમ શા માટે રડોછો? આપને શું દુઃખ થયું તે જરા સ્પષ્ટ કરો તો ઠીક. પણ પંડિતજી તો

પોતાના આત્મામાં લીન હતા. એક બાજુ અશ્રુપ્રવાહ ચાલતો હતો, બીજી બાજુ મુખમાંથી श्रीकृष्णाय नमः श्रीकृष्ण गोविन्द हे दयालो पाहि माम् એવા સ્વરો નીકળતા હતા. હવે શાસ્ત્રીજી વધુ મૂંઝાવા લાગ્યા. પહેલાં તેમને લાગેલું કે કંઈ મારી ભૂલથી પંડિતજીને લાગી આવ્યું છે, માટે રડે છે; હવે એમ લાગવા માંડ્યું કે તેમને શ્રીકૃષ્ણ પરમાત્માનાં સાક્ષાત્ દર્શન થયાં હશે માટે ગુરુજી આમ કરે છે. આમ માધવજી શાસ્ત્રીની મૂંઝવણ વધવા માંડી.

આ તરફ પંડિતજી તો આર્તસ્વરો સાથે ભગવન્નામોચ્ચાર તથા અરે અરે એવા શબ્દોચ્ચાર કરે જતા હતા. આમ ઘડીકમાં પંડિતજીને ભગવન્નામોચ્ચાર કરતા તથા ઘડીકમાં અરે અરે શબ્દો બોલતા જોઈ, શાસ્ત્રીજી વધુ ગભરાવા લાગ્યા. તેઓ તો પંડિતજીના રડવાનું કારણ કંઈ સમજી શક્યા નહિ. તેથી તેઓ વિચારવા લાગ્યા કે શું તેમને પગમાં કાંઈ વાગ્યો છે, પેટમાં દુઃખ છે, માથામાં વેદના થાય છે કે બીજી કંઈ આંતર પીડા છે! ને ગળગળે અવાજે પંડિતજીને વારંવાર તેમના દુઃખનું કારણ પૂછવા લાગ્યા. થોડીવાર પછી પંડિતજીએ પોતાની આંતર સમાધિમાંથી જાગતાં શાસ્ત્રીજીનો ગળગળો અવાજ સાંભળ્યો. એટલે તેઓ બોલ્યા કે બેટા, કંઈ પણ વાગ્યું નથી, તેમ કંઈ દેહની પીડા નથી! એ તો મારો એવો સ્વભાવ છે ત્યારે શાસ્ત્રીજીએ બહુ નમ્રભાવથી સાચી વાત જાણવા જિજ્ઞાસા કરી. આથી પંડિતજીનું હૈયું પાછું ભરાઈ આવ્યું ને બોલવા લાગ્યું કે भगवन् श्रीकृष्ण, अहो देवाधिदेव, क्षंतव्यो मे अपराधः પછી થોડીવાર શાંત રહી, કહ્યું કે શ્રીઠાકુરજી પાસેનાં સિંહાસન ઉપરનાં ઝારીજી ઢોળાઈ ગયાં છે ને સિંહાસન ઉપર જળ ઢોળાયું છે, માટે જરા દુઃખ થઈ આવ્યું. પંડિતજીના આ શબ્દો સાંભળ્યા એટલે તેમણે પંડિતજીને કહ્યું કે શ્રીઠાકુરજી તો મુંબાઈમાં બિરાજે છે અને આપણે તો પરદેશમાં છીએ! તો આપે તે શી રીતે જાણ્યું? પણ પંડિતજીએ તેનો કંઈ ઉત્તર ના આપતાં પ્રભુનું નામસ્મરણ ઘણા વખત સુધી ચાલુ

રાખ્યું. આમ ને આમ એક બે કલાક ચાલ્યા ગયા પછી શાસ્ત્રીજીની વિનતીથી પંડિતજી સ્નાનાદિ કરી મુકામ ઉપર પધાર્યા હવે શાસ્ત્રીજીને પંડિતજીની વાતમાં ચટપટી લાગી. આથી મુકામ ઉપર જતાં જ અગિયાર રૂપિઆનો અરજન્ટ તાર મુંબાઇ શેઠ શ્રી ઈશ્વરલાલ ત્રિભોવનદાસને પંડિતજીએ કહેલી ઠાકોરજી સંબંધી બધી બીનાનો કરવામાં આવ્યો, ને મંગલા થતા પહેલાં મંદિરમાં જઈ, મુખિયાજીને પૂછી, આ વાતના સમાચાર જામનગર આપવા જણાવ્યું શેઠશ્રીને તાર મળતાં મંદિરે ગયા. તે વખતે મુખિયાજી સ્નાન કરીને ઘંટાનાદ કરતા હતા. તપાસ કરતાં જણાવ્યું કે અગાઉ દિવસે તારામંગલ થયા પછી જળની ઝારી ઢોળાઈ ગયેલી, ને સિંહાસન નીચે આવીને પડી હતી, તથા સિંહાસન ઉપર કેટલુંક જળ ઢોળાએલું હતું. આ બીના શેઠશ્રી તથા મુખિયાજીએ જોઈ તેથી તેઓ બહુ દિલગીર થયા.

હવે અહીં તાર કર્યા પછી પંડિતજી તથા શાસ્ત્રીજી પ્રસાદ લેવા બેઠા. ત્યારે પંડિતજીએ હસતાં હસતાં કહ્યું કે, "માધવજી, આનંદમાં છો ને? તપાસ કરવાથી દુનિયામાં બધી વસ્તુએ નક્કી થાય છે!" ત્યારપછી તેઓ રાતના સરકારી ટપ્પામાં બેસી બીજે દિવસે જામનગર ગયા. ત્રીજે દિવસે શેઠશ્રી ઈશ્વરલાલ ભાઈનો પત્ર માધવજી શાસ્ત્રી ઉપર આવ્યો. તે આખો પત્ર શાસ્ત્રીજીએ પંડિતજી આગળ વાંચી બતાવ્યો આ પત્ર વાંચતાં પાછા પંડિતજીને પૂર્વવત્ ભગવદ્ દર્શનની તીવ્ર આર્તિ થઇ આવી. પંડિતજીના જીવનમાં આવા કેટલાક પ્રસંગો બનતા જે વખતે ભગવદ્ વિરહમાં તેઓ ચોધાર અશ્રુ પાડતા. ખરેખર બહુશ્રુતતા સાથે નમ્રતા, મોટાઈ સાથે દીનતા, શાસ્ત્ર-પારંગતતા સાથે ભગવદ્ વિરહાનુભવ કોઈ વિરલા ભગવાનના કૃપાપાત્ર જનમાં હોય છે.

### ૫ એક શ્લોકનો શબ્દાર્થ

ભારતવર્ષના જુદાજુદા વિભાગના મોટા મોટા વિદ્વાનો પંડિતો અને દેશનેતાઓ જ્યારે જ્યારે મુંબાઈ પધારતા ત્યારે ત્યારે

તેઓ પંડિતજીને મળ્યા વિના જતા નહિ. વળી આ વિદ્વાનો કેટલીક વખત પોતાની શંકાઓ પંડિતજી પાસે રજુ કરી, તેનું સમાધાન મેળવવા માટે અપેક્ષા રાખતા. આવા વિદ્વાનોમાં પ્રો. દેવસેન, પંડિત ભગવાનલાલ ઇંદ્રજી, કલકત્તા હાઇકોર્ટના ચીફજસ્ટિસ સર રમેશચંદ્ર મિત્ર વગેરે અનેક હતા. સર રમેશચંદ્ર મિત્રે પંડિતજીની એક વખતે દોઢ કલાક મુલાકાત લીધી. તે વખતે ધર્મ સંબંધી વાતચીત કર્યા પછી, તેમણે પૂછેલી શંકાઓનું પંડિતજીએ પૂર્ણ સમાધાન કર્યાથી પંડિતજી માટે તેમણે આ પ્રમાણે કહ્યું હતું, "પશ્ચિમનો સુધારો અને પશ્ચિમની પ્રજા આવા પુરુષો કદી પણ ઉત્પન્ન કરી શકે નહિ. ધર્મ સંબંધી મારા હૃદયમાં જન્મતી શંકા ને તેથી ખૂંચતો કાંટો નિર્મૂળ કરી, આપે જે મારા પર કૃપા દર્શાવી મને નિઃસંશય કીધો છે, તેમાં જ મારી મુંબાઈની સફરનું સાફલ્ય સમજું છું."

વળી સં. ૧૯૪૦માં આપણા જાણીતા તત્ત્વજ્ઞાની સાક્ષર કવિ શ્રી મણિભાઇ નભુભાઈ સિદ્ધાંત-કૌમુદી ભણવા આવતા હતા. આ વખતે મહારાષ્ટ્રના જાણીતા વિદ્વાન ભાંડારકર પણ તે જ ગ્રંથ ભણવા માટે પંડિતજી પાસે આવતા. તેમણે "સંસ્કૃત માર્ગોપદેશિકા" તથા "મંદિરાન્તઃ પ્રવેશિકા" નામનાં બે પાઠ્ય-પુસ્તકો સંસ્કૃતભાષા શિખનાર વિદ્યાર્થીઓ માટે અંગ્રેજીમાં લખેલાં છે. તેઓ પાછળથી યુનિવર્સિટીના એક મુખ્ય કાર્યકર, સંસ્કૃતના તજજ્ઞ તથા પુનાની ઓરિયેન્ટલ સંસ્થાના મુખ્ય કાર્યકર્તા હતા. વળી તે સમયમાં મુંબાઈ હાઇકોર્ટના મોટા જડ્જ રા. રા. તેલંગ, જે પ્રથમ બેરિસ્ટર હતા તેઓ પણ પંડિતજી પાસે સંસ્કૃતનો અભ્યાસ કરતા હતા. ત્યારપછી કેટલાંક વર્ષો બાદ તેઓશ્રી હાઈકોર્ટના જડ્જ થયા હતા. બેરિસ્ટર તેલંગને શાસ્ત્રીજી માધવજીનો અને પરિચય થયો. તેમણે શાસ્ત્રીજીને એક આર્યાના શ્લોકનો અર્થ પૂછ્યો. આ આર્યા એક કૂટ શ્લોકની બનેલી છે, ને તેનો અર્થ પણ ઘણો કઠણ છે. ત્યારે શાસ્ત્રીજીએ કહ્યું કે મને તેનો અર્થ નથી આવડતો. ત્યારે મી. તેલંગે કહ્યું કે આપ પંડિતજીને તેનો અર્થ ના પૂછો! ત્યારે શાસ્ત્રીજીએ કહ્યું કે પૂછી તો શકાય. પણ મને શો

આપણે અત્રેના બીજા વિદ્વાનો ને પૂછીને પછી પંડિતજીને પૂછીએ. જ્યાં સુધી બીજા વિદ્વાનોથી આ કામ પતતું હોય ત્યાં સુધી પંડિતજીનો કિમતી સમય બચાવવો જોઈએ. ત્યારે રા. તેલંગે કહ્યું, મેં આ શ્લોકનો અર્થ સમજવા ઠીક ઠીક શ્રમ લીધો છે. જેમ કે મહામહોપાધ્યાય પં. રાજારામ શાસ્ત્રી બોડસ, મહામહોપાધ્યામ ભીમાચાર્ય ઝલકીકર, શ્રી. કાશીનાથ શાસ્ત્રી ગોળવેલકર, મહામહોપાધ્યાય અપ્પા શાસ્ત્રી વગેરેને પૂછ્યું છે, પણ મારા મનનું સમાધાન નથી થયું. ત્યારે માધવજીભાઈએ પંડિતજીને તે શ્લોકનો અર્થ પૂછી લાવીશ તેમ કહ્યું. આથી એક દિવસે પંડિતજી સહજ આનંદમાં બેઠા હતા, ત્યારે માધવજીભાઈએ રા. તેલંગે પૂછેલા શ્લોકનો અર્થ પૂછ્યો.

अधुना मधुकरपतिना गलितोप्यकार दम्पती येन ।
त्रात स पालये त्वां विगत विकारो विनायको लक्ष्म्याः ॥२॥

આ શ્લોક સાંભળતાં પંડિતજી પ્રથમ વિચારમાં પડી ગયા, ને પૂછ્યું કે આ આર્યા તમે ક્યાંથી લાવ્યા? ત્યારે શાસ્ત્રીજીએ જણાવ્યું કે બેરિસ્ટર તેલંગ સાહેબે મને અર્થ પૂછવા આપી છે. તેમણે આપણા નગરમાં વસતા સારા વિદ્વાનોને તેનો અર્થ પૂછતા, કોઈ બરાબર સમાધાન કરી શકતા નથી તેથી આપશ્રીને પૂછવા માટે મને કહ્યું છે. આ આર્યાના અર્થ વિષે પંડિતજીને પણ ઠીકઠીક શ્રમ કરવો પડયો. પણ પાછળથી તેનો અર્થ સ્ફુર્યો. એટલે શાસ્ત્રીજીને બોલાવીને કહ્યું કે ભાઈ, આ આર્યાનો અર્થ આવો હોવો જોઈએ.

અધુના—એટલે હમણાં વળી અધુ મધુકરપતિના, ધુઅક્ષર વિનાનો મકરપતિ એટલે ગ્રૂહ અથવા ગ્રાહ, તેના વડે ગળીજવાએલો અપકાર એટલે પઅક્ષર વિનાનો દમ્પતિ એટલે દન્તી જે હાથી, જેનાથી રક્ષાયો છે તે વિકાર વિનાનો વિઅક્ષર વિનાનો લક્ષ્મીનો વિનાયક—નાયક એટલે લક્ષ્મીનો પતિ શ્રીવિષ્ણુ ભગવાન તમારી રક્ષા કરો.

(અ ધુના અ એટલે નથી ધુઅક્ષર જેમાં એટલે ધુઅક્ષર વિનાનો, અ એટલે નથી પકાર જેમાં એટલે પ વિનાનો.) આમ પંડિતજીએ તેનો અર્થ કર્યો. આ અર્થ જ્યારે

શ્રી. તેલંગ બેરીસ્ટરે સાંભળ્યો ત્યારે તેઓ પ્રસન્ન થયા ને પંડિતજી વિષે બહુમાન તો હતું, છતાં તે માનમાં વિશેષ વધારો થયો. આ શ્લોક પાછળથી નિર્ણયસાગર પ્રેસમાં છપાયેલા સુભાષિત રત્ન ભાંડાગાર નામના ગ્રંથમાં છે.

### ૩૧. અધિક માસની ચર્ચા

સંવત ૧૯૪૪માં અધિક માસ કયો એ વિષે ચર્ચા ચાલી. કેટલાક જ્યોતિષીઓ ચૈત્ર માસને અધિક કહેતા હતા, જ્યારે કેટલાક ગુજરાત કાઠિયાવાડના જ્યોતિષીઓ વૈશાખ માસને અધિક માસ કહેતા હતા. આ ચર્ચા વર્તમાનપત્રોમાં છૂટથી આવવા લાગી. બન્ને પક્ષો તરફથી ભરપૂર પ્રમાણો આપવામાં આવતાં, પણ ચર્ચાનો અંત આવતો નહિ. વળી ઘણાખરા જ્યોતિષીઓ પંડિતજી ઉપર પત્ર લખી તેમનો યથાર્થ મત શો છે તે જણાવવા વિનંતિ કરવા લાગ્યા. વર્તમાનપત્રો પણ આ વિષે પંડિતજી પોતાનો નિર્ણય જણાવે એ વિનંતી પોતાના તંત્રીલેખોમાં કરવા લાગ્યા. આ વખતે પંડિતજી જોધપુર હતા. ત્યાં જાણીતા જ્યોતિષી વલ્લભરામ પુરુષોત્તમ અને જીવનરામ ઇચ્છારામ વગેરે પંડિતજી પાસે ગયા, અને અધિક માસ વિષેની ભ્રાન્તિ ટાળવા વિનંતિ કરી, કારણકે સાચો અધિક માસ કયો ને શુભાશુભ કર્મ ક્યારે કરવું તેની ચોખવટ થવાની જરૂર હતી. આથી પંડિતજી જોધપુરથી મુંબાઈ આવ્યા ને માધવબાગમાં પ. જ્યેષ્ઠારામ મુકુંદજી તથા શાસ્ત્રીજી રઘામજી વાલજીએ તા. ૨૨–૨–૮૮ના દિને સભાની ગોઠવણો કરી ને સભાના અધ્યક્ષ સ્થાને બધા જ્યોતિષીઓ ને વિદ્વાનોના આગ્રહથી પંડિતજી બિરાજ્યા. વળી આ સભાએ મહામહોપાધ્યાય રાજારામ શાસ્ત્રી બોડસ, શાસ્ત્રી ભીમાચાર્યજી, બાલચંદ્ર શાસ્ત્રી પાધ્યે, તથા હરિકૃષ્ણ શાસ્ત્રીને અધ્યક્ષ તરીકે નીમ્યા. આ સભામાં ગ. શા. ગોપાલ શાસ્ત્રી, શાસ્ત્રી મ્હુઇકજી ગોવરજી, શાસ્ત્રી મુરારજી, શ્રીકૃષ્ણ શાસ્ત્રી પાધ્યે, જોષી મોતીરામ વગેરે પાંચસો શાસ્ત્રીઓએ ભાગ લીધો હતો, ને સભા બે દિવસ ચાલી હતી. વૈશાખ માસ અધિક છે, તે પ્રતિપાદન

કરવા માટે બહાર ગામથી ડુમરેદના જોષી ભવાનીશંકર, શુકલતીર્થના જોષી ગણપતરામ તથા જોષી નરોત્તમશર્મા, જામનગરના જોષી શંભુ શિવશંકર અને ગોકળ મકનજી વગેરે જ્યોતિષીઓ આવ્યા હતા. જ્યારે ચૈત્ર માસ અધિક છે તે માટે કાગદા, જામનગર, પેટલાદ, ભરૂચ, ખેડા વગેરેથી પત્રો આવ્યા હતા. તેથી વડોદરા સરકારી શાળાના જ્યોતિષશાસ્ત્રી રા. અમૃતલાલ નાગરને બોલાવ્યા હતા સભાની શરૂઆતમા પંડિજીએ પ્રવચન કરતાં કહ્યું કે "આ રગડામા પડવાની મારી બિલકુલ ઇચ્છા ન હતી, તેના બે કારણો છેઃ (૧) ચૈત્ર કે વૈશાખ બે માસમાંથી એક અધિક માસ થાય અને તેથી ગમે તે એક પક્ષવાળાઓનુ હદય કચવાય, જે કરવાની મારી બિનકુલ મરજી નથી (૨) આ વિષય જ્યોતિષશાસ્ત્રનો છે કે જે શાસ્ત્રના સર્વ ગ્રંથોનુ મેં અધ્યયન કરેલુ નથી. જે ગ્રંથો મે જોયેલા છે તેનો અધ્યાપન વગેરે વ્યાસંગ નથી એટલુ જ નહિ, પણ આ બાબતમાં મુખ્ય કામ ગણિતનુ છે અને તે ચક્ષુર્ગમ્ય છે, એટલે તે મારાથી બનવુ અશક્ય છે.

ત્યારે એવી શંકા ઉઠવાનો સંભવ છે કે તમે આ બાબતમાં પડયા શા માટે! તેનો ખુલાસો એટલો જ કે મારા ઉપર બ્રાહ્મણો ઘણી જ પ્રીતિ રાખે છે તથા આ બાબતમાં મારો વિચાર મુબાઇના લોકોએ અને બહારગામવાળા ઘણા લોકોએ પત્રદ્વારા જાણવાની માંગણી કરી છે, માટે તેઓને મારો જે વિચાર હોય તે જણાવવો મને આપ્ત થયો છે એટલુ જ નહિ પણ, વર્તમાનપત્રોમાં જે બન્ને પક્ષો તરફના પત્રો છપાયા છે તેમા પણ કેટલાકોએ એ બાબતનો મારા તરફથી ખુલાસો મેળવવા ઇચ્છા અને આગ્રહ બતાવ્યો છે. આટલું બધું છતાં જો તે પર કંઈ પણ લક્ષ આપવામાં ન આવે તો એક રીતે મારા તરફથી અભિમાન પૂર્વક અવિનય થયો ગણાય આથી આ સભા ભાઇ જ્યેષ્ઠારામ ને શાસ્ત્રીજી શ્યામજી તરફથી યોજાઇ છે.

કોઈપણ વિષય સંપૂર્ણ સમજવો અને તેના ખરાખોટાપણાનું

વિવેચન કરવું આ વાત ઈશ્વર જ જાણે છે. તથાપિ મનુષ્યની બુદ્ધિમાં જે જે યોગ્ય લાગે તે પણ કહેવું ને કરવું જોઈએ. માટે આ વિષયમાં મારી બુદ્ધિ અનુસાર જે કહેવામાં આવે તે ઉપરથી કોઈએ પણ પોતાના મનમાં માઠું લગાડવું જોઈએ નહિ, એવી સર્વેને પ્રાર્થના છે, કારણ હું ફરીથી જણાવું છું . કોઈનું પણ હૃદય દુઃખવવાની મારી અંતઃકરણ પૂર્વક ઇચ્છા નથી"

ત્યારબાદ પંડિતજીએ અધિક માસ ઉપર પોતાનો મત વિસ્તાર પૂર્વક દાખલા દલીલોથી સમજાવ્યો અને જણાવ્યું કે સાર્વદેશિક સદાચાર પ્રમાણે આવતો ચૈત્ર અધિક થશે. ત્યારબાદ વૈશાખ-વાદીઓએ આ બાબતમાં સારો શ્રમ કર્યો છે. તેઓ જ્યોતિષમાં સારા પ્રામાણિક અને હિંમતવાન છે, નહિ તો આટલું દેશાંતર સેવીને આટલો શ્રમ ઉઠાવવાનું શૌર્ય હોય નહિ. મતભેદ તો આપણા આર્યસ્થાનમાં પરંપરાથી ચાલ્યો આવ્યો છે શૈવ વૈષ્ણવમાં પરસ્પર મતભેદ વગેરે.

પંડિતજીના ચૈત્ર અધિકમાં માધ્યસ્થો મળતા થયા ત્યારે સૌનું પૂજન વગેરે કરી, યોગ્ય દક્ષિણા આપી. આ સભાનો ખર્ચ શાસ્ત્રીજી વસનજી હીરજીએ ઉઠાવ્યો હતો. વળી અધિક માસમાં શું કર્તવ્ય એ વિષે પંડિતજીએ વ્યાખ્યાન અહીં આપ્યું હતું.

# આર્ય સમુદય માસિકનું પુનઃ પ્રકાશન

પંડિતજીએ મુંબાઈમાં તા. ૯-૭-૮૮ના રોજ આર્ય સુધર્મોદય સભામાં સોમવારે બ્રહ્મસંબંધ વિષે વ્યાખ્યાન આપ્યું હતું. તે વખતે ગો. શ્રી. દેવકીનંદનાચાર્યજીની તબિયત સારી ન હતી. તેથી તેઓશ્રી હાજર ન રહી શકયા. પણ તે ભાષણના બીજા ભાગ વખતે મહારાજશ્રી તથા ગો. શ્રી. રમણલાલજી મથુરાવાલા તે વ્યાખ્યાનમાં પધાર્યા હતા. આ સભામાં ઘણા વિદ્વાનો, સદ્‌ગૃહસ્થો તથા સંભાવિતો આવ્યા હતા. શરૂઆતમાં ગો. શ્રી રમણલાલજીએ બ્રહ્મસંબંધનો અર્થ ને ગુરુનાં લક્ષણ ઉપર છટાદાર વ્યાખ્યાન આપ્યું હતું. તે વ્યાખ્યાન પૂરૂ થયા બાદ ગો. શ્રી. દેવકીનંદનાચાર્યજીએ ગો. શ્રી રમણલાલજી મહારાજશ્રીને પૂછયું કે "પંડતજીનું વ્યાખ્યાન કેવું હતું, તે સદ્ધર્મથી કહી દેશો." ત્યારે પૂ. રમણલાલજી મહારાજશ્રીએ ભર સભામાં પંડિતજીના નિર્મલ અને નિર્મત્સર ધર્મોપદેશ ઉપર શંકા રાખનારને ધુત્કારી કાઢતાં કહ્યું કે પંડિતજીનું વ્યાખ્યાન યથાર્થ શાસ્ત્રોક્ત અને સપ્રમાણ છે, એમના જેવા ધાર્મિક પુરુષ આજને સમયે મળવા અત્યંત દુર્લભ છે.

ત્યાર પછી પંડિતજીને કોઇએ પૂછયું કે "મનુષ્ય જીંદગીનો મોટો ભાગ તત્ત્વજ્ઞાન ન મેળવતાં વ્યર્થ ગયો હોય એવો ધરડો માણસ તે જ્ઞાન મેળવી શકે કે નહિ? અને મેળવે તો શી રીતે? તેનો ઉત્તર આપતાં પંડિતજીએ કહ્યું કે "જ્ઞાન તો માણસે નાનપણથી જ મેળવવું જોઇએ. કદાચિત તેમ ન બને તો પણ જ્યારથી ભૂલ સમજાય ત્યારથી તેને સુધારી લેવી જોઇએ. એ જ્ઞાન સુર ત્યજ હરિ ભજ એમ કરીને મેળવવા ધારે તો ગમે તેટલા ટૂંક સમયમાં તે મેળવી શકાય એમ છે. પરીક્ષિતે સાત દિવસમાં અને ખટવાંગે બે ઘડીમાં તત્ત્વજ્ઞાન મેળવી મોક્ષ મેળવ્યાની વાત ભાગવતમાં પ્રસિદ્ધ છે. પરંતુ તેમ ન કરે તો સો વર્ષ પણ તેના માટે પૂરતાં નથી. તે મેળવવાનાં

સાધન સત્પુરુષોનો સંગ તથા વેદ, વ્યાસસૂત્ર, ગીતા, ભાગવત વગેરે સત્શાસ્ત્રોનું શ્રવણ મનનને નિદિધ્યાસન એ છે આજે તેવા સત્પુરુષો દુર્લભ છે" આ પ્રશ્નોત્તર પછી એક નીચેની સમસ્યા પૂછવામાં આવી

કીડી કુંજર કાખમાં લઇ કરી આકાશ પથે ઉડી.

તેનો ઉત્તર પંડિતજીએ નીચે મુજબ શાર્દૂલવિક્રીડિત છંદમાં આપ્યો

ખોળામાં શિશુ ભુજિભાર ભરશે, પામી પ્રતીકા સહી
ભૂમિમાં જ મૂકી જગાક અગાગી, માતા યશોદા રહી
ચોર્યા તેમ જ વાયુરૂપ રિપુએ, દેવો તણી નૌ બુડી
કીડી કુંજર કાખમાં લઈ કરી, આકાશ પંથે ઉડી

તા ૭-૧૦-૮૮ના રોજ આર્ય સુધર્મોદય સભામાં પંડિતજીએ કાવ્ય વિષે વ્યાખ્યાન આપ્યું હતું. ત્યારે પંડિતજીના વિદ્વાન કવિ શિષ્ય શાસ્ત્રીજી નંદકિશોર તથા શાસ્ત્રીજી શ્યામજીને સભા તરફથી શીઘ્રકવિની પદવી આપવામાં આવી હતી આ વખતે પંડિતજીએ કહ્યુ હતું, "આ બન્ને મારા શિષ્ય છે માટે આ પદવી આપવામાં આવતી નથી, પણ પિતા અને ગુરુજીએ (ઘનશ્યામ ભટ્ટજીએ) સ્થાપેલી વિદ્યાલક્ષ્મી પાઠશાળા તરફથી તેમની પરીક્ષા અનેક વખત લેવાઇ છે તેમાં યોગ્યતા જણાતા આજે પદવીદાન કરવામાં આવ્યું છે."

સંવત ૧૯૩૨માં પંડિતજીએ આર્ય સમુદાય માસિક સનાતન ધર્મનું રહસ્ય સમજાવવા માટે કાઢ્યું હતું, તે અમુક વર્ષોથી બંધ થયુ હતું પંડિતજીએ તે ફરીથી પાછું ચાલુ કર્યું. આ પત્ર પ્રગટ કરવામાં તેમની સેવાવૃત્તિ જ હતી આપણુ પ્રાચીન સાહિત્ય કેટલું બધુ મૂલ્યવાન છે તેનો ખ્યાલ આપવા માટે તેમણે તે શરૂ કર્યું હતું. જો કે તેમની આર્થિક સ્થિતિ દિન પ્રતિદિન નબળી પડતી હતી વળી તેમનો ઉદારાત્મા સ્વભાવ હોવાથી જે કંઈ હતુ અતઃતુ તે અનેક પ્રકારની લોકસેવામાં વપરાઈ જતું લોકોમાં પણ તેમની આર્થિક સ્થિતિ માટે બહુ સારો ખ્યાલ આવી ગયેલો, એટલે દૂર દૂરના બાળકો તેમની પાસે સીધી કે આડકતરી રીતે આર્થિક

સહાયતા ઇચ્છતા. પંડિતજી પણ સ્વભાવે દુલા હતા. તેથી જે કંઇ હોય તે આપી પોતે પ્રસન્ન રહેતા. પણ તેમની ખરી આર્થિક સ્થિતિ કેવી હતી તેનો ખ્યાલ ગુજરાતી પત્ર તેના તા. ૧૧-૧૧-૮૮ના અંકમાં આ પ્રમાણે જણાવે છે "પંડિતજીની દ્રવ્ય સંબંધી દરિદ્રતા કેવી છે તે દરેક પ્રેક્ષકને પ્રત્યક્ષ છે. કદાપિ મદાંધો ને ધનાંધોને તે નહિ દેખાતી હોય તો ભલે. કેમકે તેઓ દેખે તો આવા ઉપયોગી અનાશ્રિત મહાત્માનું દળદર ક્ષણમાં દૂર કાં ન થઇ શકે? ××× દરિદ્રતાનું દુઃખ એવું તો અસહ્ય છે કે જે વેળા घाघा नास्ति तैलं न च लवणं નો પોકાર પડે તે વેળાએ ગમે તેવી મહત્તા, વિદ્વત્તા, સહનશીલતા કે પંડિતાઇ સર્વે પોતાની મેળે પલાયનતા પામે છે. આ પંક્તિ પૂરી રીતે પરતંત્ર તેમાં વળી દરિદ્રતાનું દુઃખ×××"

આ ટીકા ગુજરાતી પત્રે તેમણે આર્ય સમુદય સં. ૧૯૪૪ માં ફરી પ્રગટ કર્યું તે વખતે કરી હતી. આમ છતાં પંડિતજીએ આર્ય-સમુદય પત્રના નવા નવા અંકો દર માસે પ્રગટ કરવા માંડયા, ને સામાજિક, ધાર્મિક ને રાજનીતિ અંગેના લેખો તેમાં પ્રગટ થવા માંડયા, અને જુનું પ્રાચીન સંસ્કૃત તેમ જ થોડુંક ગુજરાતી સાહિત્ય તેમાં તેમણે પ્રગટ કર્યું. તા. ૧૭-૩-૮૯ માં વ્યાકરણાચાર્ય પાણિનિ ઉપર એક વિદ્વત્તા ભર્યો લેખ તે વર્ષના ગુજરાતી માં ૨૬૭ માં પ્રગટ કર્યો.

# તિલકાયતશ્રીનું મુંબઈમાં આગમન.

તા. ૨-૪-૮૯ ના રોજ શ્રીનાથદ્વારાના મહારાજશ્રી તિલકાયત શ્રી. ગોવર્ધનલાલજી મુંબાઇ પધાર્યા તે વખતે મુંબાઈની આમ પ્રજાએ આપશ્રીને ભારે માન આપ્યું. આવું માન ભલભલા રાજાઓ, દેશનેતાઓ તથા અન્ય ધાર્મિક પુરુષો તે કાલે ભાગ્યે જ પામ્યા હશે! આપશ્રીને સત્કારવા માટે ઠેઠ કાવસજી પટેલના તળાવથી ચંદરામજીની વાડી સુધી પુષ્કળ મનુષ્યો આવ્યાં હતાં. આપશ્રીએ મુંબાઇ પધારતાં પ્રથમ પંડિતજીને યાદ કર્યા, અને આર્યસુધર્મોદય સભા વિષે ખબર પૂછી. વળી આર્યસુધર્મોદય સભાએ બાળકોને જ્ઞાન આપનારી એક શાળા સ્થાપી હતી. તેમાં ચાલુ ભણતર સાથે સદાચાર ને સામાન્ય ધર્મનું જ્ઞાન આપવામાં આવતું હતું. ઉપરાંત દર રવિવારે બાળકોની સભા ભરી, ધર્મનું રહસ્ય સમજાય તેવો ઉપદેશ આપવામાં આવતો, ને તેમને ધાર્મિક ચોપડીઓ ભેટ તરીકે આપવામાં આવતી. આ પ્રવૃત્તિ ઉપાડવાનું કારણ એ હતું કે સરકારી શાળાઓમાં ધર્મનું સામાન્યજ્ઞાન અપાતું નહિ. મહારાજશ્રીના શબ્દોમાં કહીએ તો—"હિંદુઓના છોકરાઓને ધર્મોપદેશ તદન થતો નથી એવી ચોતરફથી ચર્ચા શીકવાથી આ આર્યસુધર્મોદય સભાની અધિકારી મંડળીએ આ શાળા સ્થાપી છે, ને સારા વિદ્વાનો પાસે વ્યાખ્યાનરૂપે ઉપદેશ કરાવવા અજમાયશ તરીકે રવિવારના વ્યાખ્યાનનો પ્રયોગ ચાલુ કર્યો છે."

શ્રીનાથદ્વારા હિંદુધર્મ ને તેમાં વળી પુષ્ટિસંપ્રદાયમાં એક મહત્ત્વનું તીર્થધામ છે. તેના વડા શ્રીમદ્ વલ્લભાચાર્યજી મહાપ્રભુજીના વંશજ હોય છે. ગો૦ શ્રી. ગોવર્ધનલાલજી આ મહાસ્થાનના શાસક ને વિચારશિલ વડા ધર્મગુરુ હતા. તેમનો જન્મ સં. ૧૯૧૭ ના શ્રાવણ વદ ૧ના થયો હતો. સં. ૧૯૩૨માં આપશ્રીના પિતાજી શ્રીનાથજીની ગાદી ઉપરથી પદભ્રષ્ટ થવાથી આપશ્રી તે ગાદી ઉપર પધાર્યા, ને તિલકાયત તરીકે

યોગ્ય ફરજ બજાવવા માંડી. પોતે વિદ્યારસિક હતા, તેથી સદ્ધર્મ માસિક શાસ્ત્રીજી નંદકિશોર ને શ્યામજી પાસે પ્રગટ કરાવતા. તે માસિકમાં ષોડશગ્રંથનું વિવેચન કરી લોકો સમજે તેમ પ્રગટ કરાતું, વળી સુદર્શન પ્રેસ લાવી મંદિર અને સંપ્રદાયના સાહિત્યનું પ્રકાશન ચાલુ કર્યું હતું; તદુપરાંત એક વિશાળ પુસ્તકાલય, સંસ્કૃત પાઠશાળા, હિંદી પાઠશાળા, આયુર્વેદિક ઔષધાલય વગેરે સ્થાપ્યાં હતાં. આપશ્રીએ બીજીના મંદિર તથા વૈષ્ણવ યાત્રાળુઓ માટે બહુ સારી વ્યવસ્થા કરી, તથા વૈષ્ણવ યાત્રાળુઓને કોઈ જાતની કનડગત ન થાય તે માટે નજર રાખવા માંડી. વળી પંડિતજીને તેડાવી વારંવાર વ્યાખ્યાન અપાવતા, તથા પંડિતજીના શિષ્યોને પોતાની પાસે શાસ્ત્રી તરીકે રાખ્યા હતા.

હવે આ વિદ્યાપ્રેમી મહારાજશ્રીએ આ નગરમાં પધારી વિદ્યાસ્થલો ને વિદ્વાનોની કદર કરવા માંડી. ૧૫–૪–૮૯ના રોજ વિદ્યાલક્ષ્મી પાઠશાળાના વિદ્યાર્થીઓનો મેળાવડો રાખ્યો હતો. તેમાં વિદ્યાર્થીઓની સંખ્યા પચાસની હતી. આ મેળાવડામાં આપશ્રી પ્રમુખ થયા ને વિદ્યા સંબંધી એક સરસ વ્યાખ્યાન આપ્યું. તે ભાષણના અંતમાં આપશ્રીએ જણાવ્યું કે, "મુંબઈ જેવા નગરમાં આ પ્રમાણે વિદ્યાર્થીઓ અભ્યાસ કરે છે ને તેનું ઉપરીપદ ગટ્ટુલાલજી જેવા પંડિતજીના હાથમાં છે, તેથી આ નગર કંઈક રીતે કાશીની ઝાંખી બતાવે છે" ત્યારબાદ દોઢસો રૂપિયાનાં સંસ્કૃત પુસ્તકો માંડવી બંદરના માવજી માધવજી તરફથી આ મેળાવડામાં વિદ્યાર્થીઓને ભેટ આપ્યાં હતાં.

વળી ૨૫–૫–૮૯ના રોજ મહારાજશ્રીએ નગરના પંડિતોની એક સભા બોલાવી, તેમાં પંડિત ગટ્ટુલાલજી, મહામહોપાધ્યાય શાસ્ત્રીજી રાજારામ બોડસ, કૃષ્ણ શાસ્ત્રી મહાબળ, તથા પં. શ્યામજી કૃષ્ણ વગેરે દોઢસો શાસ્ત્રી, પુરાણી, વ્યાસ પંડિત હાજર હતા. તે વખતે વ્યાકરણ અને વેદાંત વિષે સંસ્કૃતમાં ચર્ચા ચાલી. ત્યારબાદ પંડિતજીએ આચાર્યોનું કર્તવ્ય એ વિષે એક મનોરમ વ્યાખ્યાન આપ્યું. પછી સર્વ પંડિતોને બક્ષિસ ને ફલાહાર થયા બાદ સભા વિસર્જન થઈ હતી.

આ સમય દરમિયાન (સં. ૧૯૪૪) - શેઠ મુલજી જેઠા કાપડ મારકીટમાં વૈષ્ણવોની એક મોટી સભા ભરાઇ. તે વખતે મહારાજશ્રીએ પંડિતજીને વેદાન્તભટ્ટાચાર્ય પદવી એનાયત કરી. ત્યારબાદ આપશ્રીએ વૈષ્ણવોને કીમતી બોધ આપ્યો. તેમાં પંડિતજીને બે પત્રો લખીને એક ખલીતામાં આપ્યા. તે પત્રો નીચે મુજબ છે. આ બન્ને પત્રો ઉપરથી આપશ્રીનો પંડિતજી ઉપરનો પ્રેમ જણાઈ આવે છે. મહારાજશ્રીએ વૈષ્ણવોપદેશ[1] કરતાં જણાવ્યું કે "જે અનાદિ નહિ, તે સંપ્રદાય પણ નહિ તે તો પંથ જાણવા. આજ કાલ કલિના પ્રભાવથી પંથો ઘણા થયા છે, તથા થતા જાય છે. જેમ ચોમાસામાં ઠેકઠેકાણે પાણીના પલ્વલ બને છે તથા છૂટા પડે છે, તે પ્રમાણે તેનું ફળ પણ સાદિ અને સાંત છે, કોઇનું અનાદિ કે અનંત નથી. પંથોમાં પ્રમાણ વગેરેની યોગ્ય વ્યવસ્થા કંઇ હોતી નથી. અને સંપ્રદાયમાં એ વ્યવસ્થા જરૂર હોય જ છે. આપણા સંપ્રદાયમાં પણ પ્રમાણ, પ્રમેય, સાધન અને ફલની વ્યવસ્થા આચાર્યચરણ શ્રીમદ્ વલ્લભાચાર્યજીએ "તત્ત્વદીપ નિબંધ," વ્યાસસૂત્ર પર "અણુભાષ્ય," તથા ભાગવત પર "સુબોધિની" ટીકા વગેરે ગ્રંથમાં ઘણી સારી રીતે કહેલી છે, પરંતુ આજકાલ વૈષ્ણવોમાં પઠનપાઠન પદ્ધતિ લુપ્તપ્રાય થઈ ગઈ છે, તેથી ઘણા લોકો તે જાણી શકતા નથી. આટલા વૈષ્ણવો બેઠેલા છે તેમને પૂછીએ તો એટલું પણ નહિ કહી શકે કે શ્રીઆચાર્યજીએ રચેલા આટલા ગ્રંથો છે. વૈષ્ણવો આચાર્યજીના ગ્રંથોનાં નામ માત્ર પણ ન જાણે એ અત્યંત ખેદની વાત છે. અમારા (મહારાજોના) વર્ગમાં પણ ઘણે ભાગે એવી જ હાલત છે. પઠનપાઠનનો વ્યવહાર તો ઘણે ઠેકાણેથી વિદાય થઈ ગયો છે! કહો, વૈષ્ણવ વિદ્વાનો પણ આજકાલ ક્યાં છે? અને પ્રભુની કૃપાથી ક્વચિત્ કોઇક છે તો તેમની પણ વૈષ્ણવો વૃથા પૂજા ઉડાવે છે.

[1] આ વ્યાખ્યાન વ્રજભાષામાં છે તેમાંથી થોડોક ઉપયોગી ભાગ અત્રે લીધો છે.

અને અમારા (મહારાજ) વર્ગ તરફથી પણ કંઈ ઉત્તેજન તેમને મળતું નથી. અને કેટલાક હમાગ (મહારાજ) વર્ગનું લેતા પણ નથી, અને બીજા વૈષ્ણવો તેમને દેતા પણ નથી. કદાચિત કોઇ આપવા તૈયાર થાય તો હમારા (મહારાજ) વર્ગ તરફથી તેમને મના કરવામાં આવે છે. કહો, એવી ધડભાંગમાં સંપ્રદાયની ઉન્નતિ કેમ થાય? પરંતુ એ વાત ધણી જ અનુચિત છે. એથી સંપ્રદાયમાં ઘણી મોટી હાનિ થઇ રહી છે, તથા થવાનો પણ સ્પષ્ટ સંભવ છે. એટલા માટે સાંપ્રદાયિક વિદ્વાનોને વૈષ્ણવોએ અવશ્ય ઉત્તેજન આપવુ જોઇએ. મેં તો એવો વિચાર કર્યો છે કે, દેશ વિદેશ વૈષ્ણવોને ઉપદેશની સુલભતા થવા માટે ઉપદેશકોને પણ મોકલવા, જેઓ ત્યાં જઈ, ઉપદેશ કરે. એ વાત બોલવાની એમના ગુણો મને ફરજ પાડે છે કે પંડતશ્રી ગટ્ટુલાલજીની વિદ્યા તથા અવધારણશક્તિ અત્યુત્તમ છે. આ સમયમાં આપણા સંપ્રદાય-ગ્રંથોનું પારંપરિક અધ્યયનપૂર્વક જે જ્ઞાન કોઇપણ ઠેકાણે હોય તો તે એમનામાં જ છે. એમના સમક્ષ આ કહેવું ઉચિત નથી, પરંતુ એમના જેવા વિદ્વાન આપણા સંપ્રદાયમાં બીજા નથી. પ્રભુ એમને દીર્ઘાયુ કરો. મે એમને એક પત્ર આપ્યો છે.

॥ શ્રીહરિઃ ॥

॥ શ્રીમત્પ્રભૂણામગ્રસ્મરામ ॥

સ્વસ્તિ શ્રીમત્સકલગુણગણાલંકૃત સૌજન્યસાગર પંચનદી ૩ ગટ્ટુલાલજીને ગોસ્વામિ ગોવર્ધનલાલના નમસ્કાર. શમત્ર તત્રાસ્તુ. અપરંચ, સમાચાર એ છે જે આપ પરદેશમાં ફરીને અમારી આજ્ઞાથી દુર્મતોના ખડન પૂર્વક સ્વમાર્ગ વિષયક બોધ કરો. અને આજ કાલ ચાલતા જુદા જુદા પાખંડ મતોના પ્રચારવિશેષથી ઘણાખરા વૈષ્ણવજનો ભ્રાંત થઈ રહ્યા છે, તેઓનો સંદેહ દૂર કરી, સ્વમાર્ગમા પ્રવૃત્ત થવાને ઉપદેશ કરો. એટલા માટે આપણા સંપ્રદાયનાં સર્વ-

દેશીય સર્વ વૈષ્ણવોના નામથી એક ભલામણપત્ર પણ, આ પત્રની સાથે મોકલ્યો છે. તેમાં અહીંથી કંઈ પણ દ્રવ્ય નહિ લેવું એવો આપનો અત્યાગ્રહ છે માટે આપની સહાયતાને અર્થ તેઓને ભલામણ પણ લખી છે. તે પત્ર પ્રસંગાનુસાર સર્વ વૈષ્ણવોને દેખડાવશો. જેથી સ્વમાર્ગના અંતઃશત્રુના કહેવાથી તે વૈષ્ણવોને આપના વિષયમાં કોઈ રીતનો ભ્રમ હશે, તે આ પત્ર જોતાં સહજ દૂર થશે, એમ જાણશો. આપનો સ્નેહ ક્ષણ પણ ભૂલતા નથી. સ્નેહ પ્રતિક્ષણ વર્ધમાન રાખશો. કુશલપત્ર લખશો કિમધિકમ્ મિતિ માઘ શુદ–૫ સં. ૧૯૪૪

સમસ્ત વૈષ્ણવોને પત્ર.

શ્રીહરિઃ

શ્રીજી પાસે શુદ્ધિ કરીએ છીએ.

શ્રીકૃષ્ણઃ શ્રીવિઠ્ઠલો જયતિ.

સ્વસ્તિ શ્રીમદ્ ગોસ્વામી શ્રી ગોવર્ધનલાલજી મહારાજ શર્માનાં સ્વકીય પરમ વૈષ્ણવો એવા, શ્રી ગૂજરાત વગેરે પ્રાન્ત નિવાસી સમસ્ત વૈષ્ણવોને સપરિવાર શુભાશિષ. શ્રી સદા સેવ્યઃ અને સ્મર્તવ્યઃ અપર ચ હાલ મુંબઈ શહેરમાં વર્તમાન ... અર્ય ચ હાલ પંચનદી પંડિત શ્રી. ગટુલાલજી આપણા સંપ્રદાયમાં અદ્વિતીય વિદ્વાન છે. આખા હિન્દુસ્તાનમાં પણ એવા દુર્લભ છે. અને આપણા સંપ્રદાયમાં વર્તમાન સમયમાં સૂર્ય છે આ સમયમાં કલિ પ્રભાવથી સુધારાવાળા તથા દયાનંદી વગેરેના અનેક ઉપદ્રવો ઊઠે છે. પરંતુ એમણે શાસ્ત્ર રીતિથી એ સર્વનું મુખ બંધ કરી સંપ્રદાયનું સંરક્ષણ કર્યું છે, અને હજુ પણ સંપ્રદાયના સંરક્ષણમાં એમનો પરિપૂર્ણ આગ્રહ છે. પરંતુ નિશ્ચિંતતા વિના કોઈપણ કાર્ય બની શકતું નથી, અને અમારા તરફથી તો કંઈપણ સર્વથા ન લેવું એવો એમનો અત્યાગ્રહ છે, તેથી જે બની શકે તે એમની સહાયતા કરવી, એ વૈષ્ણવ માત્રને આવશ્યક છે. અને એઓ જ્યારે જ્યારે તમારા તરફ આવે ત્યારે ત્યારે એમના મુખથી સ્વધર્મ સિદ્ધાંત આગ્રહ રાખીને જરૂર સાંભળજો. આ કાલમાં આપના મધ્યેના જ્ઞાતા અને વક્તા એમના જેવા બીજા કોઈ નથી. માટે જે

કંઈ સંપ્રદાય સંબંધી સંદેહ હોય તે એમને પૂછીને નિશ્ચય કરી લેશો. પરદેશ ફરવામાં એમના મનનો ઉદ્દેશ એ જ છે કે, સર્વ પ્રાન્તોમાં ચોતરફ સંપ્રદાયનો ઉદય થાય તથા પાખંડનું ખંડન થાય. એઓ પરંપરાથી સિંહાડ કાંકરોલીના છે તેથી અમે એઓને એ જ આજ્ઞા કરી છે કે આપ સર્વ પ્રાંતોમાં ફરી, આપણા પ્રાચીન સિદ્ધાંતોનો ઉદય કરો. માટે એઓ તમારા પ્રાંતમાં આવે ત્યારે એમને મુખે સ્વધર્મસિદ્ધાંત અવશ્ય શ્રવણ કરશો, એવી અમારી આજ્ઞા છે. અને કોઇ પણ વૈષ્ણવ એમનો જે કંઈ યથાશક્તિ સત્કાર કરશે તે કેવલ એમનો જ નહિ થાય, પરંતુ સંપૂર્ણ સ્વસંપ્રદાયના વૃક્ષના મૂળમાં સિંચન કરવા જેવું થશે. અને સ્વધર્મનું ઉત્તેજન કરવું એ તો મનુષ્ય માત્રને આવશ્યક છે. તેથી વધારે લખવાની જરૂર નથી.

કોઈ કોઈ લોક મત્સરાદિકથી એમનો વિદ્વેષ કરે છે. પરંતુ એઓ તો અંતઃકરણ પૂર્વક સ્વસંપ્રદાયના અભ્યુદયમાં જ ઉત્સુક છે. એઓ કેટલોક વખત અમારી સાથે રહ્યા છે, તેથી અમને એમનો પૂર્ણ અનુભવ છે એમ જાણશો. આ સમયમાં તમો સર્વ વૈષ્ણવોએ સ્વધર્મનો આગ્રહ પૂર્વક ઉદય કરવો એ આવશ્યક છે. વિશેષ શું લખીએ. તમારી સેવા ક્ષણ પણ ભૂલતા નથી અને સેવામાં ચિત્ત જેવું રાખો છો તેવું જ રાખશો. મિતિ માઘ શુદ્ધ-૫ સં. ૧૯૪૪ના.

આ પત્રો આપીને એમને મેં કહ્યું છે તથા ફરી પણ કહું છું કે, આપણો સંપ્રદાય અનાદિ સિદ્ધ છે અને શ્રીમહાપ્રભુજી(શ્રીમદ્ વલ્લભાચાર્યજી)એ પરમ પરિશ્રમથી એનું પુનરુજ્જિવન કીધું છે. તે આજકાલ વૈષ્ણવોના પ્રમાદથી તથા હમારા (મહારાજ) વર્ગના આળસથી તથા કળિકાળના પ્રભાવથી વિદ્યાવિષયમાં શિથિલીભૂત થતો દેખાય છે. માટે પઠનપાઠનદ્વારા, ઉપયુક્ત ગ્રંથદ્વારા તથા દેશપરદેશ ઉપદેશ દ્વારા આપ શ્રમ લઈને તેને પુનરુત્તેજિત કરો. સંપ્રદાયનો વિદ્યાદ્વારે સેવા એ પણ શ્રીની એક મુખ્ય સેવા છે, તથા શ્રીમહાપ્રભુજીની સેવા પણ એ જ છે.

અને સાર્વત્રિક સર્વ વૈષ્ણવોને પણ મારી એ જ આજ્ઞા છે જે જેમ બને તેમ સંપ્રદાયની વિદ્યાવૃદ્ધિના ઉપાય તથા સાંપ્રદાયિક વિદ્વાનને ઉત્તેજન કરતા રહો. અને પંડિત શ્રી. ગટ્ટુલાલજી જે અમારી આજ્ઞાથી ઉપદેશ આપે છે તે યથાર્થ સમજો. અને મારો તો સંપૂર્ણ ભરોસો છે કે, એમના ઉપદેશમાં શ્રીઆચાર્યજીના સિદ્ધાંતથી અણુમાત્ર પણ ફેર આવે એમ નથી. વળી સુજનોએ તો હંસ જેવો સ્વભાવ રાખવો, માખી જેવો ન રાખવો. દુર્જનનો સ્વભાવ તો માંખી જેવો જ હોય છે. એતો સિદ્ધ વાત છે કે ઈશ્વર વિના સર્વજ્ઞ બીજો કોઈ નથી. કાલ જગતનું ભક્ષણ કરે છે. દેહનો કંઈ ભરોસો નથી. માટે જે સારૂ કામ બની શકે તે જરૂર જલદી કરી લેવું.

ત્યાર પછી પ્રમાણ, પ્રમેય, સાધન, ભક્તિના પ્રકાર શરણાગતિ, બ્રહ્મસંબંધ વિષે મહારાજશ્રીએ પોતાના પ્રવચનમાં સમજણ આપી, વૈદિક આચરણ વિષે બોલતાં કહ્યું કે, "પ્રસંગોપાત એ પણ કહેવું જોઈએ કે, ગાયત્રીમંત્ર પણ સાક્ષાત્ પુરુષોત્તમ નિરૂપક છે. તેથી આપણા સંપ્રદાયમાં પણ વેદાધિકારી વૈષ્ણવોને ગાયત્રીનો જપ પણ અત્યાવશ્યક છે. અને વૈષ્ણવ થયા એટલે વર્ણાશ્રમ ધર્મને તિલાંજલિ આપે, એમ થતું હોય તો તે તો બહુ જ બુરી વાત જાણવી. શ્રીમહાપ્રભુજીનો એવો સિદ્ધાંત જ નથી કે, વૈદિક ધર્મનો ત્યાગ કરવો. (પંડિતજીને સંબોધીને) "કેમ લાલાજી આપ જ કહો."

પંડિત ગટ્ટુલાલજી— "શ્રીમદ્ આચાર્યચરણને તો વેદનો અને વૈદિક ધર્મનો અત્યંત આગ્રહ છે. ભાષ્ય વગેરે આકર ગ્રંથોમાં આપશ્રી આજ્ઞા કરે છે કે વેદમાં અણુ માત્ર પણ-અક્ષર માત્ર પણ અન્યથા સર્વથા નથી. અને નિબંધ વગેરે ગ્રંથોમા વૈદિક ધર્મ પાળવાનો અત્યંત આગ્રહ છે. અને કર્મમાર્ગપ્રવર્તક એવું આપનું નામ છે. પ્રકરણ ગ્રંથમાં પણ

स्वधर्ममनुतिष्ठिन् वै भार्द्गुण्यमन्यथा ।

સ્વધર્મનું અનુષ્ઠાન ઉત્તમ, તે નહિ થાય તો વિગુણતાનો

બારજ છે. ઇત્યાદિ સ્થળોમાં સ્વધર્માચરણની આવશ્યકતા બતાવી છે." આ પછી માલા, તિલક, આંતરધર્મ, સેવાના પ્રકાર, સેવ્ય વિચાર અને ફલ વિષે પ્રવચન કરી, ઉપસંહાર કરતાં મહારાજશ્રીએ કહ્યું હતું કે "અહીંના વૈષ્ણવોની ધર્મનિષ્ઠા જોઈને ચિત્ત ઘણું પ્રસન્ન થયું છે. હવે એ જ કહેવું છે કે જેવી ધર્મમાં પ્રીતિ છે તેવી જ ઉત્તરોત્તર વધતી જાય અને શ્રીમદાચાર્યજીના ગ્રંથોનું રહસ્ય સમજીને, પ્રભુની સેવા કરો, અને પ્રભુ દીનતા, અનન્યતા જોઈને સેવા સ્વીકારે અને સદા સેવામાં ચિત્ત રહ્યા કરે, અને આપણા સંપ્રદાયની વૃદ્ધિ થાય; ને વિદ્યાને માટે પાઠશાળા પુસ્તકશાળા, પુસ્તક પ્રચાર માટે મુદ્રણ શાળા, ઉપદેશને માટે સભા સમાજ યોગ્ય મંડળી સત્સંગ વગેરે થયા કરે. પાઠશાળાની અત્યાવશ્યકતા છે. તેમાં માત્ર પંડિતજી શ્રી ગટ્ટુલાલજીની વિદ્યાલક્ષ્મી પાઠશાળા સહજ દેખાય છે, પરંતુ તેને પણ દૃઢ આશ્રય નથી." આમ અનેક પ્રકારની સૂચનાઓ કરી છેવટે પ્રભુપ્રાર્થનાદ્વારા પ્રવચન પૂરું કર્યું હતુ

આ સાલમાં પંડિતજી તરફથી સાંપ્રદાયિક વર્ષોત્સવની ટીપણી બહાર પડી. આ ટીપણીમાં જન્માષ્ટમી રામનવમી શ્રાદ્ધ પક્ષ વગેરે તિથિઓ સંબંધી ચર્ચા નિત્યલાલીસ્થ ગો૦ શ્રી નૃસિંહલાલજી તથા ગો. વા. શાસ્ત્રીજી છગનલાલ અમરજી શાસ્ત્રી તરફથી તથા બીજાઓ તરફથી થવા માંડી. આ ચર્ચા કેટલીક વખત બહુ ચાલતી ને પંડિતજીનો મોટો શિષ્યવર્ગ તેમાં ભાગ લેતો. આ બધી ચર્ચા મુંબાઈ સમાચાર. મુંબાઈ ગુજરાતી સાપ્તાહિકમાં ચાલતી. કેટલીકવાર આક્ષેપ પ્રતિ આક્ષેપ થતાં વિષયાંતર ચર્ચા થતી. પણ આ ચર્ચામાં પંડિતજીએ કોઈ દિવસ પોતાની સાત્વિક પ્રકૃતિને અસ્વસ્થ બનાવી નથી, તેમ જ સામા પક્ષો તરફથી ગમે તેવા આક્ષેપો થવા છતાં કોઈ દિવસે તેમણે સામા પક્ષ સામે પ્રતિ-આક્ષેપ કર્યો નથી. પણ પોતે જે માનતા તેના પ્રમાણનાં વાક્યો મૂકી પોતાની વાતની પુષ્ટિ કરતા. ત્યારથી શરૂ થયેલો ટીપણો આજે પણ ૫૬ વર્ષથી પંડિતજીની સંસ્થા તરફથી પ્રગટ થાય છે.

આ સાલમાં એટલે સં. ૧૯૪૪-૪૫માં એક વખતે પંડિતજીના શિષ્ય માધવજી વૈદ્ય શાસ્ત્રીએ પંડિતજીને એક પ્રશ્ન પૂછયો, કે એકાદશીના માહાત્મ્યમાં એમ લખવામાં આવ્યું છે કે એકાદશીનું વ્રત કરનારને રાજસૂય યજ્ઞ, અશ્વમેધ યજ્ઞ, વાજપેય યજ્ઞ વગેરે યજ્ઞાદિનું પુણ્ય થાય છે. શું આ લખાણ અતિશયોક્તિવાળું નથી લાગતું? તે સાંભળી પંડિતજીએ ઉત્તર આપ્યો કે અરે ભાઈ, આપણા શાસ્ત્રોમાં કોઇ ઠેકાણે વેદવ્યાસજી જે ભગવદવતાર છે તેમના મુખથી ખોટા શબ્દો અથવા જેને તમે અતિશયોક્તિ કહો છો તેવા શબ્દો બોલાયા કે લખાયા નથી, તમે રાજસૂય વગેરે યજ્ઞોને એકાદશીના વ્રત કરતાં મોટા ફલવાળા સમજો છો એ બરાબર નથી. એકાદશીનું વ્રત જે કરે છે તે વ્રત એટલું બધું પવિત્ર છે કે રજસ્વલા બાઈ કે પ્રસુતા બાઈ પણ પોતાના અપવિત્ર દિવસોમાં પણ એકાદશી વ્રત કરવાનું છોડતાં નથી. એકાદશીનું વ્રત કરવાનો મુખ્ય હેતુ મોક્ષપ્રાપ્તિનો છે. મોક્ષ એટલે કર્મ બંધનમાંથી મુકાઇ જવું છુટી જવું. કર્મ બે પ્રકારનાં છેઃ (૧) શુભ (૨) અશુભ. શુભ કર્મ સુવર્ણબેડી છે જ્યારે અશુભ કર્મ લોહબેડી છે એ બન્ને બેડીઓથી જીવને પ્રાણાન્ત કષ્ટ થઇ શકે. માટે શુભાશુભ કર્મનો નાશ થાય ત્યારે જ મોક્ષ થઇ શકે એકાદશીનું વ્રત કર્મબંધનમાંથી મુક્ત કરે છે, તે મોક્ષ અપાવે છે રાજસૂયાદિ યજ્ઞ કરવાથી મોક્ષ મલતો નથી. માટે એકાદશી કરતાં ન્યૂન શક્તિ વાળા તે યજ્ઞો છે. માટે એકાદશીનું વ્રત કરવા માટે જે કંઇ રાજસૂય યજ્ઞનુ પુણ્ય વગેરે લખ્યું છે તે લખાણ ઘણું ઓછું છે.

સં. ૧૯૪૫માં આર્યસુધર્મોદય સભાની વર્ષગાંઠના દિવસે પંડિતજીએ સભામાં નીચેનાં બે કાવ્યો ગાયાં હતાં.

ઇશ્વર પ્રાર્થના–રાગ પીલુ બરવો.

સહુજન સુખી રાખો હરિરાય,

તનથી મનથી ધનથી જનથી, દુખિત કોઈ ન થાય. (૧) સહુ
નરમ નરમને પરમ ધરમનું કરમ જ વરમ ધરાય.

આર્યસુધર્મોદયનો દિન દિન, અધિક સુજશ પ્રસરાય. (૨) સહુ
શ્રુતિસંગત મંગળ ઉપદેશ, કુપથ સંગ વિસરાય.
કાલ વિશાળ નિરર્થ ન ખોતાં, અર્થ સમર્થ ભરાય. (૩) સહુ
ચાય વિગમ નિકામ કામનો, કુશળ જ કામ કરાય
ગોવર્ધન પ્રભુ આપ કૃપાથી, ભક્તિદ મુક્તિ વરાય. (૪) સહુ

આર્યોને આશીર્વાદ

(છંદ ત્રોટક સાથે લેતાં સવૈયા–ગગ–જંગલો સુર–પડદો)

નિજ કર્મ સુકર્મ સદા કરજો, બહુ તાપદ પાપ ન આચરજો,
દૃઢ આશ્રય ઈશ્વરનો ધરજો, નહિ તુચ્છ તણી ધગ્વી ગરજો. (૧)
રહિ દૂર કુસંગ થકી ડરજો, ખલવાદ કદાપિ ન આદરજો,
નહિ વેદ વિરુદ્ધ પથે ગરજો, બહુ ગરત વિષે ન ફરી ફરજો. (૨)
પ્રભુના પદદાસ સદા ઠરજો, દૃઢ ભક્તિ ખરી કરી ઉદ્ધરજો,
મુખથી હરિના ગુણ ઉચ્ચરજો, સુખથી ભવસાગર તરજો. (૩)
શુભ કીર્તિ સતી વનિતા વરજો, થઈ દીન દયાળ દુઃખો હરજો,
સ્થિર સંપદ સંપ તણી ભરજો, ઘનશ્યામ સુતોક્તિ ન વીસરજો. (૪)

દોહરો

ભયભવભંજન સુજન મન, રંજન ભજન જ જાણ
કરે રસિક વલ્લભ સદા, તે હરિ ભજન વખાણ.

## ઉમરેઠનો પ્રવાસ.

સં. ૧૯૪૬ માં ૨૩-૧૨-૮૯ ના દિને પંડિતજી પોતાનાં ધર્મપત્ની સાથે મુંબાઇથી ડાકોર પધાર્યા. પ્રાતઃકર્મ કરી શ્રીરણછોડજીનાં દર્શન ચરણસ્પર્શાદિ કરી ૨૪-૧૨-૮૯ના સંજે પંડિતજી ઉમરેઠ પધારવાના હતા. આથી ત્યાંના પ્રખ્યાત શાસ્ત્રીજી રઘુરામભાઇ ગાડી, રથ, ઘોડેસ્વાર વગેરે સાધન લઇ તેડવા આવ્યા. વળી પંડિતજી પધારવાના છે. તેની જાહેર ખબરો આજુબાજુનાં ગામડાંમાં વહેંચાતી હતી. આથી અનેક લોકો પંડિતજી પાસે શંકાસમાધાન માટે આવવા લાગ્યા. પંડિતજી પણ ઉમરેઠ આવી નિબંધ ઉપર વ્યાખ્યાન આપવા લાગ્યા. તે દરમિયાન તા. ૨૯-૧૨-૮૯ના દિને પંડિતજીના ત્યાં પુત્રી અવતરી, પણ તે તરત જ પંચત્વ પામી. આથી ગામમાં સર્વ લોકોનાં મન ગમગીન થયાં. તેમણે ધાર્યું કે પંડિતજી તરફથી મળતો લાભ થોડા દિવસ જરૂર બંધ રહેશે. પણ પંડિતજીએ તેઓની ધારણા ખોટી પાડી. જો કે તેમની પ્રથમ પત્નીને કંઇ સંતાન ન હતું. વળી બીજી પત્નીની આ પ્રથમ સતતિ હતી. છતાં, તેમણે આ વિષે ભગવાનની અકળ લીલા માની પોતાનું મન સહજ આનંદિત રાખ્યું, ને હંમેશ પ્રમાણે વ્યખ્યાનાદિ ચાલુ રાખ્યાં, બાદ ગીતાજીમાં गतासूनगतासूंश्च नानुशोचंति पंडिताः કહેલા વાક્ય પ્રમાણે પોતાનું જીવન આચરી બતાવ્યું એટલું જ નહિ, પોતાની નિખાલસ પંડિતાઇનો અને નિરભિમાની વૃત્તિનો પણ સર્વને અનુભવ કરાવ્યો.

ઉમરેઠમાં પંડિતજી નિત્ય મંદિરમાં સભા કરતા. અહીં વિદ્યાવિલાસી અને ધર્મજિજ્ઞાસુઓને પંડિતજીની હાજરી આનંદ ઉત્સવ જેવી થઈ રહી હતી, ને મંદિરમાં ઘણા જ સંભાવિત સજ્જનો આવવાથી જગ્યા નાની પડવા લાગી. આથી શાસ્ત્રીજી રઘુરામભાઇએ સાત સ્વરૂપની હવેલી પાસે એક મોટો મંડપ સભાસ્થાન માટે

બંધાણો, ને ત્યાં આગળ સભા ભરાવા લાગી. અહીં શતાવધાનના પ્રયોગ માટે એક સભા નિશાળમાં રાખી હતી. તે વખતે પ્રમુખ-સ્થાને અહીંના મુન્સફ રાવ સાહેબ ઝવેરીલાલ બિરાજ્યા હતા. અવધાન પ્રયોગમાં અરબી, સિંધી, તૈલંગી, સંસ્કૃત, ફારસી, ગુજરાતી, મરાઠી, અંગ્રેજી એ આઠ ભાષાનાં ૫ થી ૧૬ શબ્દો સુધીનાં વાક્યો રાખ્યાં હતાં. તેમાંના શબ્દો ગમે તેવા વ્યતિક્રમથી લોકો કહેતા હતા. ને વાક્યની ને પ્રયોગની સમાપ્તિમાં પંડિતજી તેને યથાક્રમ ગોઠવી બરાબર કહી બતાવતા, તથા નષ્ટ ઉદ્દિષ્ઠ રીતે પણ તેના ઉત્તરો આપતા. વચ્ચે પ્રશ્નોત્તર, શીઘ્ર કવિતા કહી, પૂછનારની ઇચ્છા પૂરી પાડતા. વળી સાત વખત ઘંટના અને ૨૩ વખત બીજા ટકોરા પણ થતા, તે સર્વ યથાર્થ પંડિતજી કહેતા. આ શક્તિ જોઇને પ્રમુખશ્રીએ પંડિતજીને ઈશ્વરની વિભૂતિ જણાવી, સદ્ધર્મનો લાભ લેવા સૌને વિનંતી કરી હતી. ત્યારે પંડિતજીએ તેના ઉત્તરમાં કહ્યું કે, "આ પ્રયોગ નાટક-તમાસારૂપ નથી, પણ આ પ્રમાણે મનને કેળવતાં એક કાલમાં ઘણાં કામ થઈ શકે તથા લોકો ધર્મોપદેશ લેવા કેળવાય એ હેતુ છે. જેમ વૈદ્ય ખાંડ સાકરની સાહસ્તા લે છે, તેમ હું આ પ્રયોગની સહાયતા લઈ, ધર્મોપદેશ કરું છું." આ પછી સભામાં મળેલા સાહિત્ય-રસિકોએ પંડિતજીને જુદા જુદા વિષય ઉપર કાવ્ય રચી આપવા માટે વિનંતી કરી. તે સભામાથી એક ભાઇએ લોકોએ સભામાં કેમ વર્તવું તે વિષે શાર્દૂલવિક્રીડિત વૃત્તમાં વર્ણન માગ્યું. આથી પંડિતજીએ પોતાની શીઘ્ર કાવ્યશક્તિથી ઉત્તર આપતાં કહ્યું કે :

(૧) જાણે સજ્જનના ગુણો શ્રવણમાં, લોકો જ ધીંગ ગ્રહી,
વાર્તાલાપ વિશેષતા ફરિ કરે, સારુ વિચારે લહી,
સત્યાસત્ય વિવેચને જન મને, થાનાર આરમ (આરામ?) છે,
લોકોને નિયમો વિષે જ ધરવા, સભ્યો તણું કામ છે.

બીજો પ્રશ્ન એ હતો કે દેવ ને મનુષ્યમાં ઉત્તમ કોણ?

પંડિતજી— કેટલીક દિવ્ય શક્તિ દેવતામાં રહેલી છે, તોપણ

તેવા દેવતાઓના મસ્તક ઉપર પગ દઈ મુક્તિપદે જઇ શકાય એવી યોગ્યતા આ મનુષ્ય દેહમાં રહેલી છે, એટલી ઉત્તમતા મનુષ્યમાં છે.

ત્રીજો પ્રશ્ન એ હતો કે "સભાએ ઘણો ઘોર આરંભ્યો છે એ ભુજંગી વૃત્તમાં વર્ણન કરો.

પંડિતજી-જનોએ મનોનાં ધરીને વિચારો, ખરો રાખવો બુદ્ધિ કેરો સુધારો,

મળ્યા આજ તો કેટલા દંભિયો છે, સભાએ ઘણો ઘોર આરંભિયો છે.

ચોથો પ્રશ્નઃ-"ઇશ્વર કેમ મળે એ શિખરિણી વૃત્તમાં કહો."

પંડિતજી— સદા સાચે ભાવે, પદયુગ્ણ આવે સુ દિન જે,
કદા તેને પોતે, સદય મતિ જો તે નહિ તજે,
સમસ્તોનો કર્તા, સકલ ભયહર્તા હરિ ભજે,
મળે મોક્ષોદ્યોગે, ત્રિવિધ પથ યોગે મન સજે.

પાંચમો પ્રશ્નઃ- ' ગણપતિનું કવિરૂપે સંસ્કૃત આર્યામાં વર્ણન કરો."

પંડિતજી— पाखंडखंडमंडनपंडितशुंडाख्यदंडमंडन ।
लसदलिमंडलगंडो गणेश्वरः शुभकृतीभूत् कविर्जयति ॥

અર્થ— પાખંડ સમૂહના ખંડનમાં પંડિત એવો જે શુંડાદંડ તેના ઉપર સિંદુર આદિનું મંડન ધારણ કરનાર શુભકૃતિ કવિ ગણેશ્વરનો વિજય થાઓ.

છઠ્ઠો પ્રશ્ન— સાધુ અસાધુનાં લક્ષણ નાગચ છંદમાં વર્ણવો.
જનો તણા ગુણો ઘણા, મને ધરે સ્વભાવથી,
કરે દરેક રીતના વિચાર સાર ભાવથી,
સદાય સાધુ જાણવા, સ્વધર્મથી પ્રમાણવા
વિરુદ્ધ તે થકી રહે અસજ્જનો, વખાણવા.

સાતમો પ્રશ્ન— જેમાં બધા જ લકાર હોય એવો દોહરો આપો.

પંડિતજી— આ પ્રશ્ન શીઘ્ર કવિતાના નિયમ બહારનો છે. ઓશરી શ્લોકો સારા કવિઓ પણ બબ્બે ત્રણ ત્રણ દિવસે વિચાર કરી, ગોઠવી શકે છે. માઘ જેવા કવિઓના મોટા મોટા કાવ્યગ્રંથોમાં

આવો એકાક્ષરી શ્લોક એકેકો જ ગણ્યોગાંઠ્યો મળે છે, તથાપિ હાલ તો એક તરફથી ઘરના ટકોરા થાય છે તેની ગણતરી સાથે પણ દોઢ મિનિટમાં કરી અપું છું. પરંતુ હવે કોઇએ પણ શીઘ્ર કવિતામાં એકાક્ષરી શ્લોકની માગણી કરવી નહિ

લે લે લે લે લાન લે, લાલો લાલા લાલ.
લાલી લીલા લીન લૈ, લાલ લોલ લે લાલ

અન્વય—રે સખી! લે, લે, લેને (ઉતાવળમાં વધારેવાર બોલાઈ જાય છે) લાલને (પુત્રને) લે, કેમકે લાલો (પુત્ર) લાળવાળો અને લાલ (રડવાથી લાલ)ચોળ થયો છે. માટે લાલી (પુત્રની) લીલા (રમતને) લીલ સમજી હે લોન (સ્ત્રી) આ ચચલ લાલને લે, અથવા (લાલ ક્રિયાપદ ગણીને) તેનુ લાલન કર માતા પોતાની પુત્રીને લેવાનુ કહે છે.

આ પછી સસ્કૃતમા સમસ્યા પૂર્તિ થઇ હતી ત્યાંથી પડિતજી પાછા મુબાઇ પધાર્યા અહીં તેઓ સખ્ત માંદા પડી ગયા તાવ ને ઉધરસ સારી રીતે સતાપતા હોવા છતા, તેઓ હમેશનુ પોતાનુ નિત્યકર્તવ્ય સાધ્યાસેવાદિ બિલકુલ છોડતા નહિ અને ધર્મોપદેશ પણ આપતા હતા આ વખતે ડૉકટર ભાલચન્દ્ર કૃષ્ણ ભાટવડેકર મુબાઇમાં પ્રખ્યાત ડૉકટર હતા. તેઓ અનેક ગભીર દરદીઓની પ્રેમ પૂર્વક સારવાર ને ચિકિત્સા કરતા, ને કેટલીક વખત મોટા મોટા યુરોપિયન ચિકિત્સકો તથા સર્જનો જે કાર્ય ન કરી શકતા તેવા ગભીર દર્દો તેઓ પોતાની કુદરતી બુદ્ધિશક્તિથી મટાડતા એક પ્રસૂતા સ્ત્રીને પ્રસૂતિ સમયે તેના ગર્ભના બાળકે પ્રથમ હાથ બહાર કાઢ્યો આથી પ્રસૂતિ થવામા અડચણ ઊભી થઈ આ હાથ કેવી રીતે પાછો અદર જાય ને બાળક તથા માતાને નુકશાન ન થાય, તે માટે મુબાઇના સારા સારા ડૉકટરોને બોલાવ્યા પણ કઇ રસ્તો ન જડયો. પછી ડૉ. શ્રી ભાલચદ્રભાઇને બોલાવતાં તેમણે સ્ટરિલાઈઝડ ... ો મોય તે બાળકના હસ્તને અડાડતાં બાળકે હાથ પાછો ખેચી

ગર્ભાશયમાં મૂળ સ્થિતિએ ગોઠવી દીધો. ત્યાર પછી કુદરતી રીતે પ્રસુતિ થઇ. આવા આવા પ્રસંગોથી તથા સમાજ ઉપયોગી નિસ્વાર્થ સેવાથી ડૉ. ભાલચંદ્રભાઇનું નામ મુંબઇમાં સારી રીતે તે કાલે જાણીતું થયેલું હતું. તેમણે પંડિતજી માંદા છે એવું સાંભળ્યું એટલે જાતે આવીને પંડિતજીનું શરીર તપાસ્યું ને દવા આપવી શરૂ કરી. આથી પંડિતજીને ઠીક થવા માંડ્યું. આ વિષે ગુજરાતી પત્ર ૯-૨-૯૦માં નોંધ લે છે કે "આ ભલા હૃદયના અને સમર્થ ચિકિત્સકે ઘણી જ ચીવટ રાખી પંડિતજીની ઇચ્છા મુજબ દવા આપી. વળી તેમની દવા કરવામાં આ ડૉકટર ઘણી ખામોશી રાખતા હતા, અને અનેક અગવડો વેઠતા હતા. કારણકે ધર્મચુસ્ત, આગ્રહી, સેવાપૂજાપ્રેમી પંડિતજીને યોગ્ય ઔષધ-રુચતુ, લાભકારક ને ધર્મને શરણ રહી ને આપવું તે થોડું મુશ્કેલ ન હતું. પંડિતજીને સારૂ થતાં મુંબાઇના ધર્મપ્રેમી સમાજે ડૉકટર શ્રી. ભાલચંદ્રભાઇનો ઉપકાર માન્યો હતો.

## ઉપનયન તથા કલકત્તાનું માનપત્ર

આપણે ગયા પ્રકરણમાં ડૉ. શ્રી ભાલચંદ્ર કૃષ્ણ ભાટવડેકરની પ્રજાકીય સાચા ડૉક્ટર તરીકે સેવાભાવના જોઈ ગયા. તદુપરાંત તેઓ સંસ્કૃતના સારા જ્ઞાતા ને વિદ્વાન હતા. વળી વિનય અને વિવેકસંપન્ન હતા. તેમના ત્યાં તથા તેમની મોટાભાઈ ગજાનન કૃષ્ણ ભાટવડેકરના ત્યાં ઉપનયન સંસ્કાર હતો. ગજાનનભાઈ વડોદરામાં મોટા ઓફિસર હતા. આ ઉત્સવમાં તેમના બે બટુક ઉપરાંત એક ગરીબ બ્રાહ્મણના બટુકને પણ ઉપવિત દેવાનું હતું. આ પ્રસંગે ઘણા મોટા માણસો આવેલા તથા પંડિતજીને પણ ખાસ વિનંતી કરીને પધરાવ્યા હતા. આ વખતે બટુકોને બોલાવી, થોડોક ઉપદેશ કરી, ઉચિત ભિક્ષા દઈ, નીચે પ્રમાણે પંડિતજીએ તે બટુકોને આશીર્વાદ આપ્યા હતા.

हृद्यानवद्यविद्याविद्योतितवपु स्तविगुणरागी ।
सज्जनसौहृदभागी यो भाटवडेकरोपद्धः ॥
आयुर्वेदस्यागाद्गुरुतः पुरुतत्त्वमुरूपरिश्रमतः ।
आसीत्स कृष्णशर्मा धर्माचितगणपतिभक्तिकृतवर्मा ॥
तस्याद्य पुत्रपौत्रावुपनीतौ वीक्ष्य कृतकलालापो ।
हंसाविव शुचिपक्षौ समेति मम मानसो महोल्लासम् ॥
सदैव संपत्शाली भालचंद्रो गजाननः ।
संपोष्य सत्क्रियातस्तौ क्रियाद्विश्वा विराजितौ ॥-

અત્યંત મનોહર, નિર્દોષ વિદ્યા વડે પ્રકાશિત વપુ, પારકા ગુણો ઉપર પ્રીતિ રાખનાર, સર્વ સજ્જનોના સખા, પૂરા પરિશ્રમથી ગુરુ પાસેથી આયુર્વેદનું તત્ત્વ જાણનાર એવા, જેને સ્વધર્મથી પૂજા કરી, પ્રસન્ન કરેલા ગણપતિની ભક્તિ સર્વ ઠેકાણે રક્ષા કરવાને કવચ જેવી થઈ હતી, તે ભાટવડેકર ઉપનામ વાળા કૃષ્ણ શાસ્ત્રીના

પુત્ર અને પૌત્ર હંસની પેઠે કૃતકલકલાપ (વિદ્યા કલા શીખવાનો આરંભ કરતા, હંસ પક્ષે મધુર આલાપ કરતા), શુચિપક્ષ (પવિત્ર સંબંધી) એ બન્ને ઉપવિત જોઇ, જેમ હંસને ઉપતમ એટલે પાસે આવેલા જોઇ, માનસ સરોવર ઉલ્લાસ પામે તેમ મારું માનસ મોટો ઉલ્લાસ પામે છે. દેવતાઈ સંપત્તિથી શોભનાર ભાલચંદ્ર ગજાનન તથા સદૈવ અખંડ મોક્ષસમૃદ્ધિને પામો, શોભનાર ભાલચંદ્ર અને ગજાનન એ નામના કૃષ્ણ શાસ્ત્રીના પુત્રો આ બન્ને બાળકોને-સારી રીતે પોષણ આપી, સત્કર્મ અને સત્કારથી વિદ્યાવિરાજીત કરો.

તા. ૨૩-૫-૯૦ના શુક્રવારે વીસથી પચ્ચીસ માણસો સાથે પંડિતજી શ્રી જગન્નાથરાયજીની યાત્રાએ પધાર્યા. આપણા ગુજરાતમાં ડાકોર, દ્વારિકા અને દક્ષિણમાં નાસિક, પંઢરપુરની યાત્રાનું જેવું મહત્ત્વ છે તેવું જ જગન્નાથરાયજીની યાત્રાનું મહત્ત્વ સમગ્ર ભારતીયોના મનને છે. શ્રીમદ્ વલ્લભાચાર્યજી મહાપ્રભુજી તથા શ્રીવિઠ્ઠલેશ પ્રભુચરણ અનેક વખત શ્રી જગન્નાથપુરી પધારેલા. ત્યાં આપશ્રીની બેઠકો પણ છે. આ વખતે પંડિતજીને સ્ટેશને વળાવવા અનેક સંભાવિત શાસ્ત્રીઓ, પંડિતો, વિદ્વાનો વગેરે સ્ટેશન ઉપર સવારે આવ્યા હતા. મુંબાઈથી પંડિતજી શ્રીજગન્નાથજીનાં દર્શન કરી, પાછા વળતે કલકત્તા પધાર્યા અહીં અનેક દેશી અંગ્રેજી પત્રકારો પંડિતજીના પરિચયમાં આવ્યા. તેઓ પંડિતજીની અલૌકિક શક્તિથી આશ્ચર્ય પામ્યા ને પોતાનાં પત્રોમાં પંડિતજીની શક્તિનાં બહુ ભારે વખાણ કરવા લાગ્યા. જાણીતું સ્ટેટ્સમેન પત્ર લખે છે કે, "પંડિતજી જેવા વિદ્વાન અને તે સાથે તત્ત્વચર્ચામાં કુશળ એવા પુરુષો આ દેશમાં એટલા તો થોડા છે કે તેને સર્વ પ્રકારે આર્ય લોકો દેવતાઈ ગણે છે." જ્યારે ઇગ્લિશમેન નામનું પત્ર લખે છે કે, "યુરોપમાં આવા પુરુષો ભાગ્યેજ મળી આવશે ને મળશે તો તેના પર ત્યાંના લોકો અત્યંત ફિદા ફિદા થઈ જશે." આથી પંડિતજીનો સારી રીતે સત્કાર થવા માંડયો. પંડિતશ્રીના માનમાં એક સભા (મેળાવડો) સર રાજા રાધાકાન્ત દેવ બહાદુરના

નિત્ય મંદિરમાં થઈ. ત્યાં આગળ પંડિતશ્રીએ સંસ્કૃત વિદ્યા અને ભાષાની મહત્તા ઉપર વ્યાખ્યાન કર્યું હતું. પછી અવધાન પ્રયોગો કર્યા હતા બીજી સભા ટાઉન હૉલમાં મળી હતી. તેમાં યુરોપિયનો જિજ્ઞાસુઓ વિદ્વાનો બધા જ હાજર હતા. અહીં આગળ પંડિતજીના શતાવધાનના પ્રયોગ થયા ત્યારે સર્વે સભાજનોને આ પ્રયોગો અદ્ભુત ચમત્કારરૂપ લાગ્યા આથી સૌએ પંડિતજીને પુષ્પની વૃષ્ટિ કરી નવડાવી દીધા. વળી પંડિતજીની લોકોત્તર શક્તિ દેખી ત્યાંના ધર્મપ્રેમી સમાજે શ્રીમદ્ ભાગવત અષ્ટોત્તરશત પારાયણ કથા પંડિતજીના નેતૃત્વ નીચે બેસાડી આ ૧૦૮ શ્રીભાગવતજીની સપ્તાહ કલકત્તામાં આ પ્રથમ બેઠી હતી વળી આ સમય દરમિયાન એક ધર્મસભા સ્થાપવામાં આવી સંવત ૧૯૪૬ના આસો સુદિ ૧૪ ના દિને પંડિતજીને કલકત્તાનગરી તરફથી બહુમાન કરતું એક માનપત્ર આપવામાં આવ્યું, તેમાં એક હજાર વિદ્વાનો, રાજાઓ, સી એસ આઇઓ, ગ્રેન્યુએટો, વ્યાકરણ ને ન્યાયશાસ્ત્રીઓએ ભાગ લીધો હતો તે માનપત્ર નીચે મુજબ છે

## કલકત્તાનું માનપત્ર

સઘળા મનુષ્યો જેની પ્રસિદ્ધ સુજનતા, ઉદાન્તતા આદિ ગુણગણના રત્નાકરની પ્રશંસા કરો છે એવા, તથા ભિન્નભિન્ન દેશના માણસો વારંવાર જેના યશઃપુંજનું ગાન કરે છે એવા, શ્રીમદ્‌વલ્લભાચાર્યે પ્રવર્તાવેલા આચાર વિચારની ચતુરતામાં અગ્રેસર એવા, આર્યજનના હૃદયકમળને પ્રફુલ્લ કરવામાં સૂર્ય, વેદાંતભટ્ટાચાર્ય, શીઘ્રકવીશ્વર ઈત્યાદિક અનેક પદવીથી અલંકૃત, પંડિતપણાના ગુણગણથી ગુંથાયેલા, નિજ નિવાસથી ઉત્તમ એવી સુવાઈપુરીની શોભારૂપ એવા આપ શ્રીમાન્ પંચનદી શ્રીગટ્ટુલાલજી મહોદય શ્રીજગતાથજીની યાત્રા પ્રસંગે આ (કલકત્તા) નગરીમાં પધાર્યા અને આપે અસાધારણ સ્મરણશક્તિઓનો પરિચય કરાવીને, અપરિચિત એવી અનેક ભાષાઓનો જાત જાતના અવધાનો બતાવીને, માગીકીથી જેનાર

(સમીક્ષક) મનુષ્યોના ઇચ્છિત વિષયો પ્રમાણે સમસ્યા પૂર્તિનું પાંડિત્યપણું બતાવીને, પંદર પળની અંદર જ પચીસ શ્લોકો રચવાની નિપુણતા વડે, ૭ અંગ સહિત વેદ શાસ્ત્ર, ધર્મશાસ્ત્ર વ્યાકરણ આદિ વિવિધ વિદ્યાની વિવેચક શક્તિ સંપન્નપણાથી, વિવિધ અલંકારોથી અલંકૃત એવી કાવ્યરચનાઓથી અને વિનયાદિ ગુણગણની મહત્તાથી પોતાના શતાવધાનપણાને યથાર્થ કરી આપી, આપે આ નગરીના સંભાવિત ગૃહસ્થોને અને પંડિત પુરુષોને અત્યંત સંતોષ પમાડયા છે. અને વિશેષમાં તમે બાલ્યાવસ્થાથી અંધ છો તેમની આવી અદ્ભુત શક્તિ અમને અત્યંત વિસ્મય કરે છે, અને કૌતુક ઉપજાવે છે. તે સર્વ કારણને લઈને અમે ઘણા જ માન સહિત આપનું અભિજ્ઞાન ધરાવનારૂં આ માનપત્ર આપને સમર્પણ કરીએ છીએ. શુભમ્ સં. ૧૯૪૭ સૌરાશ્વિન માસની ચોવીસમી તિથિ કલકત્તા રાજધાની

મહામહોપાધ્યાય વિદ્યારત્ન શ્રીભુવનમોહન શર્મા
,, ન્યાયરત્ન શ્રીરાખાલદાસ દવે શર્મા
તર્કવાગીશ શ્રી. કામાખ્યાનાથ શર્મા
સ્મૃતિરત્ન શ્રી. મધુસૂદન શર્મા
ગોસ્વામી શ્રી. ઉપેન્દ્રમોહન શર્મા
મહામહોપાધ્યાય શ્રી. દીનબન્ધુ દેવ શર્મા
મહામહોપાધ્યાય ન્યાયરત્ન શ્રી. મહેશચંદ્ર શર્મા. (સી. આય. ઇ.)
શ્રી. ગોવિન્દ શાસ્ત્રી; શ્રી. ચંદ્રકાન્ત શર્મા; શ્રી. સદાનંદ શર્મા.
શ્રી. રામેન્દ્ર ન્યાયવાગીશ ભટ્ટ પલ્લિનિવાસી
મહારાજ બહાદુર ઠાકુર શ્રી. યતીન્દ્રમોહન શર્મા (કે. સી. એસ. ઇ.)
રાજા શ્રી. પ્યારી મોહનમુખ (સી. એસ. આઈ.)
રાજા સર શ્રી. સૌરીન્દ્ર મોહન ઠાકુર (સી. આઇ. ઈ.)
મુખોપાધ્યાય શ્રી. શિવનારાયણ શર્મા
શ્રી વિઘ્નભૂષણ મુખોપાધ્યાય શ્રી. ગમવિહારી શર્મા
સ્મૃતિરત્ન શ્રી. મધુસદન શર્મા પલ્લિનિવાસી

શ્રી હૃષીકેશ શાસ્ત્રી;
વિદ્યારત્ન મે. શ્રી મહેન્દ્રનાથ શર્મા
ન્યાયરત્ન શ્રીરાજકુમાર શર્મા
શ્રી. બાબૂ શ્રી. દામોદરદાસ વર્મા
રાજા શ્રી. રાજેન્દ્ર નારાયણ દેવ બહાદુર
રાજા શ્રી. રાજેન્દ્ર લાલમિત્ર સી. આઈ. ઈ. એસ; એલ. એલ. ડી.
બાબુ શ્રી. ગિરીન્દ્ર ઘોષ; બાબુ શ્રી. ગિરીન્દ્રદાસ રાવ બહાદુર
બાબુ શ્રી. રામનાથ ઘોષ; બાબુ શ્રી. નંદલાલ બસુ.

# આચાર્ય પરંપરા

ત્યાંથી પંડિતજી મથુરામાં પધાર્યા. આ વખતે અહીં પુષ્ટિમાર્ગની આચાર્ય પરંપરા માટે ભારે ખળભળાટ થઈ રહ્યો હતો. આ પરંપરામાં 'શ્રી શિવજી પુષ્ટિમાર્ગના પ્રથમ આચાર્ય છે,' એ વિષેની ચર્ચા મુખ્ય હતી. પંડિતશ્રી આ મતના હતા, ને તેમણે આ મત ઘણા જોર શોરથી પોતાના ગ્રંથોમાં જેવા કે સત્સિદ્ધાંતમાર્તંડ વગેરેમાં પ્રતિપાદન કર્યો. તેઓ એમ માનતા કે "અનાદિ સિદ્ધ" એવા વેદોક્ત સમ્પ્રદાયો અનાદિ છે. તેથી અમુક કાલની મર્યાદા સંપ્રદાયને લાગતી નથી. વળી સંપ્રદાયો હરિની ઇચ્છાથી જગત સાથે પ્રવર્તે છે, ને જગતનો ભગવત્સ્વરૂપમાં લય થાય ત્યારે તે પણ તિરોહિત થાય છે. તેઓ એમ પણ કહેતા કે તે વિષેનો પરંપરા સંગ્રહ શ્લોક નીચે મુજબ છે.

(૧) आदौ श्रीपुरुषोत्तमं पुरहरं श्रीनारदाख्यं मुनिं
कृष्णं व्यासगुरुं शुकं तदनु विष्णुस्वामिनं द्राविडम् ।
तच्छिष्यं किल बिल्वमङ्गलमहं वन्दे महायोगिनं
श्रीमद्वल्लभनाम धाम च भजेऽस्मत्सम्प्रदायाधिपम्॥

શરૂઆતમાં શ્રીપુરુષોત્તમ (૨) મહાદેવજી (૩) શ્રીનારદમુનિ (૪) કૃષ્ણ (૫) વ્યાસ ગુરુ (૬) શુકદેવજી, (૭) દ્રાવિડ દેશના વિષ્ણુ સ્વામી (૮) તેમના શિષ્ય મહાયોગી બિલ્વમંગલ અને (૯) શ્રી મદ્વલ્લભઆચાર્યજી જે અમારા સંપ્રદાયાધિપ છે તેમને હું ભજું છું આ પરંપરા શાંડિલ્ય સંહિતાના ભક્તિખંડના પાંચમા અધ્યાયમાં ૨૫૮ આપી છે. (સત્સિદ્ધાંત માર્તંડમાં પા. ૧૨૩માં મૂળશ્લોક આપેલ છે.) ત્યારબાદ શિવજી પુષ્ટિમાર્ગના આચાર્ય છે, તે વિષે त्र्यम्बकं यजामहे सुगन्धिं पुष्टिवर्दनम् વગેરે શ્રુતિ, ઉપનિષદ તથા ભાગવતના શ્લોક લખ્યા છે. તેવી રીતે નારદજી પુષ્ટિમાર્ગના આચાર્ય છે તેમ પ્રતિપાદન કરતાં શ્રીભાગવત પ્રથમ સ્કંધ,

પંચરાત્રના પ્રથમ રાત્રના શ્લોક આપ્યા છે. વળી આ પરંપરાની પુષ્ટિનાં નીચેનાં બીજાં કારણો પણ આપવામાં આવતાં.

(૨) શ્રીમદનમોહનજીનું સ્વરૂપ શ્રીયજ્ઞનારાયણ ભટ્ટના સમયનું છે. તે સ્વરૂપ શ્રીગુસાંઇજીએ સાતમ પુત્ર શ્રીઘનશ્યામજીને માથે પધરાવ્યું. આ સ્વરૂપ શ્રીઆચાર્યશ્રીથી સેવાયેલું છે. આ ગોપાલજીનું સ્વરૂપ છે. ને શ્રીઅંગ ઉપર ઉપનયન તથા શ્રીપાદુકા પણ છે. આથી વૈદિક તથા તાંત્રિક પદ્ધતિથી આ સ્વરૂપ શ્રીયજ્ઞનારાયણ ભટ્ટથી શ્રીલક્ષ્મણ ભટ્ટ સુધી પૂજાયેલ છે. આ પ્રકાર શ્રીવિષ્ણુ સ્વામીનો છે.

(૩) શ્રીમહાપ્રભુજીએ રચેલી શ્રીસુબોધિનીજીના મંગલાચરણ ઉપર શ્રીપુરુષોત્તમજીએ શ્રીગોપીપતિવન્દિતે એ શ્લોકમાંના શબ્દ ઉપર ટીકા લખી છે કે अत्र श्रीगोपीपतिवन्दित इत्यनेन परंपरया विष्णुस्वामिमतानुवर्ति गोपालोपासकता सूचिता આપશ્રીનો પ્રાદુર્ભાવ સં. ૧૭૨૪માં છે.

(૪) સંપ્રદાયપ્રદીપ, ચરિત્રચિન્તામણિ, યદુનાથ દિગ્વિજય, ભગવદ્ તત્ત્વદીપિકા વગેરેમાં શ્રીવિષ્ણુસ્વામીનો મત શ્રીમહાપ્રભુજીને સંમત છે એમ પ્રતિપાદન કર્યું છે

[1](૫) નાભાજી વગેરે પરસંપ્રદાયના ભક્તો આચાર્યશ્રીને વિષ્ણુ સ્વામીના મતના માને છે.

(૬) વિષ્ણુદાસ, હરજીવનદાસ વગેરે ભક્ત કવિઓ કીર્તનોમાં શ્રીમહાપ્રભુજી વિષ્ણુ સ્વામીના સંપ્રદાયના છે એમ જણાવે છે.

(૭) યોગી ગોપેશ્વરજી રશ્મિજીમાં નિબંધમાં પ્રતિપાદિત સિદ્ધાંતને અધ્યાત્મિક માને છે અને કારણ તરીકે વિષ્ણુસ્વામી મતાનુવર્તી એમ પ્રતિશ્રી લખતી વખતે શ્રીમહાપ્રભુજી નિબંધ વગેરેમાં જણાવે છે. આ યોગી ગોપેશ્વરજીનો જન્મ સં. ૧૮૩૬માં છે.

(૮) वैष्णवानां यथा शम्भुः આ વાક્યથી શ્રીશિવજી પુષ્ટિમાર્ગીય પરંપરાના પ્રાચીન આચાર્ય છે એમ ગણવામાં આવે છે.

ઉપર જણાવ્યા મુજબ શિવજી વગેરેને પુષ્ટિમાર્ગીય આચાર્ય પરંપરામાં સ્થાન આપનારા ગોસ્વામી બાળકો, પંડિતજી, તથા બીજા વિદ્વાનો ને શાસ્ત્રીઓ દલીલો કરતા. જ્યારે આ પરંપરા વિરુદ્ધના

કેટલાક ગોસ્વામી બાલકો તથા શ્રી. છગનલાલ અમરજી શાસ્ત્રી ને બીજા વિદ્વાનો ને શાસ્ત્રીઓ પોતાનું દષ્ટિબિંદુ નીચે મુજબ રજૂ કરતા.

(૧) आदौ श्रीपुरुषोत्तमं पुरहरं એ શ્લોકનો મૂળ કર્તા કોણ, અને તે પરંપરા કોણે લખી? શ્રીમહાપ્રભુજી પોતાના રચેલા કોઈ પણ ગ્રંથમાં આ પરંપરા સ્વીકારતા નથી, તથા આ પરંપરા અમારી છે એવું જણાવતા નથી, તો તમે તે પરંપરા માનવા કેમ લલચાઓ છો?

(૨) શું તમે એમ માનો છો કે બ્રહ્મસંબંધ મંત્ર અને અષ્ટાક્ષર મંત્ર પરંપરાથી પ્રાપ્ત થયેલા છે? એટલે વિષ્ણુસ્વામીની પરંપરા માનનાર બિલ્વમંગળદ્વારા શ્રીમહાપ્રભુજીને પ્રાપ્ત થયા છે!

(૩) "એવો માર્ગ શ્રીવલ્લભવરનો, જ્યાં નહિ પ્રવેશ વિધિ હરનો." શ્રીગોપાલદાસભાઈ શ્રીવલ્લભાખ્યાનમાં શ્રીવલ્લભાચાર્યજીના માર્ગમાં શિવજીનો પ્રવેશ નથી એમ લખે છે. તો આચાર્ય પરંપરામાં શિવજીને કેવી રીતે સ્થાન અપાય?

(૪) જો શિવજી પુષ્ટિમાર્ગીય પરંપરાના આચાર્ય હોય તો તેમનું વ્રત જપ કરવામાં અન્યાશ્રય થાય કે નહિ? શ્રીમહાપ્રભુજીએ શિવજીનું વ્રત કરવાની મના કરી છે, તથા તેમના સ્થાનમાં સ્વઈચ્છાથી કે કોઇની પ્રેરણાથી પણ ન જવું એમ લખ્યું છે તેનું શું?

(૫) તૃતીય સ્કંધ શ્રીસુબોધિનીજીમાં રામાનુજનો માર્ગ સાત્વિક, માધ્વનો રાજસ, વિષ્ણુસ્વામીનો તામસ ને અમારો નિર્ગુણ એમ માર્ગભિન્નતા બતાવી છે તેનું શું? છેવટમાં આ પક્ષવાળા પરંપરાની બાબતમાં નીચે મુજબ પોતાનો મત સૂચવતો શ્લોક આપતા.

पुरुषोत्तमसन्मूलां श्रीवैश्वानरमध्यमाम्
अस्मदाचार्यपर्यन्तां वन्दे गुरुपरंपराम्

ગુરુપરંપરામાં આનાદિ શ્રીપુરુષોત્તમ છે, મધ્યમાં શ્રીમહાપ્રભુજી છે, ને અમારા ચાલુ આચાર્યને હું નમું છું. આ શ્લોક

ઉપરની ટીકામાં જણાવ્યું છે श्रावणस्यामले पक्षे એ વાક્યથી સચ્ચિદાનંદ-ઘન પુરુષોત્તમ ભગવાન પોતે આ માર્ગના મૂલ છે, તેથી આ માર્ગ આધૂનિક કહેવામાં બુદ્ધિની જડતા છે. વળી બ્રહ્માજીના સો વર્ષ તે શિવજીનો એક દિવસ, શિવજીના સો વર્ષ તે વિષ્ણુનો એક નિમિષ, આમ હોવાથી ભગવાન આગળ શિવ વગેરે આધૂનિક ગણાય. વળી શિવજી ગુણાવતાર ને આવેશાવતાર છે જ્યારે ભગવાન જ્ઞાનશક્તિ ને ક્રિયાશક્તિ યુક્ત પૂર્ણાવતાર છે વળી ભગવાન જેવા પૂર્ણાવતાર છે તેવા જ શ્રીમહાપ્રભુજી પણ પૂર્ણ ભગવદવતાર છે, ને તેનુ પ્રમાણ શ્રીગુસાંઈજી શ્રીવલ્લભાષ્ટકમાં वस्तुतः कृष्ण एव એમ કહી આપે છે માટે શિવજી ને વિષ્ણુસ્વામી પરંપરા ન માનતાં આ પરંપરા પુષ્ટિમાર્ગીય છે, ને તે સર્વે માનવી.

આમ બન્ને પક્ષો સામા સામી દલીલો કરતા અને એક બીજાના લખાણના ખંડનમંડન ચાલવા લાગ્યાં. પંડિતજી आदौ श्रीपुरुषोत्तमं વાળી પરંપરામાં માનતા હતા, ને તે શ્લોક મૂળથી ચાલ્યો આવે છે, એમ કહેવામાં આવતુ. વળી શ્રીસુબોધિનીજી વગેરેની ઇતિશ્રીમાં શ્રીમહાપ્રભુજી विष्णुस्वामीमतानुवर्ती લખે છે તે પ્રમાણ તરીકે કહેવામાં આવતું. જ્યારે બીજી તરફથી શ્રીમહાપ્રભુજીએ મંગલાચરણ કે ગ્રંથ શરૂઆતમાં કોઈને પણ પોતાના ગુરુ તરીકે સ્વીકાર્યા નથી, વળી વિષ્ણુસ્વામીનો મત તામસ છે એમ સુબોધિનીજીમાં સ્પષ્ટ લખાણ છે, તેથી શ્રીમહાપ્રભુજીને આ પરંપરા માન્ય નથી, એમ કહેવામાં આવતુ. વળી આ પક્ષ એમ પણ કહેતો કે आदौ श्रीपुरुषोत्तमं વાળો શ્લોક પુષ્ટિમાર્ગ અર્વાચીન છે એમ ન મનાય તે માટે કોઈકે બનાવ્યો છે. આ ઉગ્ર ચર્ચામાં પંડિતજી ઉપર ઘણા આક્ષેપો કરવામાં આવતા, છતાં તેઓ તો મૂળથી ક્ષમા ને વિનમ્રતાની મૂર્તિ હતા તેમના ઉપર ગમે તે આક્ષેપ કરો પણ સત્ય વસ્તુ જણાવવા સિવાય પોતા ઉપર થતા નકામા આક્ષેપનો પરિહાર ભાગ્યે જ કરતા. તેમનો સ્વભાવ મૂળની પ્રાચીન પ્રણાલિકાના સંરક્ષણ તરફ હતો ને જુના ગ્રંથોમાં આ મત જણાતાં તેઓ તેના પક્ષકાર બન્યા હતા.

સને ૧૮૯૦ માં આ વિષય ઉપર ઉગ્ર ચર્ચા ચાલી. તેમાં ભગવાન પછી શિવજી પ્રથમ આચાર્ય છે. તે વિષય હતો. આ ચર્ચામાં ગો. શ્રી. દેવકીનંદનાચાર્યજી પંડિતજીના પક્ષમાં રહી, તેમનં પરંપરા સત્ય છે, એમ જણાવવા લાગ્યા. પણ તેમની વિરુદ્ધ શાસ્ત્રી છગનલાલ અમરજી, દયાળજી મૂલજી ઠક્કર રતનશી લાલજી, ભ વલ્લભદાસ તથા વિઠ્ઠલદાસ રામદાસ વગેરેએ ચર્ચાપત્રો લખ્યાં. આમાં પણ "પંડિતજીની ઈચ્છા આચાર્ય થવાની છે", તેવા ઢંગધડા વગરના આક્ષેપો થતા. વળી આ બાબતમાં ગો. શ્રી. વિઠ્ઠલેશરાયજીની જોડે પત્રવ્યવહાર કરતાં શિવજી પુષ્ટિમાર્ગના આચાર્ય નથી અને શિવજીનું પૂજન કરનારાથી અન્યાશ્રય દોષ થાય છે, એ જણાવ્યું. આ વખતે પંડિતજી તરફથી શાસ્ત્રીજી પ્રાણજીવન હરિહર વગેરે ઉત્તર આપવા લાગ્યા.

આ પ્રશ્નનું નિરાકરણ કરવા મથુરામાં એક મોટી સભા ભેગી કરવામાં આવી. આમાં શ્રીનાથદ્વારાધીશ તિલકાયત શ્રીગોવર્ધનલાલજી, કાંકરોલીવાળા શ્રીબાલકૃષ્ણલાલજી, ને ગો. શ્રી દેવકીનંદનાચાર્યજી આ પરંપરાના પોષક તરીકે પધાર્યા. આ નિર્ણય અંગે પંડિતશ્રી ગટ્ટુલાલજીએ પણ પધારી સારો ભાગ લેવા માંડયો. જ્યારે સામી બાજુ મુંબાઈના ગો. શ્રી. નૃસિંહલાલજી, કોટાવાળા શ્રી કનૈયાલાલજીએ આ પરંપરા માન્ય ન કરી.

આ નિર્ણય માટે એક મોટો મંડપ ગો. શ્રીદેવકીનંદનાચાર્યજીએ શ્રીગોકુલમાં બંધાવ્યો. ને પ્રતિવાદીઓને આ પરંપરા સત્ય નથી તે સાબિત કરવા આહ્વાન આપવામાં આવ્યાં. ભરતપુરનરેશે આ મંડપ બંધાવીને તેની વ્યવસ્થા જાળવવા ઉપરાંત આ ચર્ચામાં રસપૂર્વક ભાગ લેવા માંડયો. જ્યાં આ પરંપરાનો પ્રશ્ન ચાલતો હતો, ત્યાં કેટલાક આર્યસમાજી ભાઈઓ ગટ્ટુલાલજી ઉપર મથુરામાં આક્ષેપ કરવા લાગ્યા. તે આક્ષેપોનો પરિહાર કરવા ગો. શ્રી દેવકીનંદનાચાર્યજીએ આર્યસમાજીઓને જાહેર રીતે પંડિતજી સાથે શાસ્ત્રાર્થ કરવા આહ્વાન કર્યું. તેમાં શ્રી સુદર્શનાચાર્ય, મહામહોપાધ્યાય મથુ-

સદન. કુંડલાચાર્યજી, નંદજી પંડિત, ચોબાના ગુરુ, જોશી લાલજી, રઘુનાથભટ્ટ મહારાષ્ટ્રી, વાસુદેવજી ચતુર્વેદી, દામોદર શાસ્ત્રી ચતુર્વેદી, મુક્તિનાથ ઓઝા વગેરે અઢીસો પંડિતો સભામાં હાજર થયા, ને આર્યસમાજના સિદ્ધાંતોની સમીક્ષા કરવામાં આવી.

આમ આર્યસમાજ ઉપર થોડી ચર્ચા ચાલ્યા પછી મૂળ પરંપરાની વાતની ચર્ચા ચલાવવા માંડી. આ સભામાં મહારાજશ્રી-(ગો. શ્રીદેવકીનંદનાચાર્યજી)ના મહામંત્રી ભોગીલાલે વિદ્યા ઉપર ભાષણ આપ્યું. તેમાં ભાષાના ગ્રંથો ઉપર ટીકા કરી. આ ટીકા એક પ્રેમજીભાઈ ભટ્ટ કરીને વૈષ્ણવ હતા તેમને ન ગમી. આથી તેમણે આ ભાષણ અંગે અનેક ઠેકાણે ટીકા કરી. તેથી મહારાજશ્રીએ પ્રેમજીભાઈને બોલાવી આ સંબંધી ભોગીલાલ સાથે ચર્ચા કરી, નિર્ણય લાવવા માટે કહ્યું. આ વાર્તાલાપમાં પ્રેમજીભાઈ બરાબર ઉત્તર આપી શક્યા નહિ.

પણ આ સમયમાં કૃષ્ણગઢમાં છપ્પન ભોગ થયો. તે વખતે કોટાવાળા મહારાજશ્રી ત્યાં પધાર્યા હતા. તેમના આગળ આ પ્રેમજીભાઈ ભટ્ટે બધી વાત કરી મહારાજશ્રીને આ વૈષ્ણવની વાતમાં તથ્ય જણાતાં તેમણે તેમની વાતની પુષ્ટિ આપતો એક પત્ર લખી આપ્યો. આ પત્ર લઈ આ વૈષ્ણવ શ્રીગોકુલમથુરાના વૈષ્ણવોને વંચાવવા લાગ્યા, ને મહારાજશ્રીના મંત્રી ભોગીલાલનું વ્યાખ્યાન સંપ્રદાય વિરુદ્ધ છે, એમ પ્રચાર કરવા લાગ્યા. એટલામાં મુંબાઈથી ગો. શ્રી. નૃસિંહલાલજી મહારાજશ્રી ગોકુલ પધાર્યા. આ મહારાજશ્રી પણ કોટાવાળા મહારાજશ્રીના પક્ષકાર હતા. આ બન્ને મહારાજશ્રીઓએ પરંપરા માટે એક સભા બોલાવી તેમાં કંઈ નિર્ણય ન થતાં જેમ બધે પંડિતોની સભામાં થાય છે, તેમ કોઈ જાતના નિર્ણય વગર સભા ઉઠી ગઈ. આ સભામાં ત્રણસો પંડિતોએ ભાગ લીધો હતો.

ત્યારબાદ જેઠ સુદી ૪ ગો. શ્રીદેવકીનંદનાચાર્યજીએ વિષ્ણુસ્વામીનો ત્રિદંડનો એક ગંજાવર વરઘોડો કાઢ્યો. તે વરઘોડો ફરતાં

ફરતાં શેઠ લક્ષ્મણદાસજીના વાડામાં ગયો. ત્યાં પ્રથમ કરી રાખેલી વેદિકાના ઉપર વિજયદંડની પધરામણી કરી. તે વખતે ગો. શ્રી-બાલકૃષ્ણલાલજી, શ્રીદેવકીનંદનાચાર્યજી, શ્રીગોપાલલાલજી, શ્રી ગિરધરલાલજી મથુરાવાળા હાજર હતા. તદુપરાંત પંડિત ગટ્ટુલાલજી, તિધરા શ્રીકૃષ્ણલાલજી, શ્રીદામોદરલાલજી વગેરે અનેક ભટ્ટો, વૃન્દાવન વાળા શ્રીસુદર્શનાચાર્યજી, ગો. શ્રીમધુસૂદનલાલજી વગેરે અનેક પંડિતો, અને રાયકેશનકિશોર સાહેબ, રાજા ઉદિત નારાયણ સાહેબ, વગેરે અનેક સદ્‌ગૃહસ્થો હાજર હતા. સભામાં પંદરસોથી બે હજાર માણસ હતાં. અહીં ગો. શ્રીનૃસિંહલાલજીને તેડવા જતાં તેઓશ્રી ન પધાર્યા. આ વખતે ડૉ. પીટરસનના અધ્યાપક શાસ્ત્રીજી શ્યામજીએ સંસ્કૃતમાં શિવજી પુષ્ટિમાર્ગના આચાર્ય છે, એ તરફેણમાં સુંદર ભાષણ આપ્યું. ત્યારબાદ પંડિતજીએ સ્વમાર્ગીય ગ્રંથોમાંથી શિવજી પુષ્ટિમાર્ગીય આચાર્ય છે એમ સાબિત કર્યું. આ વ્યાખ્યાન સાંભળી આખી સભાએ આ મતને સંમતિ આપી છેવટે ગો. શ્રીદેવકીનંદનાચાર્યજીએ ઉપસંહાર કરતાં જણાવ્યું કે "પંડિત ગટ્ટુલાલજી અમારા સમ્પ્રદાયના મહાન વિદ્વાન છે, માટે જેને સંદેહ હોય તેણે ખુશીથી પોતાના મનનું સમાધાન કરી લેવું"।

ત્યાર પછી જેઠ સુદી ૭ ગો શ્રીનૃસિંહલાલજીએ મથુરામા રેશનગંજમાં સભા ભરીને પરંપરા વિષે પોતાનો મત પ્રદર્શિત કર્યો આ સભા સુદી ૪ ની સભાના પ્રમાણમાં નાની હતી. આ સભામા ગોકુલવાળા ગો શ્રીકનૈયાલાલજી પધાર્યા હતા જ્યારે આ જ દિવસે ગો શ્રીદેવકીનંદનાચાર્યજીએ શેઠજીના વાડામાં એક સભા ભરી હતી. અહીં એક શૈવપંડિત આવ્યો. તેણે કહ્યું કે પુષ્ટિમાર્ગ પરંપરામાં પિશાચ ને જ શિવભક્ત ઠરાવ્યા છે, તે વાત સાચી છે? તેનો ઉત્તર પંડિતજીએ આપતાં જણાવ્યું કે " પુષ્ટિમાર્ગમાં ક્યાંય પણ શિવજીની નિંદા કરી જ નથી કેમકે પુષ્ટિમાર્ગમાં નિંદા વર્જ્ય છે. ખરો વૈષ્ણવ હશે તે નિંદા કરશે નહિ અથવા સાંભળશે નહિ. પણ શિવ જગત્-

ગુરુ છે તેમણે તો પુષ્ટિમાર્ગ ચલાવ્યો છે માટે તેમની નિંદા કરવી ઉચિત નથી જેઓ શિવસ્તોત્ર વંદનીય શિવની નિંદા કરે છે ને તે પ્રમાણે શિવ માટે લખે છે તેઓ પુષ્ટિમાર્ગના રહસ્યથી તદ્દન અજાણ્યા છે. તેમ જ શ્રીવલ્લભાચાર્યજી કૃત નિબંધાદિ ગ્રંથો તેમના વાચવામાં આવ્યા નથી, તેને લીધે તેઓ વગર સમજે નિંદા કરે છે, એમ સમજવું માટે તમારે તેવા એક તરફી ગ્રંથો ઉપર રોષ કરવો ઉચિત નથી" આમ તે કાળમાં પુષ્ટિમાર્ગીય પરંપરા માટે વાદી પ્રતિવાદીઓની સભાઓ સામાસામી થતી પણ હાલ તો એ ચર્ચાઓ નિર્મૂલરૂપે વિરાજે છે પંડિતજી તો આ ચર્ચાઓ દરમિયાન શ્રીનાથદ્વારા હતા પણ તેમનું વિસ્તૃત શિષ્યમંડળ તથા પ્રશંસકો આ ચર્ચામાં રસ લેતા ને સામાસામી પ્રશ્નોત્તર થતા પંડિતજી તરફથી વિષ્ણુઆચાર્ય વળે, રઘુનાથજી શાસ્ત્રી, માણેકલાલ દવે શેઠ ખાનમહમદ હમીરભાઈ એ વ રકૂલના મુખ્ય અધ્યાપક શાસ્ત્રીજી રામચંદ્ર વાસુદેવ, પંડિત રામકર્ણ શાસ્ત્રી–જોધપુર, પં રામચંદ્ર દેવનંદન, શાસ્ત્રી અંબાલાલ કલ્યાણજી, શાસ્ત્રી મણિશંકર પ્રાણશંકર, શાસ્ત્રી નવલશંકર ધનજી, વેણીરામ બેચર વગેરે અનેક હતા, જ્યારે સામા પક્ષમાં શાસ્ત્રીજી છગનલાલ વગેરે થોડા હતા. શાસ્ત્રીજી છગનલાલ મુંબાઈ સમાચારમાં પોતાનો મત પ્રદર્શિત કરતા. જ્યારે આ બધા મુંબાઈ ગુજરાતીમાં લખતા આ ચર્ચા મહા ક્લેશમય ને આક્ષેપાત્મક સામાસામી બની ગઈ હતી

વળી જેવી રીતે પરંપરા સંબંધમાં પંડિતજીને ગો. શ્રી નૃસિંહલાલજીના સાથે મતભેદ હતો, તેવી જ રીતે એકાદશી તથા ઉત્સવો અને વ્રતોના દિનનિર્ણય અંગે પણ જબરો મતભેદ હતો પંડિતજીની ટીપણી નીકળતી હતી તેના વિરોધમાં ગો. શ્રી નૃસિંહલાલજીની ટીપણી પણ નીકળતી તે બન્ને ટીપણીઓમાં ઉત્સવ ને એકાદશી વગેરેમાં કોઈકમાં ફેર માલૂમ પડતો તેથી આ વિષે વૈષ્ણવોમાં તથા સનાતનીઓમાં જબરો ઉહાપોહ થતો.

# માનપત્રો

## (૧) બુંદીના રાજા તરફથી મહામાન

કલકત્તા, દિલ્હી, પટણા, મથુરા, બનારસ વગેરે સ્થળની યાત્રા કરતા કરતાં પંડિતજી ૧-૧૨-૯૨ના દિવસે રાજપૂતાનામાં આવેલા બુદી શહેરમાં ત્યાંના રાજાસાહેબના આગ્રહથી પધાર્યા. અહીંના મહારાજા જાતે વિદ્વાન હતા, ને વિદ્વાનોની પરીક્ષા કરી સારો સત્કાર કરતા હતા વળી તે રાજાની સભા વિદ્વાનોથી ભરપૂર હતી અહીં ભાગતમાર્તંડના શતવધાનના પ્રયોગ થતાં સૌ તેમના ઉપર મુગ્ધ બની ગયા ત્યારપછી રાજ્યના પંડિતોની એક સભા ભરવામા આવી તેમાં પંડિતજી પાસે છ શાસ્ત્રના મત પ્રમાણે જીવ, ઈશ્વર, બંધ, મોક્ષ, સૃષ્ટિ અને પ્રલય વિષે વ્યાખ્યાન આપવા વિનતિ થઈ આથી આ વિષયો ઉપર પંડિતજી ત્રણ દિવસ લાગલગાટ બોલ્યા, જે સાંભળીને સભાના વિદ્વાનો છક્ક થઈ ગયા પછી મહારાજાની આજ્ઞાથી પંડિતજીએ ૬ મિનીટમા ૨૫ શ્લોક બનાવ્યા હતા, જે ઘણા રસિક, ચમત્કૃતિવાળા, દ્વિઅર્થી, રસાલંકાર યુક્ત હતા આમ શતાવધાની, છ શાસ્ત્રોના અસાધારણ અભ્યાસી ને સંસ્કૃતના અગ્રેસર, શીઘ્રકવિ, એવા પંડિતજીના દર્શન બુદીના રાજા સાહેબને થતાં, તેઓ અતિ હર્ષમાં આવી ગયા અને પંડિતજીની કદર કરતાં એક હજાર રૂપિયાની જરીની શાલ, ધોતી જોટો, ને એક રૂપાની છડી પોતાના માણસ સાથે અર્પણ કરી. આ માણસ પંડિતજી સાથે હમેશાં રૂપાની છડી લઈને તેમની આજ્ઞામાં રહેતો. તે માણસનો પગાર તથા બીજો ખર્ચ પંડિતજી વિદ્યમાન રહ્યા ત્યાં સુધી મહારાજા પોતે આપતા વળી પંડિતજી સાથેના માણસોનો પણ રાજ

સાહેબે સારો સત્કાર કર્યો હતો. આ વખતે સંસ્કૃત ભાષામાં પંડિતજીને માનપત્ર આપવામાં. તેનું ગુજરાતી ભાષાંતર નીચે મુજબ છે.

## (પંડિત શ્રીગટ્ટુલાલજીને બુંદીશ્વરે આપેલું માનપત્ર)

શ્રીહરિ:

શ્રીમહારાજાધિરાજ મહારાવ રાજ વગેરે પદવીથી શોભતા બુંદીશ્વર શ્રી ૧૦૮ શ્રી રઘુવીરસિંહથી અપાયેલું અભિનંદનપત્ર.

શ્રી રમેશચરણાબ્જમાં ચંચરીકૃતચિત્ત મહારાજાધિરાજ મહારાવ રાજાખ્ય શ્રીરઘુવીરસિંહસ્ય મુદ્રા, સં. ૧૯૪૨.

આ પંચનદી ઉપનામવાળા, ભારતમાર્તંડ અને વેદાન્ત-ભટ્ટાચાર્ય એવી બે માનનીય પદવીઓ સમાજ તરફથી મેળવનાર ગોવર્ધન શર્મા જે ગટ્ટુલાલ નામે પ્રસિદ્ધ છે તેમનું આ દેશના સૌભાગ્યને લીધે, કોઈ કાર્ય પ્રસંગે અહીંયાં આગમન થયું. આપનું યશ પરાક્રમ બુંદીની આમ પ્રજાને કર્ણગોચર થયું હતું અને અમારા રાજ સભ્યોના મુખથી આપની પ્રશંસા અમે સાંભળતાં શતાવધાનાદિ વિલક્ષણ ચમત્કારો પ્રત્યક્ષ જોવાની અમારા મનને ઉત્સુકતા થઈ. જ્યારે આપ કોટા નગરથી આપના સ્વદેશ તરફ જતા આ નગરને શોભાવીને અમારી સભામાં આવ્યા, ત્યારે જે બુદ્ધિકૌશલ પહેલાં સાંભળ્યું હતું તેથી વિશેષ ચમત્કાર અમે દેખ્યો. સભાના સમગ્ર સભાસદો એકાગ્ર ચિત્તથી આપની વાણી સાંભળવા લાગ્યા. આપે સંસ્કૃત, ગુજરાતી, હિન્દી અરબી આદિ ઘણી ભાષાઓમાં વિષય લઈ, સો કરતાં વધારે અવધાન કર્યાં છે પ્રશ્ન પૂછનારે ત્રણ અસંબંધ ચરણો પૂછ્યાં છતાં, તેની ઇચ્છાનુસાર આપે બહુ જલદીથી એક ચરણ રચી સમસ્યાપૂર્તિ કરી, ૧૫ પલમાં પચ્ચીસ નવા શ્લોક બનાવ્યા, થોડા સમયમાં દ્વિઅર્થી પાંચ શ્લોકની રચના કરી, તરત જ પૂછવામાં

આવતાં મેઘનાદ અને કંસવધની કથાઓનો વિશેષ કરીને રચના કરી, ષડ્દર્શન શાસ્ત્રોના મતની સ્પષ્ટ રીતે સમજણ આપી, વગેરે વિષયોમાં આપે બહુ કુશલતા બતાવી છે. વળી આટલી વિદ્વત્તા છતાં આપની લોકોત્તર નમ્રતાથી અમે બહુ પ્રસન્ન થયા છીએ. વળી નાનપણથી બાહ્ય દૃષ્ટિ ન હોવા છતાં, આવી લોકોત્તર અંતર્દૃષ્ટિ જોઇને અતિ વિસ્મય અને આનંદ અમાગ મનમાં થાય છે. તેથી ગૌરવાન્વિત થઈ અમે આ અભિનંદનપત્ર અને ચાંદીની છડી આપને આપીએ છીએ. કારતક વદ ૭ મંગલ સં. ૧૯૫૦.

વળી પંડિતજીને શાહપુરનિવાસી લોકોએ જે માનપત્ર આપ્યું છે, તે નીચે મુજબ હિન્દીમાંથી ગુજરાતી કરી આપ્યું છે.

## (૨) શાહપુરસ્ય માનપત્રમ્

શ્રીરામજી

શ્રીમાન્ ભારતમાર્તણ્ડ, ધર્મપ્રભાકર, વેદાન્તપ્રદાચાર્ય, આશુકવીશ્વર, ભટજી મહારાજશ્રી ૫ શ્રી. પંચનદી શ્રીગટ્ટુલાલજી મહારાજની સેવામાં.

અમો સર્વ સનાતન ધર્માવલમ્બી શાહપુર નિવાસી અત્યંત હર્ષ ને વિનય પૂર્વક આપ શ્રીમાનનો ધન્યવાદ માનીએ છીએ, અને અમારા મનની વાત પ્રગટ કરીએ છીએ કે, આપ શ્રીમાને અહીં પધારીને અમને બધાને ધર્મોપદેશ કર્યો તેથી અમને ધર્મ બાબતમાં આપ તરફથી જે આનંદ ઉપકાર થયો છે, તે માટે આપને જેટલો ધન્યવાદ તથા પ્રશંસા કરીએ તેટલી ઓછી છે. ખાસ કરીને અમે આપનો વિશેષ ધન્યવાદ એટલા માટે માનીએ છીએ કે આ કલિયુગમાં અન્ય ધર્મોથી મલિન થએલાઓની આપે રક્ષા કરી છે. અને નવા પ્રચલિત ધર્મોથી અમારા લોકોના મનમાં થોડા સમયથી જે સંદેહો પ્રાપ્ત થયા હતા તે બધા આપે મિટાવ્યા છે અમે એવું માનીએ

છીએ કે હમારી ડૂબતી ધર્મનૌકાને આપે તારી છે. આ બદલમાં સર્વશક્તિમાન, સર્વજ્ઞ, સર્વવ્યાપી, ઘટઘટ અંતર્યામી શ્રીગોવર્ધનધારીને આપ શ્રીમાનને માટે અમે સાચ્ચી ભક્તિ ને પ્રેમ સાથે પ્રાર્થના કરીએ છીએ કે, આપ શ્રીમાન મહાત્મા આ સંસારમાં લાંબો વખત બિરાજો, અને ધર્મ વિષયમાં આપ શ્રીમાન દિગ્વિજય કરો, જેથી સનાતન ધર્મની પ્રતિદિન ઉન્નતિ થાય. સં. ૧૯૪૯ના પોષ વદી ૩. ભોલાનાથ દીવાનાટપારસ શાહપુરા વગેરેની સહી.

# કેટલાક પ્રસંગો

## (૧) પાદપૂર્તિ ને સમસ્યાઓ.

સં. ૧૯૪૯ ના કારતક સુદ ૧ બેસતા વર્ષે તા. ૧૧-૧૦-૯૩ ના રોજ શેઠ લખમીદાસ ખીમજી કાપડ બજારમાં શ્રી નગીનદાસ લાલદાસના ત્યાં પંડિતજીની પધરામણી થઈ હતી. તે વખતે ઘણા સદ્‌ગૃહસ્થો ત્યાં હાજર હતા. અહીં અવધાન પ્રસંગમાં જુદીજુદી ભાષાના શબ્દો ટકોરા વગેરેનું વર્ણન પંડિતજી પાસેથી સાંભળી શ્રોતાવર્ગ પ્રસન્ન થયો હતો. તે વખતે નીચેની પાદપૂર્તિ ને સમસ્યાપૂર્તિ થઈ હતી.

(૧) "પુત્ર વર્ષ પાંચનો ને બાપ બાર માસનો."

મનહર છંદ-

તપ મત ધર્માચાર, સર્વ પુણ્ય તણો સાર,
ચરિત વિચાર જેનો, સાર વેદ ચારનો.
કાળ લહે ના વિકાર, સર્વ ફળ દે ઉદાર;
કોઇ નહિ પામે પાર, અમિત વિહારનો.
અદ્‌ભુત આકાર આર, દીઠે અને વારંવાર
સર્વ શોભાનો આગાર, મણિ રમા દારનો.
એમ સ્તુતિ કરે ધાતા, વિપ્રસુતા રૂપ ધાતા.
પુત્ર વર્ષ વીશનો ને, બાપ બાર માસનો.

કાલ સર્વનો ઉત્પાદક પિતા છે. તે કાલ એટલે એક વર્ષ. દરમિયાન યુવાન બ્રાહ્મણનું સ્વરૂપ છે, તે તપ વગેરેનું આચરણ બરાબર કરે તો કાલ સ્વરૂપ નારાયણ ભગવાન પ્રસન્ન થાય.

(૨) ધર્મની કેળવણી વિના એકલું અંગ્રેજી ભણનારની સ્થીતિ વર્ણવો.

શાર્દૂલ વિક્રીડિત છંદઃ-

જાણો ધર્મ અધર્મ બેઉ ગણિયા, એ પાડતો એ હરી,
આ જોયી ભય પામતા જ દુનિયા, ના ન્યાયમાંથી ખમે,
કાલેથી બહુ ફેરફાર કરવા, તેમા વિચારે કરી,
વિદ્યા કેવળ નૂતન જે જણ ભણે, આ બુદ્ધિ તેણે કરી

ધર્મ આચરવાથી પુણ્ય ને અધર્મ આચરવાથી પાપ મળે છે તેથી દુનિયા ધર્મ અધર્મના પાલનમાં ભય રાખે છે ને અધર્મ તરફ જતા નથી પણ જેમને ધર્મ ને અધર્મના સ્વરૂપની ખબર નથી પણ એકલી અંગ્રેજી વિદ્યા પ્રાપ્ત કરી છે, તેઓ ધર્મના મૂળગત સિદ્ધાંતોમાં ફેરફાર કરવા ઇચ્છે છે

(૩) જ્ઞાતિના કવિ બ્રહ્મનિષ્ઠ ગુરુજી, પ્યારા ગટુલાલ છો.

આ પાદપૂર્તિમાં પોતાની પ્રસંશા આવતી હોવાથી પંડિતજીએ તે કરવા ના પાડી, પણ શ્રોતાઓના ઘણા આગ્રહને વશ થઈ નીચે પ્રમાણે પાદપૂર્તિ કરી

લોકો સર્વ સભાસદો અહિં તમો, ધર્મો તણા પાળ છો,
સારાસાર વિચાર કારણ તણી લેનાર સાંભળ છો,
સ્નેહથી જન કોઈને પણ કહો, આવું ધરી વ્હાલ છો,
જ્ઞાતિના કવિ બ્રહ્મનિષ્ઠ ગુરુજી, પ્યારા ગટુલાલ છો

(૪ તે પછી એક ગૃહસ્થે કહ્યું કે બ્રાહ્મણને આપવું અગ્નિમાં કે ધૂળમાં નાખ્યા બરાબર છે તેવી સમસ્યા કરો ત્યારે સગ્ધરા વૃત્તમાં કહ્યું, જે બ્રાહ્મણ પોતાના કર્મકાંડમાં કુશળ નથી, ને અતિ કર્કશવૃત્તિનો છે તેને આપવું ધૂળમાં નાખી દીધા બરાબર છે, ને જે બ્રહ્મનિષ્ઠ છે તેને

# શંકા સમાધાન

## (૧) શાપાનુગ્રહ શક્તિ

આર્યસુધર્મોદય સભાદ્વારા અનેક સુજ્ઞ જિજ્ઞાસુ ધર્મપ્રેમીએ પંડિતજીને શાસ્ત્રમાંની શંકાઓ પૂછતા. એક વખત મુંબાઈના એક અગ્રગણ્ય નાગરિક શેઠશ્રી વરજીવનદાસ તાપીદાસ બી. એ. જે એક સભાના પ્રમુખ હતા તેમણે પંડિતજીને પૂછયુ કે શાસ્ત્રમાં શાપાનુગ્રહ શક્તિનુ વર્ણન આવે છે, તે વિષે સ્પષ્ટ સમજણ પડતી નથી, તો તે વિષે સમજાવો તો ઠીક. ત્યારે પંડિતજીએ તે સમજાવતાં કહ્યું કે શાસ્ત્રમાં શાપાનુગ્રહ શક્તિનું વર્ણન છે તે બરાબર છે. પહેલાંના સમયના માનવીઓ અસત્ય ભાષણ કરતા ન હતા. ને અસત્ય ભાષણ કરનાર સમાજમાં નિંદાતો હતો. ઘણા ભાગે પશુ પણ અસદાચરણ કરતું હોતુ નથી, તો મનુષ્ય જાતિ અસદાચરણ કે અસત્ય ભાષણ કરે તે પૂરું કાળમાં માનવામાં આવતુ નહિ. વળી સામાન્ય એવી માન્યતા છે કે ખોટુ બોલવાથી એક દિવસનું કે એક માસનું આયુષ્ય ઓછું થાય છે. અને હાલ પણ એમ મનાય છે કે ખોટુ બોલનાર માણસની જે વખતે ખબર પડે છે કે આ માણસને ખોટું બોલવાની ટેવ છે, ત્યારે અસામાન્ય પ્રસંગોમાં લોકો તેવા માણસનો વિશ્વાસ કરતા નથી. વળી તે પૈસાવાળો કે વિદ્વાન હોય તોપણ તેની કંઈ પણ પ્રતિષ્ઠા નથી હોતી. ઉપરાંત શાસ્ત્રમાં લખ્યું છે કે नासत्यात् पर पातकं परम् અસત્યથી બીજું મોટું કંઈ પાપ નથી. સત્યથી પરમેશ્વર આ જગતને ચલાવે છે, સત્યના બળથી તે જગતની રક્ષા કરે છે, અને જગતનો સંહાર પણ આ સત્યના બળથી કરે છે, ને પોતે પણ

પંથ તથા કેટલાક ગુજરાતી સરકૃત સંપ્રદાય ગ્રંથો સારી રીતે સંશોધીને છપાવ્યા હતા. આ અખું કાવ્ય નડીઆદથી પ્રગટ થતા કૃષ્ણ મહોદય જેના તંત્રી જાણીતા મસ્તકવિ શ્રી. બાલાશંકર હતા તેમણે પ્રગટ કર્યું છે. એમાંની કેટલીક પંક્તિયો નીચે છે.

> કવિકુલભૂષણ જનમિયો, ભરતખંડની માંહિ,
> ધન્ય થયા તેથી સકલ, કવિજન આ જગ માંહે.

પછી આ ભાટીયા કવિ લખે છે કે ભાગ્યશાળી ભરતખંડમાં પરાક્રમી, યશસ્વી, ભોજરાજા દાન દેવામાં અગ્રણી હતો તેની સભામાં મહાધુરિણ પંડિતોની ગણત્રી અનામિકાથી થતી. તે દિવસે અનામિકા આંગળી કાલિદાસ વગેરે સમર્થ પંડિતોને દેખાડવાથી સાર્થક હતી. ત્યાર પછી ભારતભૂમિને શોભા આપે તેવો કોઈ કવિ થયો નથી, પણ કેટલાય સૈકા બાદ પંડિતશ્રી જન્મ્યા છે પ:^ લખે છે કે:

**શિખરિણી છંદ:**

> અહા એવી વાણી, શ્રવણ કરતા કર્ણપુટથી,
> અભિમાને કે'તા, નથી જ કવિ તુલ્ય હઠથી,
> પરંતુ આ ભૂતા, પરમ શુભ ભાગ્યે જનમિયો,
> ગુરુ આ શ્રીગોવર્ધન સુભગ નામે પ્રગટિયો.

આમ ૩૦ કડીમાં આ કાવ્યમાં પંડિતજીની અનેક પ્રશંસા લખી છે.

# શંકા સમાધાન

## (૧) શાપાનુગ્રહ શક્તિ

આર્યસુધર્મોદય સભાદ્વારા અનેક સુજ્ઞ જિજ્ઞાસુ ધર્મપ્રેમીઓ પંડિતજીને શાસ્ત્રમાંની શંકાઓ પૂછતા. એક વખત મુંબાઈના એક અગ્રગણ્ય નાગરિક શેઠશ્રી વરજીવનદાસ તાપીદાસ બી. એ. જે એક સભાના પ્રમુખ હતા તેમણે પંડિતજીને પૂછ્યું કે શાસ્ત્રમાં શાપાનુગ્રહ શક્તિનું વર્ણન આવે છે, તે વિષે સ્પષ્ટ સમજણ પડતી નથી, તો તે વિષે સમજાવો તો ઠીક. ત્યારે પંડિતજીએ તે સમજાવતાં કહ્યું કે શાસ્ત્રમાં શાપાનુગ્રહ શક્તિનું વર્ણન છે તે બરાબર છે. પહેલાંના સમયના માનવીઓ અસત્ય ભાષણ કરતા ન હતા. ને અસત્ય ભાષણ કરનાર સમાજમાં નિંદાતો હતો. ઘણા ભાગે પશુ પણ અસદાચરણ કરતું હોતું નથી, તો મનુષ્ય જાતિ અસદાચરણ કે અસત્ય ભાષણ કરે તે પૂર્વ કાળમાં માનવામાં આવતું નહિ. વળી સામાન્ય એવી માન્યતા છે કે ખોટું બોલવાથી એક દિવસનું કે એક માસનું આયુષ્ય ઓછું થાય છે. અને હાલ પણ એમ મનાય છે કે ખોટું બોલનાર માણસની જે વખતે ખબર પડે છે કે આ માણસને ખોટું બોલવાની ટેવ છે, ત્યારે અસામાન્ય પ્રસંગોમાં લોકો તેવા માણસનો વિશ્વાસ કરતા નથી. વળી તે પૈસાવાળો કે વિદ્વાન હોય તોપણ તેની કંઈ પણ પ્રતિષ્ઠા નથી હોતી. ઉપરાંત શાસ્ત્રમાં લખ્યું છે કે नानृतात् परं पातकं परम् અસત્યથી બીજું મોટું કંઈ પાપ નથી. સત્યથી પરમેશ્વર આ જગતને ચલાવે છે, સત્યના બળથી તે જગતની રક્ષા કરે છે, અને જગતનો સંહાર પણ આ સત્યના બળથી કરે છે, ને પોતે પણ

તે સત્ય સ્વરૂપ છે સત્યવાદીને ઋષિ તરીકે ઓળખાવાય છે. ઋષિ શબ્દનો અર્થ પણ એવો થાય છે ઋષ્ શબ્દ વચન્ એટલે સત્યના બોલનાર. જે સત્ય બોલતા નથી તે ઋષિ કહેવાતા નથી હમેશાં સત્ય બોલનારને પરમેશ્વરની દયાથી ભૂત, વર્તમાન અને ભવિષ્ય કાળનું એટલે ત્રિકાળનું જ્ઞાન થાય છે વળી સત્ય વ્યવહાર કરનાર માણસ જે કદી ખોટું બોલતો નથી, તે માણસ જો કદી કોઈને ક્રોધને અંગે કંઇ ખોટું વેણ કહે એને શાપ એમ કહેવામાં આવે છે તો તેની વાણી શાપ રૂપે પ્રગટ થાય છે અથવા પ્રસન્નતા પૂર્વક આશીષ વચન તે કોઈને આપે તો તે સત્યના પ્રતાપે આશીષ વચન ફળીભૂત થાય છે સત્યપાલનથી જીભમાં એવી તરેહની કોઈ અલૌકિક શક્તિ ઉત્પન્ન થાય છે કે જેને શાસ્ત્રકારોએ એને શાપાનુગ્રહ શક્તિ વર્ણવી છે આવા ભયંકર કલિયુગમાં સત્યસ્વરૂપ લક્ષ્મીનારાયણ સમક્ષ ત્રણ વર્ષ સુધી હું ખોટું બોલીશ નહિ અને મનસા વાચા કર્મણા અસત્ય આચરણ નહિ કરૂં એવી પ્રતિજ્ઞા લે, ને તે પ્રમાણે આચરણ કરતો માણસ ત્રણ વર્ષ પછી જો કોઇને યોગ્યાયોગ્ય શબ્દ કહે, તો તે પ્રમાણે તેની વાણી ફળે છે આજે પણ સત્યપાલન કરનારને શાસ્ત્રમાં વર્ણવેલી શાપાનુગ્રહ શક્તિનો અનુભવ જરૂર થશે.

## (૨) સર્પમંત્ર

જાણીતા વૈદ્ય શાસ્ત્રી માધવજી ગોપાલજી જેઓ પંડિતજીના શિષ્ય છે તે વાત આપણે આ ગ્રંથમાં ઘણે ઠેકાણે જોઇ ગયા છીએ તે શાસ્ત્રીજીને પંડિતજીએ સર્પમંત્ર શીખવ્યો હતો. એક વખત સં. ૧૯૫૨ના અરસામાં શાસ્ત્રીજી ભાવનગર ગયેલા, ત્યાં અક્ષોરા બ્રાહ્મણ શ્રી ત્રિભોવનદાસ ઇ. જી સોલીસીટર વકીલ જે એજન્સી પાસ હતા, તેમને મળ્યા તે વકીલ સાહેબે પંડિતજીના કુશળ સમાચાર પૂછીને કહ્યું તમે પંડિતજીના શિષ્ય છો, તો મારૂં એક કષ્ટ ન કાપો ? ત્યારે માધવજીભાઇએ કહ્યું કે ઈશ્વરની દયાથી બનશે તેવો યત્ન કરીશ

પછી તેમણે ભીંતમાં બેઠેલો સર્પ બતાવ્યો, ને પછી કહ્યું કે હમેં તેની ચિંતા રહે છે. શાસ્ત્રીજીએ વકીલ સાહેબની વાત સાંભળી ત્યારે પંડિતજીનો આપેલો સર્પમંત્ર યાદ આવ્યો તે મંત્ર રવિ મંગળે જપવાનો હોય છે. સદભાગ્યે તે દિવસે મંગળવાર હતો, સવારનો સમય હતો. તેથી વકીલ સાહેબ અને તેમના પત્નીને મંત્રનો ઉપદેશ તેમણે સર્પની સામે જ કર્યો અને કહ્યું કે ઘરમ આવતાં કે બહાર જતાં સર્પની સામે તે મંત્ર બોલવો, તથા ઘીનો દીવો કરવો. એક અહોરાત્રિમાં સર્પ આ સ્થળ છોડી જશે. પછી શાસ્ત્રીજી પોતાના મુકામે ગયા. તેમના ગયા પછી તે દમ્પતીએ મંત્રનો જપ તથા ઘીનો દીવો ચાલુ રાખ્યો. બીજે જ દિવસે બુધવારે સર્પ પોતાનું સ્થળ છોડી ચાલ્યો ગયો. જ્યારે બીજે દિવસે બુધવારે શાસ્ત્રીજી વકીલ સાહેબને મળવા આવ્યા ત્યારે તે બન્ને જણાં પ્રસન્નતા પૂર્વક હાથ જોડી પંડિતજીનાં વખાણ કરવા લાગ્યાં. આ પછી એ મંત્રનું મૂળ મહાભારતના આદિ પર્વમાં જનમેજય રાજાએ પોતાના પિતાના મૃત્યુ અંગે ક્રોધાન્વિત થઈ સર્પયજ્ઞ કર્યો હતો તેમાં આ મંત્ર (આસ્તિકનો) પ્રસિદ્ધ છે, એમ તેમણે જણાવ્યું

## (૩) શ્રી. દ્વારિકાધીશ પ્રભુનાં દર્શન.

એક વૈષ્ણવ જે તૃતીય ઘરનો સેવક હતો, તેણે પંડિતજીને પૂછ્યું કે આવા ભયંકર કળિયુગમાં અમારા પ્રભુદેવ સાક્ષાત દર્શન આપે તે માટે અમારે શું કરવું જોઈએ? તેના જવાબ આપતાં પંડિતજી બોલ્યા કે પ્રભુનાં દર્શન શીઘ્ર થવામાં આતુરતા જોઈએ. વળી ભગવાનની પ્રાપ્તિ માટે ભક્તિમાર્ગ સર્વ માર્ગ કરતાં ઉત્તમમાં ઉત્તમ છે. નિરોધલક્ષણના પ્રથમ શ્લોકમાં પ્રભુના વિયોગનું દુ:ખ વર્ણવ્યું છે, તેવું દુ:ખ હૃદયમાં ઉત્પન્ન થાય તો પ્રભુ આજે જ દર્શન દે, તે તમે નિશ્ચય સમજજો.

## (૪) સપશુક શ્રૌતયાગ

મહાનુભાવી પરમ ભાગવત વૈષ્ણવશિરોમણિ મહારાજશ્રી શાર્દૂલસિંહજી કીશનગઢની ગાદી ઉપર વીસમી સદીના પૂર્વાર્ધમાં હતા. તેમના ભાઈ જવાનસિંહજીએ પુત્રકામનાથી એક યજ્ઞ કર્યો. આ યજ્ઞ સકામ હતો અને પુત્રકામનાવાળો કરવાનો હતો. આ કાર્યમાં પશુવધની આવશ્યકતા હતી. મહારાજા પોતે પરમ વૈષ્ણવ ને શ્રીવલ્લભવંશજોમાં પરમ આસ્થાવાળા હતા. તેથી આવી જાતનો યજ્ઞ વૈષ્ણવથી થઈ શકે કે કેમ તે પ્રશ્ન તે કાલે સમાજમાં ચર્ચાવા લાગ્યો. આ માટે પંડિતજીને બોલાવવામાં આવ્યા ને તેમની સલાહ લેવામાં આવી. પંડિતજીને વેદ વાક્યોમાં પૂરેપૂરી શ્રદ્ધા હતી. વળી વૈદિક હિંસા એ હિંસા નથી, કારણ કે તે હિંસાથી પ્રત્યક્ષ ફલનો અનુભવ થાય છે, એમ તેમની ખાત્રી હતી. છતાં પણ વૈષ્ણવ ધર્મ ને તેમાં પુષ્ટિમાર્ગ સકામ કર્મ કરવાની મના કરતો હોવાથી તેમણે રાજાજીને પ્રથમ કહ્યું કે પશુના સ્થાને પિષ્ટ[1] પશુવધ કરવો ઠીક છે. તે વખતે કાશીના સુપ્રસિદ્ધ કર્મકાણ્ડી વિદ્વાન શ્રી. વામનાચાર્યે પશુવધ યજ્ઞથી પુત્ર પ્રાપ્તિ થાય તેવું જણાવ્યું, ત્યારે પંડિતજીએ તે વાતની પુષ્ટિ આપી ને તે યજ્ઞ કરવામાં આવ્યો. તેના પરિણામે સં ૧૯૫૩માં મહારાજાના ત્યાં પુત્ર અવતર્યો જેનું નામ શ્રીયજ્ઞનારાયણસિંહજી રાખવામાં આવ્યું. પંડિતજી આવા સકામ યજ્ઞો, કરવાની પ્રેરણા ભાગ્યે જ કોઈને કરતા, પણ સામા માણસનો આગ્રહ હોય તો પછી તેવા સકામ કર્મો વેદોક્ત પદ્ધતિએ કરાવતા.

## (૫) મોટા મંદિરના અધિષ્ઠાતાની નિમણૂક.

સંવત ૧૯૧૧ ને ત્યાર પછી પંડિતજી મુંબઈમાં સ્થાયી થયા ત્યારથી મોટા મંદિરના ગોસ્વામી મહારાજ શ્રીજીવણલાલજીનો તેમને સહારો હતો. મહારાજશ્રી પોતે વિદ્વાન અને વિદ્વત્-

---

[1] સાચા પશુ બદલે લોટ વડે બનાવેલા પશુનો આકાર.

પ્રિય હતા. તેમાં પંડિતજીના સમાગમથી મહારાજશ્રીની વિદ્યાવાડી સારી વિકાસ પામી હતી. આ મહરાજશ્રી સં. ૧૯૩૬માં લીલામાં પધાર્યા. ત્યાર પછી આપશ્રીનાં વહુજી ગોટામંદિરનો વહીવટ કરવા લાગ્યા. ને તેમને મંદિરના કામકાજમાં તેમના ભાઈ પન્નાલાલ સહાય કરતા હતા. સંવત ૧૯૫૨માં વહુજી મહારાજની તબિયત નરમ રહેવા લાગી. આથી તેમણે પંડિતજીને પોતાની પાસે બોલાવી, દત્તક પુત્ર લેવાની વાત કરી. ત્યારે પંડિતજીએ ચાંપાસેની વાળા ગો. શ્રીદામોદરલાલજી મહારાજશ્રી શ્રીગોવિંદજી (પાછળથી શ્રીગોકુલનાથજી) મહારાજને દત્તક લેવા સૂચવ્યું. શ્રીવહુજી મહારાજે પંડિતજીની વાત માની, તે મહરાજશ્રીને વૈશાખ માસમાં દત્તક લીધા. ત્યાર બાદ પંડિતજીની ઇચ્છા મુજબ વહુજી મહારાજે પોતાની છેલ્લી માંદગી વખતે અનેક ધર્મકાર્ય કરાવ્યાં ને છેવટે પોતાની અવિદ્યમાન સ્થિતિમાં સર્વ વૈદિક વિધિવત ઉત્તરક્રિયા કરવાની પંડિતજીને આજ્ઞા કરી, જે આજ્ઞા પ્રમાણે પંડિતજીએ તેમને પોતાની માતા સમાન ગણીને સર્વ વિધિ બરાબર યથારીતે કરાવી હતી.

## ૬ પાઠશાળાનો ઉત્સવ

વિદ્યાલક્ષ્મી પાઠશાળા જે સં ૧૯૩૪માં સ્થપાઇ હતી તેનો મેળાવડો સં. ૧૯૫૨માં ગો. શ્રીદેવકીનંદનાચાર્યજીના પ્રમુખપદે ચંદ્રભાગમાં થયો હતો. તે વખતે વિદ્યાર્થીઓની સંખ્યા ૯૦ હતી. આ વખતે પંડિતજીએ પોતાના પ્રિય શિષ્ય સ્વામજીના વૈકુંઠવાસ થયાની વાત દિલગીરી સાથે કરી હતી. આ વખતે શેઠ માધવજીએ વિદ્યાર્થીઓને વિદ્યાદાન કર્યું હતું. વળી આ જ વર્ષમાં વે. શા. સં. મહામહોપાધ્યાય રાજારામ શાસ્ત્રી વિદેહ થયા, જે પંડિતજીના મિત્ર ને ઉત્તમ પ્રકારના વિદ્વાન હતા.

## (૭) ભારતધર્મમહાપરિષદ

સંવત ૧૯૫૨માં ભારતધર્મમહાપરિષદ પંડિતજીના પ્રમુખ પદે ભરવાનું નક્કી થયું. પણ અણધાર્યા કાર્યપ્રસંગને લીધે તેનો

આવી શકયા નહિ. પંડિતજી આવી પરિષદોના પ્રાણ હતા, તે તો આપણે પૂર્વે જોઈ ગયા છીએ. વળી પંડિતજીની હાજરીથી પરિષદોમાં નવો ચેતન પ્રવાહ છૂટતો, ને સભાસદો એક જાતની મીઠી ગરમી અનુભવતા. આ વખતે પંડિતજી તે પરિષદમાં હાજરી ન આપી શકવાથી તે પરિષદ વિષે ગુજરાતીકાર લખે છે કે "તેઓ પધાર્યા હોત તો સનાતનધર્મ તે શું અને તેનું નિરૂપણ કરવાની કોની યોગ્યતા છે, તથા તે કેવી મહત્તા ધરાવે છે, તે સઘળી બાબતનું ઉત્તમ પ્રકારનું વિવેચન થયા વિના ન રહેત. વેદશાસ્ત્રમાં શ્રદ્ધા ધરાવનાર આસ્તિક લોકોને તેમનું ભાષણ ઘણે અંશે રુચિકર તથા ઉપયોગી થઈ પડતે તેમાં સંશય નથી" આ પરિષદમાં ગો૦ શ્રી-દેવકીનંદનાચાર્યજી બિરાજ્યા હતા. પોરબંદરવાલા શ્રી. જીવણ-લાલજી મહારાજ, મણિભાઈ જશભાઈ તથા મણિભાઇ નથુભાઈ વગેરેએ ધર્મવૃદ્ધિ માટે આ સભામાં સારો પ્રયાસ કર્યો હતો.

## (૮) શાસ્ત્રીજી નંદકિશોરની ગુરુસ્તુતિ

શાસ્ત્રીજી નંદકિશોરની બુદ્ધિ શક્તિ અજાયબી પમાડે તેવી હતી. તે કાલમાં એમ કહેવાતું કે "કવિ નંદકિશોર સરખી ઉત્તમ અને તાવળી કવિતા કરનાર એક તેમના ગુરુ સિવાય બીજો કોઈ મુંબઈ નગરીમાં જોવામાં આવતો નથી." આ કવિએ સં. ૧૯૫૨ના અષાઢ સુદ ૧૫ ગુરુપૂર્ણિમાએ એક સ્તોત્ર રચીને સભામાં ગાયું હતું. તે સ્તોત્ર એક ઉચ્ચ પ્રકારનું કાવ્ય છે, તેથી નીચે આપ્યું છે.

**संदर्शयन्त्यो निगमागमानां, मार्म निकामं हृदयं हरन्त्यः ।**
**पीयूषपूरानिव संकिरन्त्यो धारा, गुरूणां वचसां जयन्ति ॥ (१)**

વેદશાસ્ત્રના મર્મને દર્શાવનારી, હૃદયને ખેંચનારી અને અમૃતના પૂરને વરસાવતી હોય તેવી અમારા ગુરુજીના વચનોની ધારા વિજય પામો (૧)

औदार्यं परमाद्भुतं सुजनतासौशील्ययोर्वैभवम्
मानातीतमतीत्य वाचमुदयो दाक्षिण्यकारुण्ययोः ।
येषां धैर्यमपारमात्मगरिमोद्रेको विवेकोऽस्तिता-
नग्रण्यान् सकलश्रुतिस्मृतिविदां गोवर्धनार्यान्नुमः ॥ (२)

અદ્ભુત ઉદારતા, સુજનતા સુશીલતા, ચતુરતા, દયાલુતા, ધીરતા, અને વિવેક આદિ જેમના અનેક ગુણોનો પાર નથી, અને જેઓ સઘળા વેદ શાસ્ત્ર જાણનારાઓમાં અગ્રણ્ય છે. એવા ગોવર્ધન ગુરુની અમો પ્રશંસા કરીએ છીએ.

वेदज्ञेषु प्रथमगणिताः पाणिनीयेषु पूज्याः
काणादेषु प्रथितयशसो, गौत्तमीयेषु गेया-
मीमांसासु प्रष्टमरवचः प्रक्रमा सांख्यविद्या-
स्ते जीयासु सुकविगुरवस्सूतगोवर्द्धनार्याः (३)

વેદ, વ્યાકરણ, ન્યાયશાસ્ત્ર, વૈશેષિક, પૂર્વ ઉત્તરમીમાંસા સાંખ્ય અને કાવ્ય-સર્વ શાસ્ત્રમાં કુશલતા ધરાવનાર ગોવર્દ્ધન ગુરુ વિજય પામો.

सच्छास्त्रेषु कृतोऽस्ति यः श्रमभरो युष्माभिरल्पेतरः
स स्वो धर्म इति स्तुतेर्न पदवी मुच्चैस्तरां नीयते
तद्वाचामधिदेवताऽविभवतां जिह्वाग्ररंगस्थली
लीलानर्तनकौशलं वितनुते तच्छ्लाघनीयं मुहुः ।

હે ગુરુવર્ય, આપે સત્શાસ્ત્રોના અભ્યાસમાં ઘણો શ્રમ કર્યો છે તે પોતાનો ધર્મ છે માટે તેમાં નવાઇ નથી, પણ વાણીદેવી આપની જીભના અગ્ર ભાગમાં નૃત્ય કુશલતા બતાવ્યા કરે છે તે વારંવાર વખાણવા જેવી વાત છે.

द्यौः शून्यात्मा शिशिरकिरणः क्षीयते कृष्णपक्षे
भानोर्भा नो भवति रजनौ विश्वसृष्टाभिजातः

न धीकंठो भवति समदृग् वृत्रहा गोत्रशत्रु-
स्तत्केनास्मद्गुरुपरिवृढास्सन्तु वृत्तोपमानाः (६)

અમારા ગુરુજીને કોની ઉપમા આપવી એ વાતની અમને સૂઝ પડતી નથી. આકાશની આપીએ તો તે શૂન્ય છે માટે ન અપાય. ચંદ્રની આપીએ તો અધારિયામાં તે ક્ષય પામે છે અને અમારા ગુરુ તો કૃષ્ણપક્ષના એટલે શ્રીકૃષ્ણાવતારના પક્ષમાં વૃદ્ધિ પામે છે. સૂર્યની ઉપમા આપતાં રાત્રિમાં તેની કાંતિ હોતી નથી એ દુઃખ છે. બ્રહ્મા સાથે સરખાવતા તે નાભિથકી ઉત્પન્ન થનાર અથવા અકુલીન છે માટે યોગ્ય ન ગણાય. મહાદેવજીની ઉપમા આપતાં તે ત્રિનેત્ર હોવાથી વિષમ દૃષ્ટિવાળા ગણાય છે ને ગુરુવર્ય સમદૃષ્ટિવાળા છે. ઇંદ્ર ગોત્રનો (પર્વતનો) શત્રુ છે માટે તેની ઉપમા બેસતી નથી, કારણ કે અમારા ગુરુ તો વાયૂસ નામના ગોત્રની વૃદ્ધિ કરનાર છે. (૫)

## (૯) નસીરાબાદનું માનપત્ર

નસીરાબાદ નગર રાજપૂતાનામાં આવેલું છે. ત્યાંની પ્રજા ધર્મ-પ્રત્યે લાગણીવાળી હોવાથી સં. ૧૯૫૨માં પંડિતજીને મુંબઈથી માન-પુરઃસ્સર બોલાવી ઘણા સન્માન સાથે શ્રીવિહારીજીના મંદિરમાં ઉતારો આપ્યો. અહીં મંદિરે તથા જાહેર સ્થાનોમાં પંડિતજીનાં અવધાન તથા વ્યાખ્યાનો થયાં. તેમાં મોટા મોટા અંગ્રેજ અમલદારો, જનરલ, કરનલ, કેપ્ટન, લેફ્ટેનેંટ, મોલવી મુસલમાન તથા નામધારી આર્ય-સમાજીઓ તથા ગામના ખૂબ પ્રતિષ્ઠિત ભાઈઓ આવ્યા હતા. અવ-ધાનના પ્રયોગો થતાં અંગ્રેજ અમલદારો તથા બીજાઓ તાળી પાડતાં પાડતાં થાકી ગયા. પછી પંડિતજીએ મૂર્તિ મણ્ડન, શ્રાદ્ધ, તર્પણ તથા તીર્થસ્થાન ઉપર બહુ અદ્ભુત વ્યાખ્યાન આપ્યાં, જે ત્યાંની પ્રજાને અમૃતની વર્ષા સમાં લાગ્યાં હતાં. પંડિતજીનું આહ્નિક કર્મ જોઈને પણ આશ્ચર્ય પામતાં. લોકોએ તથા અનેક મોટા અમલદારોએ પંડિતજીની કદર સાથે માનપત્રો આપ્યાં, તેમાં જણાવ્યું હતું કે અમે

આજ સુધી આવાં અપૂર્વ વ્યાખ્યાનો સાંભળ્યાં નથી, તથા આવી સ્મરણશક્તિ દેખી નથી. કલિકાલમાં આપ ધર્મના મોટા રક્ષક છો એમ અનેક પ્રશંસા તેમાં કરી હતી

## (૧૦) શેઠશ્રી હરજીવનદાસ તરફની ભેટ

શેઠ હરજીવનદાસ વસનજી મણિયાર સં. ૧૯૫૨માં સખ્ત માંદા હતા. તે વખતે તેમની ઇચ્છાથી તેમનાં પત્ની રાધાબાઈ, જેઓ જામનગરના દિવાનનાં પુત્રી હતાં, તેમણે પંડિતજીને બોલાવ્યા ને શ્રીનાથજીની છબી, વેદ, ચિંચણ તારાપોરવાળી વાડી ને ત્યાંનું મંદિર પંડિતજીને ભેટ કર્યું. તે આપતી વખતે શેઠશ્રીની એવી અભિલાષા હતી કે પંડિતજી વિદ્વાન હોઈ, વિદ્યાવૃદ્ધિમાં વિશેષ શ્રમ લે છે, તેથી પોતે આ તેમને ભેટ કરે છે. પંડિતજીને પાસે બોલાવી શેઠે કહ્યું કે "પુષ્ટિમાર્ગમાં મને શ્રદ્ધા છે, તેમાં પણ આપ ઉત્તમ વિદ્વત્તા ધરાવનાર છો, માટે આપમાં મને વધારે શ્રદ્ધા ભક્તિ છે. ચીચણમાં આવેલું મારૂં મંદિર તથા વાડી હુ આપને અર્પણ કરૂં છું" તે વખતે ત્યાં અનેક વિદ્વાનો તથા સંભાવિત ગૃહસ્થો હાજર હતા. તેમણે શેઠશ્રીના આ કાર્યને અનુમતિ આપી ધન્યવાદ આપ્યો હતો. પછી શેઠશ્રી પાંચમા દિવસે વિદેહ પામ્યા. પાછળથી આખીએ વાતમાં કંઇ પ્રપંચ રમાઈ ગયો ને પંડિતજીને આપેલી સર્વ ભેટની વાત ઉડાવી દેવામાં આવી. આ પછી પંડિતજી ૩૦-૮-૯૬ના રોજ શ્રીગોકુલેશજી મહારાજ માંદા હોવાથી જુનાગઢ પધાર્યા. તે વખતે ગો૦ શ્રીદેવકીનંદનાચાર્યજી તથા કેટલાક સંભાવિત સજ્જનો પંડિતજીને વળાવવા માટે આવ્યા હતા. ત્યાં જઈ પણે ધર્મપ્રેમી સમાજમાં સારો ધર્મબોધ કર્યો હતો. આ વખતે મહારાજશ્રી લીલામાં પધાર્યા. ત્યારબાદ નિ. લી. સ્વ મહારાજશ્રીના વહુજી સત્યભામા દાઝી ગયાં. તેથી પંડિતજીને જુનાગઢ આવવું પડ્યું. અહીં વહુજી ૪-૨-૯૭ના રોજ બાર વાગે લીલામાં પધાર્યા. તેમની ક્રિયા પણ પંડિતજીએ કરી હતી.

## હીરકમહોત્સવ

જુનાગઢથી આવ્યા પછી પંડિતજીએ દૃઢતા ને વિવેક, વૈશ્ય-કલ્યાણ, શ્રીવલ્લભાચાર્યનું જીવન એ વિષેનાં વિવિધ વ્યાખ્યાનો આર્ય સુધર્મોદય સભાના આશ્રયે જુદા જુદા સમયે આપવા માંડ્યાં. તે દરમિયાન લખતરનરેશે ઘણા આગ્રહથી પંડિતજીને લખતર તેડાવ્યા. મહારાણા કરણસિંહજી બહુ ભાવિક અને મર્યાદ સંપ્રદાયી હતા. તેમણે શ્રીજીની ધ્વજા ચઢાવવાનો મોટો મનોરથ જેઠ વદ ૧૨ના શુક્રવારથી આરંભી ચાર દિવસ સુધી કર્યો. પંડિતજી રાણાજીના અત્યંત આગ્રહને વશ થઈ લખતર પધાર્યા. તે વખતે સ્ટેશન ઉપર પાટવીકુંવર, બીજા રાજકુમારો તથા સંભાવિત ગૃહસ્થોએ વાજિત્ર અને કળશ સાથે સામૈયું કરી, પંડિતજીનો ભારે સત્કાર કર્યો. પંડિતજીએ પણ આ ઉત્સવમાં હજારો વૈષ્ણવો તથા રાજકુટુંબના માણસોને સારો ધર્મબોધ આપ્યો.

ઓગણીસમા સૈકામાં ભારતવર્ષમાં અત્યંત અશાંતિ હતી. અંગ્રેજો કાવાદાવાથી મરાઠા, મોગલ, રજપૂતો તથા બીજાઓને પરાજિત કરી, ભારતવર્ષના ધણી થઈ પડયા હતા. વળી તેઓમાં ધર્મદ્વેષ હોવાથી ભારતીય પ્રજાને ઘણું સોસવું પડયું હતું. આ અસંતોષથી સને ૧૮૫૭માં અંગ્રેજ કમ્પની સામે મોટો બળવો પ્રજાના અમુક ભાગે કર્યો. આ બળવો કમ્પની સરકારે બહુ મુશ્કેલીથી દબાવ્યો. ત્યારથી કમ્પની સરકારનું રાજ ગયું ને ઇંગ્લેન્ડના રાજા ભારતવર્ષના શહેનશાહ ગણાવા લાગ્યા. આ વખતે ઇંગ્લેન્ડની ગાદી ઉપર મહારાણી વિકટોરિયા હતી. આ રાણી બહુ ભલી, કુનેહબાજ હતી ને પ્રજા તરફ મમતાવાળી હતી. તેણે ગાદી ઉપર આવ્યા બાદ બહુ શાંતિભરી નીતિ અપનાવી, પ્રજાના મન જીતી લેવા માટે પ્રયત્ન કર્યો. મનુષ્ય માત્રને

જે ધર્મ પાળતો હોય તેમાં રાજ્ય તરફથી હસ્તક્ષેપ નહિ થાય તેવું તેણે જાહેર કર્યું. વળી યુદ્ધ વગેરે નાબૂદ થયેલાં હોવાથી પ્રજાનું મન વેપાર ઉદ્યોગ તરફ લાગ્યું હતું. તેના પરિણામે મુંબાઇનો વેપાર-ઉદ્યોગ બહુ વધ્યો હતો ને મુંબાઇવાસીઓ માલદાર બનતા હતા. આમ ઉપરની શાંતિ રાણીના રાજ્યમાં સારી રીતે પ્રસરી હતી. આ વખતે રાણીને રાજ્ય કરે ૬૦ વર્ષ પૂરાં થતાં હોવાથી આખા ભારતવર્ષમાં મહારાણીની ડાયમંડ જ્યુબિલી (હીરક મહોત્સવ) બહુ ભવ્ય-રીતે ઉજવાયો હતો. ને મુંબાઇએ તો તે અપૂર્વ રીતે ઉજવ્યો હતો. પંડિતજી પણ મહારાણીશ્રીના પૂજક હતા. તેમણે આ ઉત્સવ અંગે આશીષ આપતાં વેદવિદ્યાનો પ્રચાર થાય તેવી માંગણી કરી હતી. ને નીચેની કવિતા એક મોટી સભામાં એમણે ગાઇ હતી.

ભરત ભૂમિનાં ભાગ્ય ભર્યાં છે, ભૂખ ભીખ ભય ભાગો,
જીતો જીરે જુગનથી જગતિ, તમ જશ જગમાં જાગો.
પ્રથમ હતા અહીં યવન ભુવનપતિ, જોર જુલમ કરનારા,
જબ્બર જમાવ જમાવી જગમાં, જન જીવન હરનારા,
તે સમય અહીં પરમ ધર્મનું, કરમ નરમ દર્શાયું,
ધૂમ ધામ ધાંધલ ઘેરા તાણું, ધીરજ ધરા ધરાયું.
સખ્ત વખત એ ગયો જ્યારથી, તખ્ત તમે શોભાવ્યું,
લાખો લેખે લોકોનું દિલ, લક્ષ લઈ લોભાવ્યું.
પરમ પ્રેમ પ્રજા પર- પામો, પેખી પુત્ર પ્રમાણો,
માત મળી મનમાની માની, મનુજો મોજો માણો.
મહિ માલિક થઈ મનમાં માનો, મોટી મમતા માયા,
અજો મન તુજ પ્રજા ઉજાગર, ભુજા અમર તરુ છાયા.
વેદ વિગેરે વિદ્યાવાણી, વિનય વિવેક વધારો,
જીતી જગત જન નીતિ પ્રીતિથી, નીતિ રીતિથી વારો.

ત્યાર બાદ આ ઉત્સવ અંગે તા. ૨૨–૬–૯૭ના રોજ વિદ્યા-લક્ષ્મી પાઠશાળાના વિદ્યાર્થીઓ અને સંહાયકોની સભા મળી. આખી

પાઠશાળાને વિજળી દીવાથી શણગારવામાં આવી હતી. આ સભામાં ઘણા જ પ્રસિદ્ધ સદ્દગૃહસ્થો ને શાસ્ત્રીઓ હાજર હતા. તે વખતે પંડિતજીએ વિદ્યા અને મુખ્ય કરીને પ્રાચીન વિદ્યા માટે મહારાણીજીના રાજ્યમાં જે પુષ્ટિ મલી છે તે સંબંધી લંબાણથી ચર્ચા કરી હતી. પછી શ્રી. મંગળદાસ જમનાદાસે એક ઠરાવ નીચે મુજબ મૂકયો જેને રા. વિઠલદાસ રાજારામે ટેકો આપ્યો હતો. તે ઠરાવ સર્વાનુમતે પસાર થયો હતો

"અમે પંડિતશ્રી ગટ્ટુલાલજીએ સ્થાપિત વિદ્યાલક્ષ્મી પાઠશાળાના વિદ્યાર્થીઓ અને સહાયકો મહારાણીશ્રી વિક્ટોરિયાની ડાયમંડ જ્યુબિલી પ્રસંગે એકઠા થયા છીએ. મહારાણીશ્રીના પ્રતાપી રાજમાં પ્રાચીન વિદ્યાની ઉન્નતિ થઈ છે અને સંસ્કૃત વિદ્યાને ઉત્તેજન મળ્યું છે, તેની પિછાણ આ પાઠશાળા કરે છે, અને ઇચ્છે છે કે આનાથી અધિક મહારાણીશ્રીની સરકાર આપતી રહે અને શ્રી ઇશ્વર પાસે પ્રાર્થના કરે છે કે મહારાણીશ્રીનો જયજયકાર થાય અને તેઓ લાંબો વખત સુખમાં રાજ્ય કરે. આ સાથે શિક્ષણ પદ્ધતિનું પુસ્તક જે પાઠશાળાએ આ પ્રસંગ માટે તૈયાર કીધું છે તે સાદર મોકલાવે છે. ત્યારબાદ મહારાણીજીને તારદ્વારા વિજ્ઞાપન કરવાનો ઠરાવ થયો તથા શિક્ષણ સંબંધમાં જે લેખ થયો છે તે આ પાઠશાળા તરફથી મોકલવા નિશ્ચય કરી, પાઠશાળાના સંસ્થાપક શ્રીગટ્ટુલાલજીનો ઉપકાર માની વાજિંત્રના શબ્દો અને મધુરધ્વનિ સાથે આ સભા વિસર્જન થઈ હતી. આ ઉત્સવ ત્રણ દિવસ થયો હતો, ને પંડિતજીએ સ્વતંત્ર રીતે એક તાર તથા માનપત્ર મહારાણીશ્રીને મોકલ્યાં હતાં.

## છેલ્લો વિહાર

સં. ૧૯૫૩માં મુંબાઈમાં બ્યુબોનીક પ્લેગ ફાટી નીકળ્યો હતો. આથી લખતરના ભગવદીય મહારાણાએ પંડિતજીને લખતર આગ્રહપૂર્વક તેડાવ્યા. તેથી પંડિતજી સેવા તથા પુસ્તકો સહિત ત્યાં પધાર્યા. મહારાણાએ પંડિતજીની આગતા સ્વાગતા બહુ સારી રીતે કરી. ત્યાં થોડા માસ રહી સં. ૧૯૫૪માં કાર્તિક માસમાં પંડિતજી સહકુટુંબ ભાવનગરમાં વૈશ્યોને ઉપવિત સંસ્કાર આપવા પધાર્યા. અહીંના મહારાજાએ પંડિતજીનો સારો સત્કાર કર્યો. આમ તો આખા કાઠિયાવાડના બધા રાજાઓ પંડિતશ્રી માટે માન ધરાવતા હતા. તેમાં જુનાગઢના નવાબે તો પંડિતજી જુનાગઢ પધારે ત્યારથી તેમનો બધો ખર્ચ રાજ્યની તિજોરીમાંથી પાડવા ગોઠવણ કરી હતી. વળી જુનાગઢ પંડિતશ્રીનું પ્રાચીન નિવાસસ્થાન હોવાથી તે પ્રત્યે તેમનું સ્વદેશ જેટલું મમત્વ હતું. ઉત્તરે ગો० શ્રીગોકુલેશજી જ્યારે નિત્યલીલામાં પધાર્યા, ત્યારે મહારાજશ્રીની ઇચ્છા મુજબ પંડિતજીએ જુનાગઢની હવેલીની વ્યવસ્થા કરી હતી. ને આ વખતે વર્ણાશ્રમ ધર્મ વ્યવસ્થા ઉપર દશ દિવસ સુધી વ્યાખ્યાન આપ્યાં હતાં. આ વ્યાખ્યાનો સં. ૧૫૫૩ના પોષ સુદી ૧૪ પૂરાં થયાં, ત્યારે ત્યાંના સજ્જન-સમૂહ-જેમાં રાજ્યના મોટા મોટા અમલદારો, શાસ્ત્રીઓ હતા-તેમણે જુનાગઢનો ઉપકારપત્ર કરી બઉ .ન આપ્યું. તેમાં જણાવ્યું હતું કે, "એક વક્તાનું એક વ્યાખ્યાન ..ા પછી ઉત્તરોત્તર તેનાં બીજાં વ્યાખ્યાનો રુચિકર થવાં અશક્ય તેને બદલે આપનાં વ્યાખ્યાનો क्षणे क्षणे यन्नवतामुपैति तदेव रूपं रमणीयतायाः એ પ્રમાણે પ્રતિદિન અધિકાધિક રુચિકર થઈ

પડ્યાં છે, કે જેથી સખ્યાબંધ સદ્ગૃહસ્થોએ પોતાનો દશ દિવસ સુધીનો સાંજનો સમય આનંદાવેશમાં ક્યા ગાળ્યો એ ખબર પણ પડી શકી નહિ, અને પ્રતિદિન જનસમૂહ વધતો જ જોવામાં આવ્યો છે આજે વ્યાખ્યાન સમાપ્તિનો સમય આવવાથી અમો સર્વ ખિન્ન અને આપના વિરહના અસહિષ્ણુ થઈ ગયા છીએ '

પંડિતજી ભાવનગર પધાર્યા ત્યારે તેમને પાંચ સાત માસની એક પુત્રી હતી. પુત્રીના જન્મ પછી પંડિતજીનાં ધર્મપત્ની સૂતિકા રોગથી પીડાતાં હતા, ને ભાવનગર આવતાં રોગે જરા વધારે જોર કર્યું. તેથી તે સમયના લોકપ્રિય પ્રસિદ્ધ વૈદ્યરાજ ઝંડુભટ્ટજી ભાવનગરમાં હતા તેમના ઉત્તમ ઉપચારો ચાલતા હતા વળી પંડિતજીનુ શરીર પણ દિનપ્રતિદિન ક્ષીણ થતું જતુ હતુ, પણ તેમની અહર્નિશ સેવા વગેરે પ્રવૃત્તિમા એકનિષ્ઠતા નિહાળી કોઈને ખ્યાલ ન આવ્યો કે હવે થોડા દિવસોમાં પંડિતજી આ નાટ્ય સમાપ્ત કરશે પંડિતજીએ કોઈ દિવસ પોતાના શરીરને સારા પોષણ, ઉપચાર કે લૌકિક સુખ આપી પંપાળ્યુ ન હતુ તેમનુ શરીર ભગવદ્ દયા ઉપર નિર્ભર હતુ પંડિતજી પણ જાણી ગયા હતા કે હવે તેઓ થોડા સમય માટે આ ભૂતલ ઉપર છે જુનાગઢમાં દશદિવસ વર્ણાશ્રમ ધર્મ ઉપર વ્યાખ્યાન આપ્યાં ત્યારે તેમણે આ વાત કહી હતી કે "જુનાગઢ એ મારા માતામહ કુટુંબનુ સ્થળ, તેથી મ્હારો સ્વદેશ હોવાને લીધે આ સ્થળ અને આપ સર્વ ઉપર મને મોટુ માન છે પારાવાર ખેદની વાત એ છે કે મારા માતામહ કુટુંબના છેલ્લા પ્રદીપરૂપ મારા ભાઇ ગોસ્વામી શ્રીગોકુલેશજી ભાઇના પધારી જવાથી હું પાંખ વિનાના પંખી જેવો નિરાધાર થઇ ગયો છુ × × × એક વખત એવો હતો કે નગર, જુનાગઢ, પોરબંદર એ ત્રણે સ્થળોમા મારા કુટુંબની રાજ્યવત્ સ્થિતિ હતી તે બધા વિદેહ થતા ગયા × × × હવે આ વિભાગમાં મારે કોની પાસે આવવુ ? માટે મારા પોતાના જ ઘર

દેશ અને દેશી ભાઈઓને છેલ્લી જ વખતનો મારો આ મિલાપ હોય એમ મને લાગે છે. હવે મારું જીવન પણ વ્યર્થ જેવું છે અને તે પણ વિશેષ ચાલવા જેવું નથી જ, માટે આપ સર્વ મારા સ્વદેશી ભાઈઓની આ છેલ્લી મુલાકાત સમયે હું એટલું માગી લઉં છું કે, હવે હું મળું ન મળું તોપણ મને તમારો આંહીનો ગણી, આ કાળક્ષેપ કરાવ્યા માટે ક્ષમા કરશો. વળી મુંબઈમાં પોતાનું મંદિર, પાઠશાળા વગેરે માટે પોતાના વિશ્વાસુ ભક્તોને નીમેલા કર્યા હતા, ને તે પ્રમાણે વીલ કરાવ્યું હતું. આમ ચારે તરફની ચોકસાઈ પંડિતજીએ કરી લીધી ને ભાવનગરમાં રહેવા લાગ્યા. આવી પ્રકૃતિ છતાં અહીં પણ સેવા વગેરે કાર્યો તથા વ્યાખ્યાનાદિ પ્રવૃત્તિ બરાબર ચાલતી હતી. આવી એક સભા શામળદાસ કોલેજમાં રાખવામાં આવી હતી, જેમાં કોલેજના પ્રિન્સિપાલ પ્રો. જમશેદજી ઉનવાલા, સંસ્કૃત પ્રો. શ્રી જયકૃષ્ણદાસ કઠિયા, દિવાની કોર્ટના ન્યાયાધીશ મોતીલાલ સટ્ટાવાલા, સંસ્કૃત પાઠશાળાના શાસ્ત્રી ભાનુશંકર હરિશંકર, શાસ્ત્રી નર્મદાશંકર દામોદર તથા બીજા કોલેજના પ્રોફેસરો હાજર હતા.

અહીંના શતાવધાનમાં ચૌદ ભાષા રાખી હતી. ત્યારબાદ સંસ્કૃત કાવ્યમાં વિનોદ ચાલ્યો હતો.

(૧) પ્રથમ શ્રી. જયકૃષ્ણ કઠિયાએ હરિણિવૃત્તમાં અંતઃકરણના સ્વરૂપનું વર્ણન માગ્યું હતું તેથી પંડિતજીએ નીચે પ્રમાણે વર્ણન કર્યું હતું.

सकलकरणोत्कर्षं धत्तेऽणुमात्रमपि स्वयं
क्वचिदपि महोदारं सारं स्तडंढगसन्मतम् ।
परमपरमोदारां शक्तिं करोति निसर्गतो
मन इदमहो भीमो देवः सदा स्वतनुं गतः ॥

અંતઃકરણ પોતે અણુમાત્ર છે. તે છતાં સર્વ ઇંદ્રિયોના ઉત્કર્ષને ધારણ કરે છે. કોઈવાર કર્ક રૂપે સર્વમાં સાર તથા ઉદારરૂપે વિદ્વાનોએ માનેલું છે, સ્વભાવથી પરમ ઉદાર, મોટી શક્તિને

કરી શકે છે. તેથી જાણે મન આ શરીરમાં રહેલ મહાન દેવ હોય તેવું જણાય છે.

(૨) શાસ્ત્રી નર્મદાશંકરે मशकदशनमध्ये हस्तिनः सञ्चरन्ति મચ્છરના દાંતની વચમાં હાથીઓ ફરે છે. આમાં નીતું વર્ણન આવવું જોઈએ. એમ પાદપૂર્તિ માગી.—

માલિની છંદ—

> जगति रणगता ये चण्डवीर्याश्चशूरा
> खलु यतिमतिभाजो ये च दिव्यान्तरस्थाः ।
> सपदि सुवशगास्ते स्त्रीकटाक्षान्तपाता
> मशकदशनमध्ये दन्तिन सञ्चरन्ति ॥

પ્રચંડ વીર્યવાળા જે શૂરવીર પુરુષો રણભૂમિમાં રહે છે, ને જેઓ વૈરાગ્યથી સંયમ બુદ્ધિને ધરનારા છે તેઓ પણ સ્ત્રીના કટાક્ષની પાસે વશ થઈને રહે છે તેથી તે હાથીઓ મચ્છરના દાંતના વચ્ચે ફરે છે તેની માફક છે.

(૩) આ પછી કાઠિયાવાડી પ્રજાનું સ્વભાવવર્ણન તથા કારસ્તાઈનનું વર્ણન માગવાથી તેમણે કહ્યું પણ તે એટલું ઉતાવળથી બોલ્યા કે તે લખી શકાયું નહિ.

(૪) શાસ્ત્રી કરુણાશંકરે શ્રુતિસ્મૃતિ પ્રમાણે શંકરની સ્તુતિ સંસ્કૃતમાં કરવા કહ્યું.
પ્રહર્ષિણી વૃત્ત:

> तं वंदे सकलसुरासुरैर्वंद्यम्
> ह्युत्कर्ष किल सकलश्रुतिषु यस्य ।
> ईशानः सकलजगत्सु देहिनां च
> स ध्येयो मम हृदये सदा कृपालुः ॥

સર્વ સુર અસુરોને વંદન કરવા યોગ્ય, અને જેનો સર્વ શ્રુતિ સ્મૃતિઓમાં ઉત્કર્ષ વર્ણવેલો છે એવા સર્વ જગતના પ્રાણીઓને નિયમમાં રાખનાર દયાળુ શંકર સદા મારા હૃદયમાં ધ્યાન કરવાને યોગ્ય છે.

(૫) શાસ્ત્રી નર્મદાશંકરે કહ્યું गजोऽश्वमारुह्य प्रविष्टो मूषकालयम् હાથી ઘોડા ઉપર બેસી ઉંદરના દરમાં પેઠો, તેનું વર્ણન કરો.

चित्रदन्तिरदारूढपदाभ्यो लिखितो हृतः
गजो ऽश्वमारुह्य प्रविष्टो मूषकालयम् ।

કોઈ ચિત્રકારે હાથીના દાંત ઉપર ચરણ લગાડી રહેલા અશ્વસાથે કોઈ સુભટ ચિતરેલો હતો. તે ચિત્ર લઇને ઉંદર દરમાં પેઠો. આવા રસ આપનારા ઘણા પ્રશ્નોત્તર થયા. પછી લાલાજી (પંડિતજી)એ કહ્યું કે હવે સૂર્ય અસ્ત થઈ ગયો માટે સર્વની ઇચ્છા હોય તો સભા વિસર્જન કરીએ.

આથી તે વખતે શાસ્ત્રી નર્મદાશંકરે એક સંસ્કૃત શ્લોક પંડિતજી માટે બનાવ્યો.

मार्तण्डस्य मनस्यभूत्सपदि, मे दैनी सुपूर्णा क्रिया
नष्टं बाह्यतमो मदीयकिरणैरस्तं प्रयामि ध्रुवम् ।
मार्तण्डशुभभारतस्य जगति श्रीमान् गट्टूलालजित्
सत्तेजस्विशतावधानकिरणैरुद्योततां संप्रति ॥

અસ્ત પામતા એવા સૂર્યના મનમાં વિચાર થયો કે હવે મારી દિવસની સર્વ ક્રિયા પૂર્ણ થઈ રહી છે. તેમ જ મારા કિરણોથી બાહ્ય અંધકાર નાશ પામી ગયો છે, તો હું હવે અસ્ત પામી જાઉં અને આ જગતમાં ભારતમાર્તંડ શ્રીગટ્ટુલાલજી પોતાના તેજસ્વી એવા શતાવધાનરૂપી કિરણોથી અંતરના અંધકાર દૂર કરી હાલ

ઉદય પામ્યા કરા.

ભાવનગરમાં પંડિત ગટ્ટુલાલજીનો આ છેલ્લો સભાવિનોદ હતો. પ્રભુની અકલિત કલા કોઇથી જાણી શકાતી નથી. પંડિતજી પણ સર્યના અસ્તપેઠે અસ્ત પામી ગયા. આપણે જાણીએ છીએ કે તેમનાં સ્ત્રી બીમાર હતાં ને તેમના બચવાની આશા ન હતી. તેમાં સં. ૧૯૫૪ના માગસર સુદી ૮ બુધવારની રાત્રે પંડિતશ્રીને વિશેષ જ્વર ચઢી આવ્યો. તે તખતે વૈદ્યરાજ ઝંડુ ભટ્ટજીએ આવી, તેમને ન્હાવાનો નિષેધ કર્યો. તે પરથી પંડિતજીએ માત્ર એક જ ઉત્તર આપ્યો કે "મારી ખાત્રી છે કે હવે આ દેહ રહેશે નહિ, માટે મને અવસાન સમયમાં ધર્મત્યાગની સલાહ ન આપો, અને આથી બીજી રીતે આપને ખાત્રી થતી હોય તો મને સમજાવો." ઝંડુ ભટ્ટજી આ વિષે શું ખુલાસો આપે? માત્ર ઔષધ આપીને મુકામે ગયા પંડિતજીએ અવસાનને ઉચિત કેટલીક ધર્મક્રિયાઓ સ્વતઃ કરી, જ્યાં, આ બનાવનો કોઇને વિશ્વાસ હતો જ નહિ. પાછાં ટાઢ અને તાવ શાંત થયાં પછી અષ્ટમીને દિવસ સાંજની સેવા તથા આહ્નિકને માટે ન્હાયા ને આહ્નિક પૂરૂં કર્યું. સુદી નવમે તેમની પ્રકૃતિ વિશેષ શિથિલ દેખાવાથી તેમની પાસેના લોકોએ જુનાગઢ, મુંબાઇ, નાથદ્વારા વગેરે સ્થળે ખબર આપવા બહુ પ્રાર્થના કરી, પણ પંડિતજીએ સર્વથા ના પાડી, ને પાસેના લોકો પાસે દાન વગેરે સાધનો તૈયાર કરાવ્યાં. પછી ધીમે રહીને તેમની પાસે રહેતા શિષ્યો અને બીજા સજ્જનોને કહ્યું કે "શરીરનો ભરોંસો નથી, જ્યારે પરિણામ જણાય ત્યારે તમારે શાસ્ત્ર તથા અમારી જ્ઞાતિના રિવાજ પ્રમાણે આ સર્વ વિધિ કરવો." આ સાંભળી બધા લોકો ગભરાવા લાગ્યા, પણ પંડિતજીએ સર્વને મીઠાં વચનો કહી શાંતિ આપી. પછી રાત્રિના બારેક વાગે પોતે જપપાઠના દર્ભાસન પર પદ્માસનથી બેસી, સર્વ વ્યવહારનો સર્વથા ત્યાગ કર્યો. માત્ર તેમના મુખથી ભગવન્નામની અવિચ્છિન્ન ધારા ચાલી નીકળી. પંડિતજી બોડે બોડે પાઠ કરતા હતા

છતાં, તે આ જગતમાં ન જ હોય તેમ તેમને ગમે તે જાણીતો માણસ ગમે તેટલું બોલાવતો હતો છતાં તેમને તેની અસર જ થતી ન હતી. પછી શિષ્યો તથા બીજા બ્રાહ્મણો ન્હાઈ તેમની પાસે સાવધાનીથી બેઠા અને શરીર તપાસતા રહ્યા. પાછલી રાતે હળવે હળવે શરીર શીતલ થવા લાગ્યું. પણ પંડિતજીનું હરિસ્મરણ તો ચાલુ જ હતું, અને તેઓ જેમના તેમ બિરાજેલા હતા.

પંડિતજી જેવા માયાળુ, મહાનુભાવ અને શિષ્ય અને આશ્રિતો પ્રત્યે માબાપથી પણ અધિક પ્યાર રાખનાર વ્યક્તિની આ સ્થિતિ જોઈ શિષ્યો સેવકો અને પરિચિત લોકોનું હૃદય સ્થિર ન રહી શક્યું, તેથી પ્રથમથી પંડિતજીનો નિષેધ છતાં અશ્રુ પ્રવાહ અને ગદ્‌ગદ્ સ્વરોથી તે સ્થળ વ્યાપ્ત થઈ ગયું.

બીજી બાજુ તેમનાં પત્ની પણ, જેમ જલાશયનું જલ સૂકાતાં મત્સ્ય નિશ્ચેષ્ટ થવા લાગે તેવી સ્થિતિમાં અધિક બેભાન થયાં. પંડિતજીને જ્યારે છેવટની સ્થિતિ જણાઈ ત્યારે તેમની આજ્ઞા પ્રમાણે તેમને ગોમયોપલિપ્ત અને કુશાસ્તૃત સ્થળમાં બેઠી ઉપરથી નીચે પધરાવવામાં આવ્યા. ભૂશયન કરાવતા સુધીમા તેમના મુખમાંથી મંદમંદ હરિનામાક્ષરો ચાલુ જ હતા તે ચેષ્ટા પણ હવે બંધ થતી માલૂમ પડી અને સ્વમુખારવિંદથી ભગવદ્ વચન.

नमोऽस्त्वनंताय सहस्रमूर्तये सहस्रपादाक्षिशिरोरुबाहवे ।
सहस्रनाम्ने पुरुषाय शाश्वते सहस्रकोटीयुगधारिणे नमः ॥

"બસ આ શ્લોક ઉચ્ચારતાં તેમનો આત્મા ગોલોકમાં ચાલ્યો ગયો. આમ સં. ૧૯૫૪ના માગસર સુદ ૯ ની રાતે પંડિતજીએ આ ભૂતલનો ત્યાગ કર્યો. તેમના વિદેહ થવાના સમાચાર જેમ જેમ ફેલાતા ગયા તેમ તેમ લાખો પરિચિતો તથા અસંખ્ય સ્વજનો શોકમગ્ન બની ગયા. ને સર્વ એક સ્વરે કહેવા લાગ્યા કે પંડિતજીની ખોટ કોઈ કાળે પૂરી પડવાની જ નથી.

હવે જ્યારે પંડિતજીનો આત્મા ચાલ્યા ગયાના સમાચાર નિર્જીવવત્ થયેલાં તેમનાં પત્ની રુકમાવતીને સાંપડ્યા ત્યારે તેઓ બેભાન થઇ ગયાં. તોપણ ધર્મ પ્રમાણે તેમના પતિનું સ્નાન કરાવવામાં આવ્યું ને તેમના સૌભાગ્યકંકણનો ભંગ કરવામાં આવ્યો, ત્યારે તેઓ એટલું જ બોલ્યાં કે એ શું કરવા કરો છો? હું એમની સાથે જ જવાની છું. એમ બોલી મૌન ગ્રહણ કર્યું ને બીજે જ દિવસે સાંજના સૂર્યાસ્ત સમયે એટલે માગસર સુદી ૧૧ મોક્ષદા એકાદશીએ તેમણે અનુગમન કર્યું. આ વખતે પંડિતશ્રીને આઠ દસ માસની એક નાની પુત્રી હતી શ્રીભાવનગરના ઠાકોર સાહેબ સર ભાવસિંહજી બહાદુરે એ પુત્રીના દીર્ઘ કાળના પોષણ માટે ત્રણસો રૂપિયા વર્ષાસન ઠરાવ કરી આપવાનું ઔદાર્ય બતાવ્યું. પણ થોડા માસમાં તે પુત્રી પણ પરલોક પ્રયાણ કરી ગઈ!

(૪૨)

# પુણ્ય સ્મૃતિઓ

પંડિતજીના વિદેહ થયાના સમાચાર દેશભરમાં ફેલાતાં મુબાઈ જુનાગઢ ભાવનગર ઉમરેઠ વગેરે અનેક સ્થળોએ શોકસભાઓ હડતાલો વગેરે થઇ હતી મુબાઇમાં કોલાબાનો રૂનો જથ્થો, બદર પરનો અનાજનો વ્યાપાર તથા કાંટાઓ, શેર બજાર, નોટ બજાર, ગુર બજાર, ત્રણ કાપડ મારકીટો, મૂલેશ્વર ને માડવીની દુકાનો, શેઠ ગોકળે ને કોટ સસ્કૃત પાઠશાળાઓ, દુર્ગાદેવી સ્કૂલ, વગેરે અનેક બજારો ને સસ્થાઓ બધ રહી હતી એ ઉપ ત સટ્ટા બજાર, જે કોઇ પણ વખતે ગમે તેવા મોટા માણસના મરણ માટે બંધ રહેતો નથી તે પણ બધ રહ્યો હતો. મુબાઇના અને બીજા શહેરોના વર્તમાન પત્રોએ પડિતજીના અવસાનના સમાચાર ઉપર મોટા અગ્રલેખો લખી પડિતજીના પધારી જવાથી દેશની ધાર્મિક પ્રવૃત્તિને ભયકર ફટકો પડયો છે, તે જણાવ્યુ હતુ ગુજરાતીમાં જણાવવામાં આવ્યુ હતુ કે "વિદ્દ્વરોના શિરોમણિ, ભારતમાર્તણ્ડ, વેદાતભટ્ટાચાર્ય, આશુ–કવિ, મહાત્મા શ્રી. ગટ્ટુલાલજીના વૈકુંઠવાસના હૃદયભેદક સમાચાર ગયા ગુરુવારે મુબાઇમાં ફરી વળતા તમામ લોકોના મુખ ઉપ શોકની છાયા છવાઇ રહી છે એ પડિતજીના મરણથી આર્યવિદ્યાનો એક સ્તભ તૂટી પડયો છે. કવિકુલગુરુ કાલિદાસાદિકના અસાધારણ શીઘ્રકવિત્વ અને અવધારણા તે આ નિસત્ત્વ સમયમાં સત્ય થતાં છે શાસ્ત્રોના મર્મવેત્તાનુ નિર્વાણ થયુ છે. વિશ્વામિત્ર વશિષ્ટ સમાન વૈદિક કર્માગ્રહી મહર્ષિ અદૃશ્ય થયા છે, કવિ શ્રીપતજતિ પેરે

લેખક ભટ્ટાચાર્યે ભૂલોક તજી દીધો છે, અભ્યાગત અને અતિથિઓનો કલ્પતરુ આજ શુષ્ક થયો છે વિદ્વાનોની કસોટી કરનાર વિદ્વાન ભૂમિ પરથી ઊડી ગયો છે ધર્માચાર્યોના સિદ્ધાંતનુ

સમર્થન કરનારો મહાન યોદ્ધો અદૃશ્ય થયો છે. વિદ્યાનો વિલાસ વિનાશ પામ્યો છે. મુંબઈએ જ નહિ પણ ભારતવર્ષે એક રત્ન ગુમાવ્યું છે."

"આ વર્ષે ત્રણ મરણ મહા શોકજનક નીવડ્યાં જે. રા. ઝવેરીલાલ, નૃસિંહાચાર્ય ને આ પંડિત ગટ્ટુલાલજી. પંડિત શ્રીગટ્ટુલાલજી એક મહાત્મા અને દૈવી જીવ હતા. તેમના નામથી મુંબઈએ પણ પોતાના સૌભાગ્યનો વધારો કર્યો. આવા મહાત્માનું નિર્વાણ સાંભળીને પત્થરનું હૃદય પીગળી જાય." × × ×

"તેમને પ્રાચીન સંસ્કૃત ગ્રંથોનો ઉદ્ધાર કરવાની, વૈદિક કર્મોનો પ્રચાર કરવાની, હિંદુઓમાં ધર્મની કેળવણી ફેલાવવાની, તથા રાજા પ્રજા વચ્ચે ઐક્ય કરાવવાની બહુ ઉત્કંઠા હતી. પોતે વૈદિક કર્મો કર્યા વિના જળ પણ લેતા ન હતા. રાત-દિવસ શાસ્ત્રશોધન અને ચિંતન ચાલુ હતું. ભોજન ભોજનને ઠેકાણે પડી રહેતું અને નિદ્રા પણ બિચારી પ્રતીક્ષા જ કર્યા કરતી હતી. કેટલાક દિવસો એવા જતા કે રાત્રિ વીતી જઈને પ્રભાત થઈ જતું ત્યારે પંડિતજી પુસ્તક વંચાવવું બંધ કરતા હતા" × × ×

"પિતાના પરલોકવાસ થયા પછી પોતે વ્યવહારના કામમાં વિશેષ ભાગ લેવા લાગ્યા હતા. તેમણે શ્રીવલ્લભાચાર્યના સંપ્રદાયના આચાર્યોને સુધારવા માટે બહુ બહુ પ્રયત્નો કર્યા હતા. મોટા મંદિરના મહારાજ જીવનજીનું નામ આજે વિદ્વાનોમાં જે બોલાય છે, તથા દેવકીનંદન આજે કેળવાયેલા વૈષ્ણવોમાં માનપાત્ર થયા છે, અને તે મહારાજને શાસ્ત્ર ને શાસ્ત્રીઓ તરફ અભિરુચિ થઈ છે, તે સર્વ પંડિતજીના મહા પ્રયત્નનું ફળ છે. × × ×

પોતાના સંપ્રદાય પાછળ તન, મન, અને ધનનો વ્યય કરીને સારી રીતે સેવા બજાવી છે. અને વખતોવખત પરમતાવલંબીઓના તરફથી થયેલા હુમલાઓથી સંપ્રદાયનું વારંવાર રક્ષણ કર્યું

છે. અને નવીન ગ્રંથો રચીને શુદ્ધાદ્વૈત સંપ્રદાયને પણ બીજા સંપ્રદાયોની પંક્તિમાં મૂકવાનું મોટું માન મેળવ્યું છે. × × ×

"પંડિતજીને ક્ષય હોવા છતાં પોતાના યોગબળથી ઇશ્વરસેવામાં ને નિત્યાદિક કર્મ કરવામાં તથા લોકહિતાર્થ કામમાં કાળ ગાળતા હતા. મહાત્માઓનાં ચરિત્ર બોધક અને અનુકરણીય હોય છે કેમ કે તેઓના ચરિત્રનો ભાગ દૈવી કથાઓથી ભરપૂર હોય છે, ને શ્રવણ કરવાથી પાપ દૂર થાય છે, દુષ્ટવાસનામાં ભટકતું મન સ્થિર થઇ ધર્મ ઉપર શ્રદ્ધાવાળું થાય છે."

"એમની વિદ્વત્તાથી સરકાર પણ વાકેફ હતી. આર્યધર્મ સંબંધી કોઇ મોટો કાયદો ઘડતા પહેલાં એમની સલાહ અને વિચાર પૂછાતા હતા. પ્રો. દેવમેન, મોનીઅર વીલીયમ, પ્રો. પીટરસન, સર એડવીન આર્નલ્ડ, આદિ અંગ્રેજો પંડિત ભગવાનલાલ ઇંદ્રજી, કલકત્તા હાઈ કોર્ટના ચીફ જસ્ટીસ અને સર રમેશચંદ્ર મિત્ર આદિ જે જે વિદ્વાનોએ એમની મુલાકાત લીધી હતી તે સર્વે પંડિતો પંડિતજીની અકલ્પ્ય અમોઘ શક્તિથી સાનંદાશ્ચર્યમાં મગ્ન થતા હતા."

દેના બેન્કવાળા દેસાઈ દેવકરણ નાનજી સ્વગુરુ ભા મા. પંડિતશ્રીના સ્મરણાર્થે રૂા. ૫૦૦ કોટ સંસ્કૃત પાઠશાળામાં ભરી શાળાના ઉત્તેજક બન્યા.

પંડિતજીના ગોલોકવાસ નિમિત્તે મુંબાઇમાં તેમ જ ભારતવર્ષમાં ઘણી સભાઓ ભરાઈ હતી, ને શોક તથા સ્મારકફંડ માટે ઠરાવ થયા હતા આર્યસુધર્મોદય સભાના પ્રમુખ ત્રિભોવનદાસ વરજીવનદાસ તથા શ્રી દ્વારકાદાસ ઓધવજીએ પંડિતજીના ગોલોકવાસ નિમિત્તે સભાઓ ભરી, સ્મારક કરવા પ્રયત્ન કર્યો હતો. વળી માધવબાગમાં એક મોટી સભા ગો. શ્રી દેવકીનંદનાચાર્યજીના પ્રમુખપદે ભરાઇ હતી. તેમાં વૈષ્ણવો, હિંદુઓ ને જૈનોની હજારોની સંખ્યા હતી તેમાં મુંબાઇના જાણીતા નાગરિક ડૉક્ટર ભાલચંદ્રે નીચેનો ઠરાવ સભા આગળ રજુ કર્યો હતો

"પંડિતજીના મરણથી આર્યાવર્તને ન પુરાય તેવી ખોટ ગઈ છે. એમને પોતાના વિજયવંત અલૌકિક જીવનચરિત્રમાં ઉપદેશ ચરિત્ર તથા ધર્મ નીતિ, સાંસારિક અને વ્યાવહારિક વિષયોમાં આ લોકની સ્થીતિ સુધારવા અમૂલ્ય સેવાઓ બજાવી છે તથા પરમાર્થમાં સ્વાર્થ સમજી આ લોકો ઉપર અનંત ઉપકાર કર્યો છે. એવા સુપ્રસિદ્ધ મહાત્માના મરણથી આ સભા શોક કરે છે. અને તે માટે એક સાત્વનપત્ર એ મહાત્માના સંબંધીઓ ઉપર મોકલવો, એવો ઠરાવ આ સભા કરે છે." આ ઠરાવને શ્રી. જમીયતરામ નાનાભાઈ હરિદાસે ટેકો આપી પંડિતજીના જીવન ને જ્ઞાન માટે બહુ સ્તુતિ કરી; પછી વધુ ટેકો મંગળદાસ જમનાદાસે આપતાં ગદગદ કંઠે તેમના ગુણો વર્ણવ્યા હતા. ત્યાર બાદ જાણીતા વિદ્વાન ડૉ. ભાંડારકરે પંડિતજીના જ્ઞાનબળ, સ્મરણશક્તિ તથા બુદ્ધિબળનાં વખાણ કરી જણાવ્યું કે "તેઓ વિદ્વાન હોવાથી કોઇનું પણ માન રાખતા." ને પછી તેમના સ્મારકફંડ માટે ઠરાવ મૂક્યો. તે પછી આર્યસમાજના મુખ્ય મંત્રી થા. સેવકલાલ કરસનદાસ, વડોદરા રાજ્યના દીવાન બહાદુર મણીભાઈ જશભાઈ, શ્રી અમરચંદ પરમાર, શ્રી લક્ષ્મીદાસ ખીમજી વગેરેએ પંડિતજીના સ્મારકફંડ અંગે વિવેચન કર્યું.

છેવટે પ્રમુખપદથી આચાર્યશ્રીએ જણાવ્યું હતું કે મરતી વખતે પૈસો કંઇ સાથે આવતો નથી. માત્ર કીર્તિ પાછળ આવશે માટે પંડિતજીની યાદગીરી રાખવાના કામમાં પોતાની શક્તિ મુજબ હિસ્સો આપવાની સર્વેને હું ભલામણ કરું છું."

આ પછી સભામાંજ ૭ સાત હજાર રૂપિયા ભરાયા.

જ્યારે પંડિતજીના ગોલોકવાસના સમાચાર શ્રીનાથદ્વારા ગયા ત્યારે તિલકાયતશ્રીને ઘણું લાગી આવ્યું. તેમનું હૃદય ગુરુચરણના (આપશ્રી પંડિતજીને પોતાના ગુરુ ગણતા) અવસાનથી વિશ્રાંતિહીન

થઇ ગયુ. તેમનો ગુરુચરણ પ્રત્યે અસાધારણ પ્રેમ હતો. એટલું જ નહિ, પણ આર્ય વિદ્યા ને તેમાં પણ ખાસ કરીને વૈષ્ણવ સંપ્રદાયના તત્ત્વવિદ્યાના જાણકાર અને સ્વધર્મના સુક્ષ્મ તત્ત્વોના જાણકાર, બોધક અને સ્વધર્મમાં સાચા શ્રદ્ધાળુ મહાત્મા તરીકે શ્રી લાલાજીની (શ્રી ગોવર્ધનલાલજી તિલકાયતની) પૂર્ણ પૂજ્ય બુદ્ધિ હતી. તેમની પાછળની વ્યવસ્થા યોગ્ય રીતે થાય તે માટે આપશ્રીએ ઠરાવ કરી, લાગણી દર્શાવી, તથા ઔર્ધ્વદૈહિક ક્રિયા સ્વધર્મ મર્યાદા પ્રમાણે થાય તે માટે પંડિતજી સ્વજી કાલીદાસને ભાવનગર મોકલ્યા.

પેટલાદમાં મે. દિવાન બહાદુર મણિલાલ જશભાઇના પ્રમુખપણા નીચે સભા ભરાઇ હતી. તથા આખા ગામે હડતાલ પાડી હતી, ને જાણીતા શાહર વિદ્વાન શ્રીહીરાલાલ વ્રજભૂખણદાસ શ્રોફ બી. એ. એલ્. ટી. એસ. વગેરે તરફથી એક મોટું ફંડ કરી ભારત માર્તંડ પંડિત ગટુલાલજી ધાર્મિક પુસ્તકાલયની સ્થાપના કરી હતી. આ પુસ્તકાલયમાં શ્રીશ્રોફે પાંચ હજાર પુસ્તકો ભેટ આપ્યાં હતાં.

વૃન્દાવનમાં ગૌડ સંપ્રદાયના અનુયાયી શ્રીરાધાચરણ ગોસ્વામી વગેરેએ પંડિતજીના સ્મરણમાં ગાયને પાણી પીવા માટે પત્થરનો હવાડો રાસા ક્ષિન્દ પાસે બંધાવ્યો હતો.

મેધપુરથી પંડિતજીના શિષ્ય શાસ્ત્રી રામકર્ણ અને સ્વામકર્ણ તરફથી ભારતમાર્તંડ નામનું માસિકપત્ર શરૂ કર્યું. તેવી રીતે પુસ્તક પ્રચારક મંડળી જેનું સંચાલન પંડિતજીના શિષ્ય રામદાસ કાશીદાસ મોદી કરતા હતા, તેમણે પોડશગ્રંથો, ગીતાર્થ મહાભારત વગેરે પ્રગટ કર્યાં છે. તેમણે પંડિતજીના સ્મારકમાં શ્રીભાગવત અન્તર્ગત ગજેન્દ્ર મોક્ષનું સ્તોત્ર નિત્ય પાઠ કરનારને વિના મૂલ્યે આપવા માંડયુ હતું. વળી પંડિતજીની સંસ્થામાં શ્રીવિઠ્ઠલદાસ રાજારામ દવાએ ભારતમાર્તંડ સ્મારકમાં આર્ય ધર્મ પત્રિકા બહાર પાડવાની શરૂ કરી હતી. જે લગભગ દશ વર્ષ ચાલી હતી. વળી આર્ય ધર્મ ગુચ્છ માસિક પણ પ્રગટ કરવામાં આવ્યું હતું. તેવી રીતે વૈષ્ણવ વાર્ષિક પત્ર શાહ ગુલાબદાસ કરસનદાસ પ્રગટ કરવા લાગ્યા હતા.

આવી રીતે પંડિતજીના સ્મરણમાં અનેક સ્મારકો શરૂ થયાં હતાં.

## પ્રશસ્તિ કાવ્યો

પંડિતજીના ગોલોકવાસથી ભારતવર્ષના ધાર્મિક જનોમાં શોકની એક ઘેરી છાયા ફેલાઇ ગઇ હતી. તે તે શોકછાયા કાવ્યો રૂપે સ્ફુરી હતી. તે બધી જો એકત્ર કરી છપાવવામાં આવે તો એક દળદાર ગ્રંથ થાય, પણ તેમાંથી તેમાંની થોડીક પ્રશસ્તિ નીચે આપી છે.

શાસ્ત્રીજી શંકરલાલ માહેશ્વર જામનગરના પ્રશ્નોરા નાગર અને ગુજરાતના એક શીઘ્રકવિ હતા. તેમણે પોતાની વિદ્યાશક્તિનો પરિચય કરાવી જામસાહેબની કૃપા મેળવી હતી. વળી તેઓ શાંકર વિદ્વાન હતા. પંડિતજી તેમના કરતાં કંઇક નાના હતા, છતાં શાસ્ત્રીજીનો તેમની પ્રત્યેનો આદર અદ્ભુત હતો. તેમણે પંડિતજી માટે શોકદર્શક એક સુંદર દશક લખ્યું છે.

લાડ્આર્ઇતનૂજનુષુ ચ, ધનશ્યામાત્મજાતેષ્વહો,
વિદ્વન્મૌક્તિકમાલિકોજ્જ્વલમણિષ્વાશાતવિખ્યાતિષુ;
શ્રીગોવર્ધનપંડિતેષુ વિધિના, નીતેષુ વિષ્ણોઃપદમ્-ધ્રુવપદ,
હા હા હંત હતૈવ સા સુજનતા, ચાજ્ઞતા અદ્ભુતા (૧)
સૌજન્યામૃતસાગરેષુ કવિતા સામ્રાજ્યસિંહાસના-
ધિષ્ઠાત્ પ્રવરેષુ પંચનદિ, સદ્‌વંશૈકમુક્તાત્મસુ, શ્રીગોવર્ધન- (૨)
શ્રીરાધાહૃદયપ્રિયાંધ્રિકમલદ્વંદ્વૈકમગ્નાત્મસુ,
શ્રીભારતવર્ષહર્ષદસુધામાધુર્યધુર્યોક્તિષુ- શ્રીગોવર્ધન- (૩)
સદ્વિદ્યાસરિદબ્ધિષુ પ્રણયિતા, પીયૂષપાયોધરે-
ષ્વૌદાર્યોર્જિતવૈર્ય ધામસુ જગત્પ્રખ્યાતસત્કીર્તિષુ. શ્રીગોવર્ધન- (૪)
નિઃસ્તમાનુપમાપ્રમામૃતમહા દૂપારપારંગમ,
પ્રશ્નેષ્વાર્યવિભૂષણેષુ સહજપ્રજ્ઞાપ્રસારેષ્વહો. શ્રીગોવર્ધન- (૫)
શાસ્ત્રિહતમનન્યતુલ્યમગલત્તાસા હતા વક્તૃતા.

શક્તિઃ કાપિ મૃતેવ સા સુકવિતા શક્તિશ્ચનૈસર્ગિકી;
તે તેઽન્યેપિ ચ સદ્ગુણાશ્ચ, સહજાઃ સૌહાર્દમુખ્યા હતાઃ
શ્રીગોવર્ધન પંડિતેષુ વિધિના નીતેષુ વિષ્ણોઃ પદમ્. (૬)
તેષ્વદ્યાશુકવીશ્વરેષુ કમલાપ્રાણપ્રિયપ્રેમતઃ,
સંપ્રાપ્તેષુ રમાહ્દીશસદનં ગોવર્ધનાખ્યેષ્વહો
શુષ્કાઃ સત્કવિતામૃતાચ્છસરિતઃ સંતપ્તતાપાપહા
વિદ્વન્માનસમંશહંસસુખદા, સચ્છબ્દરત્નોજ્જ્વલા. શ્રીગો૦ (૭)
ન ત્વં માનવરત્નચૌર્યકરણખ્યાતેન તેન ધ્રુવમ્
કાલેનાતિખલેન ભારતમહારત્ને બલાચ્ચોરિતે
ગોવર્ધનપંડિતે કિલ ખિન્ના જાતાઽખિલા સાંપ્રતં
શ્રીમદ્ભારતભૂમિભૂષણ મયં શાસ્ત્રાદ્રરત્નાવલિઃ (૮)
હા નિષ્ફલ વિલપનં પ્રવિલાપ કોટ્યાઽપ્યેષાં તુ દુર્લભતરં મિલનં પુનર્નઃ ।
આશાસ્મહે તદિહ કેવલમેતદેવ શ્રીચંદ્રચૂડમણિનમ્ય સહસ્રવારમ્ (૯)
પિત્રોર્ગુરોશ્ચપરમેષ્ઠિતુરિંદિરાયાઃ પાદામ્બુજેષ્વમલયાઽચલયા ચ ભક્ત્યા
આજન્મનો રચિતયા પરિતુષ્ટ ઈશ્વરસ્તેભ્યઃ પ્રયચ્છતુતરાં વર મોક્ષલક્ષ્મીમ્ ॥

(૨) શુદ્ધાદ્વૈત તત્ત્વજ્ઞાનના એક સમર્થ વિવેચક શાસ્ત્રીજી છગનલાલ અમરજીના ઉદ્ગારો નીચે મુજબ છે.

માર્તંડેતિશતાવધાનવિધિના, ખ્યાતિં ગતા ભારતે
શીઘ્રં કાવ્યવિધાનતશ્ચ સતતં શાસ્ત્રીયસંપત્તિતઃ
ભટ્ટાચાર્યપદામ્બુજઃ શ્રુતિશિરસ્તત્ત્વપ્રસરાઃ સંસદિ
વ્યાખ્યાનેષુ વિદ્વદ્વિનોદજનકા લાલ-મહાપંડિતાઃ (૧)
તેહા ! પંચનદીતટુપાહ્વયુતગોવર્દ્ધનાખ્યારહો
સ્વર્ગવાસપ્રિયતાં કૃતા કિમધુના દૈવાદુપાલંભને-
ર્મેમામૃતકવિતા લતા સુજનતા શાન્તિગતા સામ્પ્રતમ્
શાસ્ત્રાર્થપ્રિયતા ગતા સ્મૃતિરપિ પ્રામાણ્યમેવાશ્રયત્ (૨)

શતાવધાનતાના વિધિવડે શીઘ્ર કાવ્યો કરવાની અને ઉંમેશાં શાસ્ત્ર સંબંધી સંપત્તિથી જેઓ ભારતભૂમિમાં માર્તંડ એવી પ્રસિદ્ધિને

પામેલ હતા, વેદાંત ભટ્ટાચાર્યના પદને ધારણ કરનારા હતા ને સભામાં આગળ પડીને વ્યાખ્યાનો આપતા હતા, ને વિદ્વાનોમાં વિનોદ ઉત્પન્ન કરનાર હતા, જેઓ મહાપંડિત હતા, તે પંચનદી ઉપનામવાળા ગોવર્ધન નામના પંડિતે પોતે જ અરે સ્વર્ગવાસ પ્રિય કર્યો ત્યારે હવે દૈવ વગેરેને ઠપકો આપવા આદિ ઉપચાર કરવાથી શું થાય તેમ છે! કવિતારૂપ લતા કરમાઇ ગઇ છે. સુજનતા શાંત થઇ છે. હવે શાસ્ત્રોમાં પ્રિયપણું જતું રહ્યું છે, સ્મૃતિ પણ પ્રમાણ કોટિનો આશ્રય કરીને રહી છે. (અહીં સ્મૃતિ શબ્દના અર્થ અઢાર સ્મૃતિ ને સ્મરણ શક્તિ છે. તેમાંથી સ્મૃતિ શક્તિ પંડિતજી સાથે ગઈ, એટલે શ્રુતિ સ્મૃતિ ને પુરાણ વગેરે જે પ્રમાણે મનાય છે, તે પ્રમાણતાનો જ આશ્રય સ્મૃતિએ કરેલો છે. અર્થાત્ સ્મરણશક્તિ જતી રહી છે.)

(૩) તેવી રીતે આગાશે ગણેશ શર્મા જેઓ ધૂલ્યા નામના ગામમાં અંગ્રેજી શાળાના મુખ્યાચાર્ય હતા તેમણે શ્રીપંડિત ગટ્ટુલાલ પ્રશસ્તિ નામે પચ્ચીસ શ્લોક વિરહના લખ્યા છે. શ્રીઆગાશેને પંડિતજીનો પરિચય પુનામાં થયો હતો પંડિતજી પુના પધાર્યા ત્યારે શ્રીઆગાશે ડેક્કન કોલેજમાં અભ્યાસ કરતા હતા. તે વખતે કોલેજમાં એક નાટકમાં મૈત્રેયનો પાઠ ભજવ્યો હતો. ત્યારથી પંડિતજી તેમને ભવાન્ મૈત્રેય એમ કહેતા.

આ શ્લોકો કવિ શિવાનંદ કૃત પં. ગટ્ટુલાલજી જીવન સ્મરણ અને સંપ્રદાય સ્વરૂપ નામના ગ્રંથમાં છાપયા છે. તે શ્લોકોમાં પંડિતજીની વિવિધ શક્તિઓનો સારો પરિચય આપ્યો છે. તેવી રીતે કવિ કાવ્ય રત્નાકર શ્રીનવનીતભટ્ટ શર્મા જેઓ મથુરાના હતા, ને પુષ્ટિમાર્ગના ધુરંધર પંડિત હતા તેમણે તથા તેવા જ બીજા ધુરંધર પંડિત રમાનાથ ભટ્ટ એમણે પણ પંડિતજીની પ્રશસ્તિના શ્લોકો લખ્યા છે. વળી પંડિતજીના શિષ્યો ગ્રોધકવિ નંદકિશોર શાસ્ત્રી તથા વૈદ્યશાસ્ત્રી માધવજી ગોપાલજીએ પણ પ્રશંસાના શ્લોકો કર્યા છે.

જેમ, સંસ્કૃત ભાષામાં પંડિતજી માટે પ્રશસ્તિશ્લોકો અનેક વિદ્વાનોએ લખ્યા છે, તેમ ગુજરાતી સાહિત્યમાં પણ પંડિતજીના ગોલોકવાસનાં અનેક કાવ્યો લખાયાં છે. શ્રી. એમ. પી. ગાંધીએ હરિગીત છંદમાં એક મોટું કાવ્ય લખ્યું છે.

> વેદાન્ત ભટ્ટાચાર્ય શીઘ્ર કવિ હતા સૃષ્ટિ મહીં,
> વિદ્વાન લોકની દષ્ટિમાં જોડું જ જેનું જડે નહિ,
> સ્વર્ગવાસ થયા થકી તો આર્યસ્તંભ તૂટી પડ્યો,
> પંડિત શ્રીગટ્ટુલાલજી સ્વર્ગે સદા સુખમાં રહો.

(૨) શબ્દાર્થસિંધુના કર્તા શ્રી. વિઠ્ઠલદાસ રાજારામ દલાલ, જે પંડિતજીના પ્રિયશિષ્ય હતા તેમણે વિરહપચ્ચીસી દોહરામાં રચી છે. જે જીવન સ્મરણમાં છપાઈ છે, તે પૈકી થોડી કડીઓ નીચે મુજબ છે.

> ભૂ ભારત માર્તંડનો, થયો અસ્તતો આજ
> પંડિત ગટ્ટુલાલજી, ગયા ગુરુ મહારાજ (૧)
> × × ×
> સૌરાષ્ટ્રે તો ઓપર્યા, સૌરાષ્ટ્રે સન્માન
> પામી સૌરાષ્ટ્ર થયા, આપ જ અંતર્ધાન. (૧૬)
> × × ×
> માર્ગશીર્ષ શુભ માસ જે, શ્રીહરિ તણી વિભૂતિ
> અગિયારસ પણ મોક્ષદા, પામ્યા સંધ્યાપૂર્ત (૧૮)

(૩) શ્રી. ગોવર્ધનદાસ લક્ષ્મીદાસ ભાટીયા એક સારા ધર્મપ્રેમી લેખક ને પુસ્તક પ્રકાશક હતા. તેમણે પંડિતજીના ગોલોકવાસ નિમિત્તે સવૈયા લખ્યા છે.

> વેદપુરાણ ન્યાય વ્યાકરણે જોતીષ કવિતામાં નહીં મણા,
> એકદેશી વિદ્યામાં દિસે દમણાં દાંભિક પંડિત ઘણા.
> વિનય ઉદારપણાની સીમા સમદષ્ટિ એવો નહીં કોય
> ઉત્તમ મધ્યમ કનિષ્ટ સરખું માનપાન પામે સૌકોય,

અતિથિને પાછા નવ વાળે, જનકલ્યાણ સદા ચાહનાર,
સારે રસ્તે કોણ ચલાવે, અને વિચાર કર્યો કિરતાર;
આ શું ભૂલ કરી જગદીશે, એ સમાન એકે નહી દાસ
બોલાવી નિજ પાસે પાળિયો, જગમાં સૌને કરી ઉદાસ.

(૪) પંડિતજીની પ્રશંસાના કાવ્યો જૂનાગઢમાં માનપત્ર વખતે ગવાએલાં તેમાંની કડીઓ.

રાગઃ–કલ્યાણ ત્રિતાલ

ધર્મ ધુરંધરધીર વિબુધવર, પરમ પુનીત સુનીતિપ્રવિણ
જગદુદ્ધારક ભીતિનિવારક, ભવસાગરતારક જનદીન
વેદશાસ્ત્રસંપન્ન શીઘ્રકવિ, શતાવધાની શુભગુણવંત
શ્રીયુત્ ગટ્ટુલાલજી ગુણનિધિ જય જય જય ભારતમાર્તંડ

(૫) વસંત તિલકા:–

નાના પ્રકાર નરરત્ન પરંપરાથી, આ જીર્ણદુર્ગ ધરણી બહુ માન પામી;
તેને પ્રસિદ્ધ જગમાં ફરી આજ કાલે, વાગ્દેવતા[1] વપુ ધરી કરી ગટ્ટુલાલે
એવો પરોપકૃતિ પૂરિત શુદ્ધ ધર્મ, સંતોષતા જગત જેમ સુબોધ કર્મ
આ જીર્ણદુર્ગ જન મંડળને[2] સ્વભાવે, સદ્બોધ દાનથી કૃતાર્થ કર્યું સ્વભાવે[3]

(૧) સરસ્વતી (૨) પોતાપણાથી (૩) પ્રકૃતિથી.

રાગ લલિત

(૭) ગુણનિધિ ગુરુ ગટ્ટુલાલજી, પ્રભુપદે ગયા પૂર્ણ પ્યારથી,
ભરતખંડનાં મંદ ભાગ્યનો, અરર અસ્ત થયો સૂર્ય હિંદનો (૧)

\+ \+ \+

અખૂટ શાસ્ત્રનો કોશ લૂટિયો, ધરમનો ખરો સ્થંભ તૂટિયો
સરસ હાસ્ય શૃંગાર નષ્ટ થયો, અરર અસ્ત થયો સૂર્ય હિંદનો
સુનીતિ સત્ત્વનું તત્ત્વ તો ગયું શિશુ મમત્વ તો અસ્તવ્યસ્ત થયું,
કદરદાન વિદ્વાન ક્યાં ગયો, અરર અસ્ત થયો સૂર્ય હિંદનો

\+ \+ \+

સતત ભક્તિની શક્તિ નાશ થઈ, અતિ ચમત્કૃતિ યુક્તિની ગઈ
રસિનિધિ વિધિ શુષ્ક શું કર્યાં, અગર અસ્ત થયો સૂર્ય હિંદનો

આમ સંસ્કૃત ને ગુજરાતી ભાષામાં પંડિતજી વિષેનો પ્રેમ વ્યક્ત થયો હતો. તેવી રીતે હિંદી ભાષામાં તે તે પ્રદેશના વિદ્વાનો અને ધાર્મિક જનોએ અંજલિ આપી હતી. આ વિષે સદુપદેશમાર્તંડના ઉપોદ્ઘાતના આઠમા પાનામાં જણાવ્યું છે કે:

" અને પંડિતજીના પરલોક ગમનથી અખિલ ભારતવર્ષને થયેલી શાશ્વત હાનિ માટે ખેદોદ્ગાર પ્રસંગે કાવ્ય અને લેખોદ્વારા ભારતવર્ષના અનેક વિદ્વાનોએ પોતાની લાગણી પ્રદર્શિત કરી છે." પણ કમભાગ્યે તે બધનો સંગ્રહ ન કોઈ વૈષ્ણવે કે તેમના શિષ્ય કે સાહિત્યપ્રેમીએ કર્યો. જો તે સંગ્રહ થયો હોત તો આપણને તે જમાનાના બધા મોટા માણસોના પંડિતજી વિષેના આદરભાવની સ્પષ્ટ સમજ પડત.

## (૪૨)
# સાહિત્ય સેવા

"દયાનંદ સરસ્વતી, શાસ્ત્રી શંકરલાલ, ગટ્ટુલાલજી એ આપણા સંસ્કૃતાચાર્યો નવશિક્ષણનાં ફળ ન્હોતાં. વેલી વેત્રી ફૂલડાં ખરતાં, મહામહોપાધ્યાયની લેખનીમાંથી સંસ્કૃતના સરોવર નિર્ઝરતાં તે પુણ્ય સરોવરો સમાં એ પાવનકારી હતાં." પા. ૮૭ ગુરુદક્ષિણા–કવિ શ્રીન્હાનાલાલ.

પંડિતજીનું સામાન્ય જીવન આપણે જોઇ ગયા તે ઉપરથી સ્પષ્ટ માલમ પડે છે કે તેમના જીવનમાં ધર્મ અને સાહિત્ય વાણા તાણા રૂપે ગુંથાએલું હતું. લગભગ આગિયાર વર્ષની વયે તેમનામાં પ્રકટરૂપે સાહિત્ય ને કાવ્યની ચમત્કૃતિ જન્મી હતી. તે અદ્ભુત શક્તિવાળી ચમત્કૃતિથી ઉત્પન્ન થયેલું સાહિત્ય તે કાળના હજારો સાહિત્યરસિકો ને ધર્મપ્રેમીઓની પ્રેરણારૂપ બન્યું હતું તેમનામાં સાહિત્ય ભણવાનો તથા લખવાનો કેવો રસ હતો તથા તેના ઘડતરમાં મહત્ત્વનો ફાળો કેવી રીતે ભજવાયો હતો તે બીના જાણવા જેવી છે. સામાન્ય રીતે પંડિતજીએ પોતાના પિતાજી પાસે સદ્વિદ્યા પ્રાપ્ત કરી હતી. તેઓ પોતે જણાવે છે કે.

> શારીરનયનરહિતં નાઽભૂદૈન્યસ્ય સાધનં કિલ મે
> યદ્દયા શાસ્ત્રદૃશો નિજજનકં તં ભજે ઘનશ્યામમ્
>
> સત્સિદ્ધાંતમાર્તંડ પા. ૪૪૬

મારૂ શરીર નયનથી રહિત હોવાથી, આખથી થતા કોઈપણ કાર્ય માટે હું યોગ્ય ન હતો, તથાપિ જેમની કૃપાથી મને શાસ્ત્રરૂપી નેત્ર મળ્યાં, તે મારા પિતા ઘનશ્યામ ભટ્ટજીને હું ભજું છું. આમ પિતાજી પાસેથી તેમણે વિદ્યા પ્રાપ્ત કરી. તે એવી રીતે કે આસોમાસની નવરાત્રમાં કોઈપણ નવો ગ્રંથ કે વિષય તેઓ દરવર્ષે લેતા ને પિતાજી પાસે સાંગોપાંગ શીખતા. સામાન્ય રીતે સનાતની વિચારના વિદ્યાના ઉપાસકો તથા વિદ્યાર્થીઓ આસો સુદ ૬ કે તે પછીની મિતિથી

વિદ્યાની અધિષ્ઠાત્રી શારદા દેવીનું પૂજન કરે છે. મૂળ નક્ષત્રમાં સરસ્વતી દેવીની (ગ્રંથની) સ્થાપના કરવામાં આવે છે. પૂર્વાષાઢામાં તેનું પૂજન કરવામાં આવે છે ને ઉત્તરાષાઢામાં તેનું બલિદાન દેવાય છે. ને શ્રવણ નક્ષત્રમાં તેનું વિસર્જન કરાય છે. વળી કેટલાક વિદ્વાનો આ પૂજન-વિધિમાં પડતાં કોઈપણ નવા ગ્રંથનો આરંભ આ સમયમાં ભણવા માટે કરે છે. પંડિતજી સરસ્વતી વિસર્જન કર્યા બાદ દરવર્ષે નવો ગ્રંથ શીખવાનો આરંભ કરતા હતા. ને તે પોતાના પિતાશ્રી ઘનસ્યામ ભટ્ટ પાસેથી શીખતા. શરૂઆતમાં કેટલાક વર્ષો તેઓ ભણ્યા તે સમજી શકાય છે. પણ પંડિતજી ભારતવર્ષમા સુપ્રસિદ્ધ પંડિત ને ધર્મની જીજ્ઞાસા વાળા હજારો માનવોના સદ્‌ગુરુ થયા છતાં પોતાના પિતાજી વિદ્યમાન હતા ત્યાંસુધી (સં. ૧૯૪૨ સુધી) દરેક દશેરાના દિવસ સુંધી તેઓ ગુરુમુખ નવો ગ્રંથ ભણવાનો આરંભ કરતા હતા.

પંડિતજીના સાહિત્ય લેખનની શરૂઆત રુક્મિણી ચંપૂ નામના સંસ્કૃત કાવ્યથી થઇ. તે કાવ્ય તેમણે પોતાની એક સહાધ્યાયી પાસે લખાવ્યું. તે ગ્રંથમાં શ્રીરુક્મિણીજીના વિવાહની કથાનું ગદ્ય ને પદ્યમાં સરસ વર્ણન કરેલું છે તેમાં તેમણે જુદાજુદા વૃત્તો તથા અલંકાર યોજ્યા હતા. આ કાવ્ય તેમણે પિતાજીને સંભળાવ્યું. તે સાંભળી તેમના પિતાજી હૃદયમાં ખૂશ થયા ને પુત્રની સર્વોત્કૃષ્ટ કવિત્વ શક્તિની આછી ઝાંખી તેમણે આ ગ્રંથમાં કરી. પણ તે જ વખતે તેમને વિચાર આવ્યો કે જો આ કાવ્યની પ્રશંસા હું તેના મુખ પર કરીશ તો એને નવા નવા કાવ્યગ્રંથ રચવાનો નાદ લાગશે ને વેદાન્તનો અભ્યાસ છોડી દેશે. આથી તેમણે તે કાવ્યમાં કેટલાક દોષ બતાવીને પછી કહ્યું કે "કવિતા કરવી એ કંઇ વિદ્વાનનું ભૂષણ નથી, જ્યારે વેદાન્તમાં પરિશ્રમ કરે અને સિદ્ધાંતો સમજી સમજાવી શકે ત્યારે જ તે ખરો પંડિત કહેવાય. માટે આ કાવ્યમા તેં વખત ગુમાવ્યો તેને બદલે વેદાન્તનો કોઇ લેખ લખ્યો હોત તો વધારે ઉપયોગી થાત." આવાં પિતાનાં માર્મિક વચનો સાંભળતાં-પંડિતજીને રીસ ચઢી અને તેના આવેશમાં

તેમણે પોતાના સહાધ્યાયી પાસે એ ચંપૂના લખાણના બધા કાગળો માગી અને તે નીચે જઈ કૂવામાં ફેંકી દીધા. આ વાતની એમના પિતાને ખબર પડતાં તેમણે તે માટે સહજ મધુર વચનથી ઠપકો આપતાં કહ્યું કે મેં એ ગ્રન્થ નષ્ટ કરવા કહ્યું ન હતું, પણ તારા સારા માટે કહ્યું હતું ખરું પૂછે તો એ કાવ્ય પણ સરસ હતું. હશે જે થયું તે ખરું. એમાંના જે શ્લોકો તને સાંભરતા હોય તે લખાવી રાખજે. અને તે લખવા માટે એક વિદ્યાર્થીને એમના પિતાએ ભલામણ કરી. આથી પંડિતજીને ઘણો આનંદ થયો ને તે સંપૂર્ણ ચંપૂ પોતે પોતાની સ્મરણશક્તિના પ્રભાવે-પેલા વિદ્યાર્થી પાસે લખાવી દીધો. આ ઉપરથી તેમના પિતાને ખાત્રી થઈ કે આ પુત્રની સ્મરણશક્તિ સારી છે એટલું જ નહિ પણ એ તો 'શતાવધાની' દેખાય છે. પછી તેમણે તેને અવધાનનો અભ્યાસ કરાવવા માંડયો. તેમાં તો તેઓની સ્મરણશક્તિ એવી તો કેળવાઇ કે એ પંડિતને શતાવધાની તો શું પણ સહસ્રાવધાની કહીએ તો પણ તેમાં અતિશયોક્તિ નથી, એમ આખા આર્યાવર્તમાં જાણીતું થયું. આ રુક્મિણી ચંપૂ કાવ્ય સંસ્કૃતમાં છે. તે સંવત ૧૯૧૩ માં તેમની તેર વર્ષની ઉંમરે લખ્યું હતું.

પંડિતજીની સાહિત્ય રચના સંસ્કૃત ને ગુજરાતી ભાષામાં છે. સંસ્કૃત ને ગુજરાતીમાં તેમણે રચેલા ગ્રંથોની યાદી નીચે મુજબ છે.

### અ. સંસ્કૃત ગ્રંથો

(૧) યમુના લહરી
(૨) રુક્મિણી ચંપૂ
(૩) વેદાન્ત ચિન્તામણિ
(૪) સત્સિદ્ધાંતમાર્તંડ
(૫) મારુતશક્તિ
(૬) કઠોપનિષદ્વ્યાખ્યા
(૭) કૃષ્ણાભિસાર કાવ્ય
(૮) વલ્લભ સ્તુતિ રત્નાવલી ટીકા
(૯) ઘટખર્પર કાવ્ય ટીકા
(૧૦) કંસ વધ
(૧૧) બાલમુકુંદ સ્તોત્ર
(૧૨) નિબંધ ઉપર સત્સ્નેહ ભાજન ટીકા
(૧૩) વિષ્ણુ સહસ્રભાષ્ય

## અ. સંસ્કૃત ગ્રંથો

(૧૪) બ્રહ્મવલ્લીભાષ્ય
(૧૫) શાંડિલ્ય વિદ્યા ભાષ્ય
(૧૬) જીવ સ્વરૂપ નિરૂપણમ્
(૧૭) મહાવાક્ય નિર્ણય ટીકા
(૧૮) માહાવાક્યાર્થ નિરૂપણ ટીકા
(૧૯) શુદ્ધાદ્વૈત ચંદ્રોદય
(૨૦) ચંડીસપ્તશતીભાષ્ય
(૨૧) ગાયત્ર્યર્થ
(૨૨) વામન જયંતી
(૨૩) અણુ ભાષ્ય ટિપ્પણમ્
(૨૪) કૃદન્ત વ્યૂહ

## બ ગુજરાતી ગ્રંથો

(૧) શ્રીવલ્લભાખ્યાન ઉપર ટિપ્પણ
(૨) ભૂકુંડ ચરિત્ર
(૩) સુમનોવિનોદ
(૪) કામંદકીય નીતિસાર
(૫) અપ્પય્ય દીક્ષિતકૃત વૈરાગ્ય શતક
(૬) કચ્છ મહોદય
(૭) નીતિદર્શન
(૮) દશાવતારસ્તોત્ર
(૯) હૃદયદૂતસાર
(૧૦) ગીતાજી સમશ્લોકી
(૧૧) રસિકવલ્લભનું પ્રકાશન
(૧૨) બૃહદ્ કથાસારલંબક પહેલો
(૧૩) પ્રહલાદાખ્યાન ભાલણદાસ કૃત
(૧૪) આર્ય સમુદય માસિક વર્ષ ૧–૨ (૧૯૩૨–૩૩) (૧૯૪૪–૪૬)
(૧૫) વૈષ્ણવ ધર્મ કર્મ-પંક્તિજી તથા ગો શ્રીદેવકીનંદનાચાર્યજીનો ધર્મબોધ
(૧૬) ધર્મ બોધ (ઈશ્વર સિદ્ધિ ધર્મનું સ્વરૂપ, પાપનું સ્વરૂપ કથા ભજન ને કીર્તનભક્તિ કોણે કરવી ! ભક્તિ મહિમ વિષે પદઃ આ ૭ વિષય)
(૧૭) સદુપદેશમાર્તંડ ભા ૧ લામાં વર્ણાશ્રમધર્મવ્યવસ્થા ને ભા.૨-માં જગતનું સ્વરૂપ, વિદ્યા કલ્પલતા ઋતુ વર્ણન
(૧૮) ઈશ્વર સિદ્ધિ
(૧૯) ચાણક્યની ચતુરાઈ
(૨૦) સુભાષિત લહરી
(૨૧) શ્યામ ચરિત્ર કવિ રતનેશ્વર
(૨૨) અણુભાષ્યનું ભાષાંતર

ઉપર લખ્યાં તે ઉપરાંત પંડિતજીનાં ગુજરાતી સંસ્કૃત વ્યાખ્યાનો સેંકડો થયાં હશે. આ ગ્રંથોનો પરિચય આપતા પહેલાં પંડિતજી સાથે અસહિષ્ણુ જનો તરફથી શાસ્ત્રીય વાદો થતા, તથા તેમને ઉતારી પાડવા માટે પ્રયત્ન થતા તેનો એક રમુજી પ્રસંગ નીચે વર્ણવ્યો છે, જેથી વાચકને ખ્યાલ આવે કે પંડિતજીનું જીવન બેધારી તલવાર જેવું હતું. ઘડીની નવરાશ નહિ ને પૈની પૈદાશ નહિ. ઉત્તર દેવામાં જરાક ક્ષતિ હોય તો કાગનો વાઘ થતો પણ વાર ન લાગે ને બરાબર ઉત્તર અપાય તો કહે, 'ભાઇ, વિદ્વાન પંડિત છે, તે ઉત્તર આપે તો! એમાં શી નવાઈ!' સંવત ૧૯૪૪ તા. ૧૦-૨-૮૮ પંડિતજી જોધપુરત્યાંના આમંત્રણથી પધાર્યા. ત્યાં सर्वधर्मान् परित्यज्य એ શ્લોક ઉપર વ્યાખ્યાન આપવા માટે કેટલાક ભાઈઓએ માગણી કરી. પંડિતજીએ શ્લોક ઉપર વ્યાખ્યાન આપતાં કહ્યું કે તેની વ્યાખ્યા પાંચ પ્રકારે થઈ શકે છે, અને વિસ્તારથી સમજાવતાં બહુ સમય લેશે માટે હું ટૂંકામાં તે કહું છું. આ શ્લોક સમજાવતાં ત્રીજી વ્યાખ્યા સમજાવવાની શરૂઆત થઈ એટલે પંડિત શ્રીરામે શુદ્ધાદ્વૈત શબ્દનો અર્થ શો? એવો પ્રશ્ન પૂછયો ત્યારે સભામાંના એક સદ્‌ગૃહસ્થ અનંતરાયજીએ કહ્યું કે આવો પ્રશ્ન વ્યાખ્યાન પછી પૂછવો ઘટે! આથી પંડિતજીએ વ્યાખ્યા જલદી પૂરી કરી ઉત્તર આપ્યો કે શુદ્ધ એવું અદ્વૈત કર્મધારય સમાસ છે.

શ્રી રામ—અદ્વૈતમાં શુદ્ધ પદ દેવાનું શું કારણ છે, અને તેથી કોની વ્યાવૃત્તિ થાય છે!

પંડિતજી—માયાસંબંધ રહિતને શુદ્ધ માન્યું છે, અને માયા સંબંધ યુક્તને અશુદ્ધ માન્યુ છે. માયાવાદીના મનમાં જે અદ્વૈત છે છે તે બની શકતું નથી. તેની વ્યાવૃત્તિને વાસ્તે શુદ્ધ પદ છે.

શ્રી રામ—શુદ્ધ પદનું વ્યાવર્ત્ય કોઈ તમારા મતમાં પ્રસિદ્ધ છે!

પંડિતજી—વ્યાવર્ત્ય પોતાના મતમાં જ પ્રસિદ્ધ હોય એવો નિયમ નથી. જુઓ શબ્દગુણકપ્રકાશમાં એમ કહ્યું છે. તર્કશાસ્ત્રમાં શબ્દ એ ગુણ

વિલાસ સભા તરફથી પ્રગટ થયેલ સદુપદેશ માર્તંડમાં, 'તે કાવ્ય સારા અનુપ્રાસ સાથે ચમત્કૃતિવાળું છે. તેની અનુપમ શક્તિના પ્રસાદનો સ્વાદ લેવા જે મનુષ્યો ભાગ્યશાળી થયા છે, તેમને સુવિદિત જ છે,' એમ જણાવ્યું છે. તેથી ,તે છપાયેલ હશે.

(૨) **રુકૃમિણી ચંપૂ:** આ ગ્રંથ પંડિતજીએ તેર વર્ષની વયે બનાવ્યો હતો. આ ગદ્યપદ્યાત્મક સરસ કાવ્ય છે જેની, રચના અતિ પ્રૌઢ ને ચમત્કારોથી ભરપૂર છે. તેનો મંગલાચરણનો પ્રથમ શ્લોક જે વક્રોક્તિમાં લખાયેલો છે તે, આ ગ્રંથના અઢારમા પાને છપાએલો છે. તેર વર્ષની સામાન્ય અવસ્થામાં આવી જાતનો ગ્રંથ નિર્માણ કરવો, ને તે પણ અપૂર્વ ચમત્કાર સાથે દ્વિઅર્થી કાવ્ય, તે પંડિતજીની અલૌકિક દિવ્ય શક્તિનો જ પ્રભાવ હતો. આ ગ્રંથ મેં છપાએલો જોયો નથી પણ આર્યધર્મપત્રિકા વર્ષ ૩ અંક ૧૨ મો પા ૧૪૭ માં જણાવ્યું છે કે "પંડિતજીએ સૌથી પ્રથમ રુકૃમિણી ચંપૂ નામનું સંસ્કૃત કાવ્ય પોતાના એક સહાધ્યાયીને હાથે લખાવ્યું હતું. + + પરંતુ આ ઉછરતા કવિની તે વખતે પૈસા સંબંધી ઘણી જ તંગ સ્થિતિ હતી. એનો ખ્યાલ એટલા ઉપરથી આવશે કે તે વખતે તેમની પાસે નવો ગ્રંથ કે શ્લોક લખાવવાને પૂરતા કાગળો પણ ન હતા. તેઓના પિતા પાસે પડેલા જન્મોતરીના જુના કાગળો પાછળ લખા-એલો આ ગ્રંથનો ત્રુટિત ત્રુટિત લેખ હાલ અમને હાથ લાગ્યો છે. આ અપ્રકાશિત અંગભગ કાવ્ય અમારી પાસે પડ્યું છે.' (સં. ૧૯૬૦ ના માગસર સુદ ૯)

(૩) **વેદાન્ત ચિન્તામણિ:** આ ગ્રંથ વિષે પા. ૩૧માં વિસ્તારથી ચર્ચા કરી છે. આ ગ્રંથની ત્રણ આવૃત્તિ થઈ છે. **મૂહશિદુર્ગાશ-ગિમિતવિક્રમવર્ષે વ્યધાયિ પંચદશી** વિક્રમ સંવત ૧૯૨૧માં આ પંચદશી નિર્માણ થઈ. તેમાં પંદર પ્રકરણ છે. પ્રથમ પ્રકરણમાં સર્વ-ધર્મવિશિષ્ટ પરમાત્મા છે, તે સર્વકર્તા છે એમ યુક્તિથી અને અનુમાનથી લખી વિવિધ નાસ્તિક મતનું નિરસન કર્યું છે. (૨) બીજા પ્રકરણમા શુદ્ધાદ્વૈત મતમાં વેદમત બ્રહ્મસૂત્ર ભાગવત ને તેઓને અનુસરતાં

બીજાં શાસ્ત્રોનું શાબ્દ પ્રમાણ છે, તે સારી રીતે સમજાવ્યું છે, ને સંસારની ગતિ નિરૂપણ કરી છે. (૩) જડ જીવ અન્તર્યામી સચ્ચિદાનંદના અંશો છે, ને બ્રહ્મ સાથે તેમનું ઐક્ય છે, તે વર્ણવ્યું છે. (૪) જગત સત્ય છે, તે ત્રિવિધ રીતે સમજાવ્યું છે. (૫) આ પ્રકરણમા જગત સત્ય છે, તે માટે ઉદાહરણ આપ્યાં છે તથા આવિર્ભાવ તિરોભાવ વગેરેની સમજ આપી છે. (૬) વિકૃતપરિણામવાદનું ખંડન ને અવિકૃત પરિણામવાદનું શ્રુતિ સંમત સમર્થન કર્યું છે. (૭) ભગવદ્દઇચ્છાથી જીવોનું પ્રગટવું ને અહંતામમતારૂપ અવિદ્યાથી સંસારમાં જીવની આસક્તિ થાય છે, તે વાત વિચારી છે. (૮) જીવ ને અન્તર્યામી વિષે નિરૂપણ છે. જીવ ભગવદંશ છે, અણુ છે, પરતંત્ર છે તથા ભગવદ્ ઈચ્છાથી અવિદ્યાથી બંધાયો છે. તે પ્રતિબિમ્બ નથી પરંતુ ભગવદંશ છે ને અક્ષરરૂપ છે. જ્યારે અન્તર્યામી સર્વજ્ઞ, સર્વ પ્રેરક, આનંદરૂપ, કર્તા નિર્વિકાર છે, તે વાત શાસ્ત્રરીતે નિરૂપણ કરી છે, (૯) જીવ પ્રતિબિમ્બ છે તે વાત સમર્થન કરનાર મતોનું ભાષ્ય વિદ્વન્મંડન વગેરે આકર ગ્રંથોના પ્રમાણથી ખંડન કરવામાં આવ્યું છે. (૧૦) બ્રહ્મ સધર્મક છે, બ્રહ્મના ધર્મો, શક્તિ નિત્યપણું વગેરે વાતો ચર્ચી છે. (૧૧) શ્રીરામાનુજ મતની સમાલોચના કરી છે. (૧૨) શૈવ શાક્તમતનું ખંડન છે. (૧૩) જગત અક્ષર ને અન્તર્યામીનું અંગાદિના દૃષ્ટાંતથી અદ્વૈતપણું બતાવ્યું છે. (૧૪) પ્રકૃતિ, પુરુષ વિવેકની સમજ ને અક્ષરબ્રહ્મનું વર્ણન છે. (૧૫) ચૌદ પ્રકરણની વાતની સંગતિ કરી ભગવાનની લીલા, અને લીલા પરિકર ભગવદાત્મક છે, તે વાત સાબિત કરી છે. જીવની સંસાર ગતિ, ને દૃઢ ભક્તિથી સંસારમાંથી મુક્તિ તે વાત ચર્ચી છે. ભક્તનું મુક્તિનું સ્વરૂપ, ને સ્વતંત્ર ભક્તોને મુક્તિથી અધિક ફળ મલે છે તે વાત લખી છે. ભગવદ્ કૃપાપાત્ર ભક્તનો આનંદમય દેહ હંમેશા છે. શરણ ને આત્મનિવેદનનું નિરૂપણ કર્યું છે, સેવા સાધન વગેરેનું વર્ણન, વૈષ્ણવ આચાર વગેરે બહુ વિષયો આ પંદરમા પ્રકરણમાં છે. છેવટે ભગવાન શ્રીકૃષ્ણ, આચાર્યશ્રી અને શ્રીગુસાંઈજીને નમીને ગીરજાવલ્લભ ગુરુની કૃપાદૃષ્ટિથી,

પિતા ધનશ્યામથી સકલ શાસ્ત્રની બાલ્યવયમાં પ્રાપ્તિ ને તે બન્નેની કૃપાથી અનેક કાવ્ય નિબંધ રચ્યાનો ઉલ્લેખ છે. છેવટે યાવચ્ચન્દ્ર-દિવાકરૌ પૃથ્વી ઉપર વેદાન્ત ચિન્તામણિ વિજય પામો એમ કહી એ આ સકલશાસ્ત્રરૂપ સાગરની ગાગરરૂપ ગ્રંથ સમાપ્ત કરે છે.

(૪) સત્સિદ્ધાંત માર્તંડ:–આ ગ્રંથ વિષે આ ચરિત્રના પાઠ ૩૪ થી ૩૭ સુધીમાં સારી રીતે ચર્ચા કરવામાં આવી છે. આ ગ્રંથની ઉત્પત્તિ કેમ થઇ તે વાત પણ તેજ પૃષ્ટોમાં વર્ણવી છે. આ ગ્રંથની બીજી આવૃત્તિ સારી રીતે સંશોધન કરીને શ્રી. હરિશંકર ઓંકારજી શાસ્ત્રીએ નારાયણદાસ આસનમલ ટ્રસ્ટ તરફથી પ્રગટ કરી છે. આ ગ્રંથમાં મુખ્ય આઠ પ્રશ્નો ને, તે દરેક પ્રશ્નના આઠ અવાંતર પ્રશ્નો છે. તેથી કુલ ૬૪ પ્રશ્નો છે આમાં સંપ્રદાય શબ્દનો અર્થ, સંપ્રદાયનાં લક્ષણ, સંપ્રદાયના ભેદ, જુદા જુદા સમ્પ્રદાયની જરૂરિયાત, સમ્પ્રદાય ને વર્ણ, આશ્રમ, વર્ણાશ્રમ, ગુણ ને નિમિત્ત ને સાધારણ ધર્મ એ ૭ ધર્મમાં કોની સાથે સંબંધ છે તેનો નિર્ણય; પછી સંપ્રદાયની પ્રવૃતિ, તેના આચાર્ય તેમની પરંપરા, શૂદ્રનો અધિકાર વગેરે પ્રશ્નોની ચર્ચા છે. રામકૃષ્ણના મંત્રની ચર્ચા, શૈવ શાક્તાદિ મંત્રો મોક્ષદાતા બને કે નહિ. મંત્ર કોણ આપી શકે વગેરે પ્રશ્નો ચોથા પ્રશ્નમાં છે, વર્ણાશ્રમ ધર્મની આવશ્યકતા, સેવા સાથે સંધ્યા ગાયત્રી થઇ શકે, સંધ્યા ગાયત્રી ન જપનારમાં બ્રાહ્મણ્ય નષ્ટ થાય, પંચદેવનું પૂજન, પાર્થિવ પૂજા, બલિ વૈશ્વદેવાદિ, ભગવન્નિવેદિત પ્રસાદ વગેરેની ચર્ચા પાંચમા પ્રશ્નમાં છે: તિલક વિગેની ચર્ચા છઠ્ઠા પ્રશ્નમાં છે, શિવ-વિષ્ણુ ભેદ–અભેદની ચર્ચા સાતમા પ્રશ્નમાં છે. આ આખા ગ્રંથમાં ચાર વર્ણ ને તેમના ધર્મ, ચાર પુરુષાર્થ, વૈષ્ણવના આચારવિચાર, ચાર આશ્રમોનું કર્તવ્ય, સ્ત્રીઓનું કર્તવ્ય સ્ત્રીઓના ધર્મ વગેરે અનેક પ્રશ્નોની ઝીણવટથી શાસ્ત્રોક્ત રીતે ચર્ચા કરી છે તદુપરાંત શિવ શક્તિ શાલિગ્રામ, વિષ્ણુ, શ્રીકૃષ્ણ વગેરે દેવોની ભક્તિની ચર્ચા, તેમને નિવેદન કરેલી સામગ્રી(પ્રસાદ)નો ઉપયોગ વગેરે અનેક વિષયોની ચર્ચા છે. સંપ્રદાય સ્વરૂપના તથા ૬૪

પ્રશ્નોના સંક્ષિપ્ત ઉત્તર ગુજરાતીમાં વે. શા સં. રા રા. શ્રી વિષ્ણુવાચાર્ય વળીએ પંડિતની સંસ્થા તરફથી, તથા શ્રીહરિશંકર ઓંકારજી શાસ્ત્રીએ કર્યા છે.

**મારુત શક્તિ**'– આ ગ્રંથ વિષે આ ચરિત્રના પા. ૩૮ થી ૫૧ સુધી વર્ણન છે. મારુત શક્તિ ગ્રંથની ઉત્પત્તિ વિષે લંબાણથી વર્ણન કરવામાં આવ્યું છે. આ વિષે સદુપદેશમાર્તંડ ગ્રંથમા લખવામા આવ્યું છે કે "પંડિતશ્રીની મધ્યાવસ્થામા સ્વામી સદાનંદ ગિરિએ મહારાજ લાઈબલ કેસના સમય પછી પુષ્ટિમાર્ગ પર ઉદાસીન થયેલા લોકોની પ્રેરણા અને ઉત્તેજનથી સહસ્રાક્ષ નામે ગ્રંથ **શુદ્ધાદ્વૈત માર્તંડ** અને **વિદ્વન્મંડન** નામના વૈષ્ણવ ગ્રંથોના ખંડનરૂપે લખ્યો. આ છેલ્લા શાસ્ત્રીય પ્રહારથી વૈષ્ણવ પંથ કમ્પ્યો હતો. તેના વારણ તરીકે **પ્રાભંજન** નામક લેખ કોટાસ્થ ગોસ્વામી શ્રીકન્હૈઆલાલજી મહારાજે શ્રમ લૈ લખ્યો ને સૂત્રરૂપ લેખપર યોગ્ય ટીકા કરવા પંડિતશ્રીને તેમના પિતા વગેરેની આજ્ઞા થઈ. તેથી તેમણે **મારુત શક્તિ** નામનો પ્રૌઢ લેખ ગ્રંથરૂપે પ્રસિદ્ધ કર્યો જેનો આશરે ૩૦૦૦૦ શ્લોકના પૂરનો પૂર્વાર્ધ પંડિતશ્રીની મદદથી છપાઈ પ્રસિદ્ધ થયો છે. એ પ્રૌઢ વાઙ્મય રચવાથી તેઓની ષટ્શાસ્ત્રમા અનન્ય સામાન્ય નિપુણતા પ્રતિપાદિત થઈ છે—આ ગ્રંથની ભાષા, તેમાં થએલા કોટિક્રમોનાં સમાધાનોમાં ચર્ચેલો ગહન ને કઠિન વિષય, પ્રમાણસંગ્રહ, અને પ્રતિપાદિત કરેલ સિદ્ધાન્ત વિદ્વજ્જનોને ખરેખર મનન કરવા યોગ્ય છે. આવો આકર ને વિસ્તીર્ણ ગ્રંથ દષ્ટિરુદ્ધ પંડિતશ્રીએ અવિચ્છિન્ત વાગ્ધારાથી લખાવ્યો છે, તે એમની સર્વશાસ્ત્રજ્ઞતાના પ્રમાણરૂપ છે. આમ જુદા જુદા કારણો ને લઈને પંડિતજીએ વેદાન્ત ચિન્તામણિ, સત્સિદ્ધાન્ત માર્તંડ અને મારુતશક્તિ જેવા અક્ષય્ય ગ્રંથોની રચના કરી. એમ કહેવાય છે. બે પ્રકારથી વિદ્વાનપુરુષ યાદ રહે. એક તો તેના વંશથી ને બીજું તેની વિદ્યાથી આજે પણ યદુકુળ, રઘુકુળ, વલ્લભકુળના નામથી ભગવાન કૃષ્ણ, રામ ને શ્રીવલ્લભાચાર્યજીનું સ્મરણ થાય છે ને તેવી રીતે ગીતાજી, સુબોધિનીજી વગેરે

ગ્રંથોથી ભગવાનનું ને શ્રીમહાપ્રભુજીનું સ્મરણ થાય છે. તેમ પંડિતજીના સ્મરણમાં વેદાન્ત ચિન્તામણિ ને સત્સિદ્ધાંતમાર્તંડ એ ગ્રંથો તેમના પુત્ર ને મારુતશક્તિ તેમની પુત્રી તરીકે વિદ્વાનોમાં ઓળખાય છે. આવી જાતનો ક્રમ ઘણા સમયથી ચાલતો આવ્યો છે. નાગોજીભટ્ટ નામના એક વિદ્વાનનું સ્મરણ પરિભાષેન્દુશેખર, શબ્દેન્દુ શેખર તે તેમના પુત્રો ને લઘુમંજુષા તે તેમની પુત્રી છે એમ તેમણે પોતે પોતાના ગ્રંથમાં જણાવ્યું છે. પંડિતજીને પોતાને બે પુત્રી થયેલી તે પૈકી એક પુત્રી ઉમરેઠમા ને બીજી પુત્રી પંડિતજીના ગોલોકવાસ પછી ૮ માસની થઇ વિદેહ થયેલી. તેથી તેમનો વંશ ચાલુ નથી, પણ સત્ સાહિત્યરૂપી વંશ તો ચંદ્ર-સૂરજના પ્રકાશ પેઠે હંમેશ રહેવા સરજાયા છે.

(૬) કઠોપનિષદ્ વ્યાખ્યા:–પંડિતજીએ કેટલાક ઉપનિષદો ઉપર પોતે ટીકાઓ લખી છે. કઠોપનિષદ ઉપર તેમનું વ્યાખ્યાન અતિ રસભર્યું સરસ ભાષામાં છતાં ભાવગંભીર છે. તે ગ્રંથ પ્રગટ થયો છે.

(૭) કૃષ્ણાભિસાર કાવ્ય:–રાધાકૃષ્ણના અદ્ભુત પ્રેમનું દ્યોતક શાર્દૂલ વિક્રીડિત છંદમાં ૧૭ શ્લોકમાં બનાવેલું શૃંગારભક્તિયુક્ત આ સુંદર કાવ્ય છે. બીજા વિદ્વાનો અભિસારિકા નાયકાનાં વર્ણન પોતાના કાવ્યમાં કરે છે, જ્યારે અહિંયાં નાયક પોતાની પ્રિયા તરફ અભિસરણ કરે છે, તેનું અલૌકિક ચમત્કૃતિજન્ય કવિતામાં પંડિતજીએ વર્ણન કર્યું છે. આ કાવ્ય રચવામાં શાલિગ્રામ નામના એક ભક્તવૈષ્ણવે પંડિતજીને પ્રાર્થના કરી હતી. આ કાવ્ય ઉપર શીઘ્રકવિ નંદકિશોર શાસ્ત્રીએ સં. ૧૯૪૫માં સિદ્ધિ નામની ટીકા સંસ્કૃતમાં કરી છે.

(૮-૯) શ્રીવલ્લભસ્તુતિરત્નાવલી ગ્રંથ તથા ષટ્પદ કાવ્ય ઉપર પંડિતજીએ સંસ્કૃતમાં સમજવા લાયક ટીકા કરી છે.

(૧૦) કેસ વર્ણ:–સં. ૧૯૫૦ના અષાડ વદ ૧૦ જોધપુર સર પ્રતાપસિંહજી જે સુરત આર્યસમાજીસ્ટ ને એક નીડર મેતાની હતા. તેમણે પંડિતજીને બહુમાનપૂર્વક બોલાવ્યા. ને તેમની સાથે

દોઢ કનાક હમેશાં રાજાજી ધર્મ સબધી ચર્ચા કરવા લાગ્યા, તે પોતાની પ્રજાને તે લાભ મળે તે માટે વ્યાખ્યાન ગોઠવ્યાં અહી તેમણે અવધાનોના પ્રયોગ તથા ઐકય ઉપર સુદર વ્યાખ્યાન કર્યા, તે વખતે કુસવ કાવ્યની રચના શીઘ્ર કાવ્ય પ્રયોગ તરિકે થઇ. પડિતજીની દિવ્ય શક્તિથી રાજાજી ખુશ થયા ને સારી ભેટ આપતા કહ્યુ કે હુ તમારો શિષ્ય છુ આ કાવ્ય માટે સદૃપદેશમાર્તંડ નામના ગ્રથના ૧૪મા પાનામા લખ્યુ છે, 'આવો ગ્રથ પૂર્વે પાડવરાઘવીય નામે ગ્રથ એક પ્રાચીન કવિના છે તે ગ્રથમા પાડવ ને રામનો વૃત્તાત દ્વિઅર્થી કાવ્યની યોજનાથી આપ્યો છે તેથી તે બહુ વખણાય છે તેજ પ્રકારનુ કવિ શિરોમણિનુ (પડિતજીનુ) આ કાવ્ય છે તે થોડા માનની વાત નથી" આ કાવ્ય છાપેલુ મે જોયુ નથી

(૧૧) બાલમુકુદ સ્તોત્ર:-પહેલો ને છેલ્લો શ્લોક શાર્દૂલ વિક્રીડિત છદમાં ને બાર શ્લોકો વસતતિલકા છદમા એમ આ સ્તોત્રની રચના છે આ સ્તોત્રનુ વર્ણન પોતાના ત્યા બિરાજતા શ્રીબાલમુકુદ ઠાકોરજીનુ છે જેનો પાટોત્સવ મહા સુદી બીજે છે

આ ઠાકોરજી શ્રીગુસાંઈજીના સેવ્ય નિધિ છે. તેમણે પોતાના મોટા પુત્ર શ્રીગિરિધરજીને આ સ્વરૂપ પધરાવી આપેલુ તેમણે તે માધવદાસ વૈષ્ણવને માથે પધરાવ્યુ. ત્યાંથી તે સ્વરૂપ કલ્યાણદાસ વૈષ્ણવના ત્યા બિરાજ્યુ, પછી તે સ્વરૂપ જુનાગઢ હવેલીમાં બિરાજ્યુ તે સ્વરૂપ શ્રીવ્રજવલ્લભજી મહારાજે પોતાના બેટીજી શ્રીલાડુબેટીજીને સેવા માટે સોંપ્યા તે સ્વરૂપની સેવા ત્યારથી તેમનાં માતા પિતા કરવા લાગ્યા માતાપિતા ગત થતાં પડિતજી ને તેમના પત્ની તે સ્વરૂપની સેવા કરતાં હાલ તે સ્વરૂપ શ્રીગટ્ટુલાલ સસ્થામાં મુબઈ કેથેડ્રલ ભુલેશ્વરમા આવેલા મદિરમા બિરાજે છે આ સ્તોત્રમા ભગવાન બાલકૃષ્ણની વિવિધ લીલાઓનુ સુદર વર્ણન કર્યું છે

(૧૨) નિબધ ઉપર સત્સ્નેહભાજન ટીકા:-તત્ત્વદીપ નિબધ ઉપર લખવા માડેલી આ વ્યાખ્યા અધૂરી છે તે છપાયેલી છે

(૧૩) વિષ્ણુસહસ્ર ભાષ્યઃ–છપાયેલું હોય તેમ લાગતું નથી. આ ભાષ્ય માટે સચિત્ર સાક્ષરમાળા પાન ૧૭૮ માં લખ્યું છે, "શા. પ્રાણજીવન હરિહર પંડયા જુનાગઢની સંસ્કૃત પાઠશાળામાં અધ્યાપક તરીકે રહ્યા હતા. ત્યાંથી તેઓ ભારતમાર્તંડ પંડિત ગટ્ટુલાલજીના આમંત્રણથી મુંબઈ ગયા. ત્યાં તેઓ વિષ્ણુસહસ્ર નામનું ભાષ્ય રચતા હતા પરંતુ તેઓ પ્રજ્ઞાચક્ષુ હોવાથી મોઢેથી બોલી શાસ્ત્રી પાસે લખાવતા હતા. તે રીતે ભાષ્ય લખ્યું. ને સં. ૧૯૪૬ થી ગુજરાતી પ્રેસમાં સંસ્કૃત સાહિત્યના ભાષાંતરનું કામ કરે છે." એવી નોંધ છે.

(૧૪ થી ૨૩) સુધીના ગ્રંથો અપ્રકાશિત છે ને તે હાલ ક્યાં છે તે પણ નક્કી નથી. નં. ૨૦મા ગ્રંથ માટે શ્રીવિઠ્ઠલદાસ રાજારામ દલાલ આર્યધર્મ પત્રિકા વર્ષ ૧લું અંક ૧૧માં લખે છે કે "પંડિતશ્રી ગટ્ટુલાલજીએ ગીતા અને સપ્તશતી એ બેઉ ઉપર પોતે સંસ્કૃતમાં ભાષ્ય લખવા માંડયાં હતાં. પરંતુ એમનાં જે પુસ્તકો અમને હાથ લાગ્યાં છે તેમાં તેની પ્રત જડતી નથી. તે ઉપરથી એમ લાગે છે કે એમના સંગમાં રહેનાર એમના કોઈપણ વિદ્યાર્થી પાસે તે હોવી જોઈએ. તે મૂળ પ્રત જે કોઈ પૂરેપૂરી અમને સોંપશે તે સોંપનારને દરેક ભાષ્યના રૂપિયા ૧૦૧ ઈનામ તરીકે આપવામાં આવશે." (સં. ૧૯૫૮ના આસો માસ નવરાત્ર.)

(૨૪) દ્વૈતાદ્વૈત વ્યૂહઃ–એના માટે વેદાન્તચિન્તામણિ ગો. વા. શાસ્ત્રીજી રમાનાથ ભટ્ટે પત્રિકા પ્રકટ કરેલી તેમાં પોતે તે જોઈ છે એવો ઉલ્લેખ છે.

આ સિવાય તેમના શીઘ્ર કવિતા પ્રસંગે રચેલા અનેક શ્લોકો, કાવ્યો તથા પ્રાસંગિક સાહિત્ય તે વખતે પ્રકટ થતાં સમાચિારોમાં હશે.

(ઘ) પંડિતજીના સંસ્કૃતનું દિગ્દર્શન કર્યા પછી તેમણે ગુજરાતી સાહિત્યની જે અમૂલ્ય સેવા કરી છે તેનું દિગ્દર્શન કરીએ. ઓગણીસમી સદીમાં નવા સુધારાનો પવન ફેલાઈ વળ્યો હતો. તેથી તે જમાને લગભગ નવું સાહિત્ય પ્રકટ થવા માંડ્યું હતું. તેમાં તેમનો ફાળો

પણ ઠીક ઠીક હતો. (૧૫) આર્ય સમુદય પત્ર સં. ૧૯૩૨–૩૩ માં શરૂ કર્યું", તે વિષે પા. ૮૯ થી ૯૭માં વિગત છે. જ્યારે ૧૯૪૪–૪૫ માં ફરીથી આર્યસમુદય પ્રગટ કર્યું" તેમાં દશાવતારસ્તોત્ર, સુમનોવિનોદ ગદ્યપદ્યાત્મક, હૃદયદૂતસાર, બૃહત્કથાસાર, નીતિનિદર્શન, ... નીતિસાર વિદ્યાવારિનિકર,

## શુદ્ધિપત્ર

પા. ૨૮૩ થી ૨૮૫ર નીચેની સૂચના મુજબ વાંચવા કૃપા કરવી. પ્રેસમાં ફર્મો ગોઠવવામાં અવ્યવસ્થા થઈ છે. તેથી નીચેની પાના ૨૮૨ છેલ્લી લીટી 'તેમાં તેમનો ફાળો ઠીક ઠીક હતો' ત્યાર પછી પાના ૨૮૪ 'ગત સદીઓ પેઠે એકલું ધર્મ', ભક્તિ કે નીતિ વિષે કાવ્ય ગ્રંથો લખવા એ પરિપાટી હવે મટી ગઈ હતી.' ત્યાંથી વાંચવાનું શરૂ કરીને પાના ૨૮૫ 'આમ પ્રાચીન ગુજરાતી સાહિત્ય પ્રકટ કરવામાં આવ્યું" ત્યાં સુધી વાંચી, ત્યારપછી પાના ૨૮૩ 'આર્ય સમુદય પત્ર સં. ૧૯૩૨–૩૪માં શરૂ કર્યું" ત્યાંથી વાંચવાનું શરૂ કરી, પાના ૨૮૪ "શ્લેષની સમજના તો બેડા છે સમ જ આઈ' ત્યાં સુધી વાંચી, પાના ૨૮૫માં તેનું અનુસંધાન વાળી કવિત 'છે રસ અલંકાર થકી ભાકીને ભાગે છે' ત્યાંથી વાંચવું ત્યાર પછી બધુ ક્રમસર છે.

પુરુષોત્તમરાય જોષીપુરા એમ. એ, સાચત્ર સાક્ષરમાળા પા. ૯૨૧માં લખે છે કે "પંડિતશ્રીની કવિત્વ શક્તિ અદ્વિતીય હતી, અદ્ભુત હતી. રસાલંકાર, શબ્દાર્થગૌરવ, પદલાલિત્ય, શ્લેષાદિ ઘરેણાંઓથી

તેમની કવિતાઓ ઓર રીતે ચમકી રહેલી છે, તેવી રીતે તેમની કવિતાનું મહત્ત્વ સમજાવતાં ગુજરાતી પત્રે તા. ૨૧-૫-૧૮૯૯ પાના ૫૬૫માં એક કવિત આપ્યું છે.

નવા ગુજરાતી જેને હવા અંગ્રેજી લાગી
તેવા લોક ચમકથી ચમકતા લાગે છે.
શ્લેષની સમજના તો બેઠા છે સમ જ ભાઈ

ગત સદીઓ પેરે એકલું ધર્મ, ભક્તિ કે નીતિ વિષે કાવ્ય ગ્રંથો લખવા એ પરિપાટી હવે મટી ગઈ હતી આહિત્યમાં પણ વિવિધ પ્રકારનું ગદ્ય ને પદ્ય સાહિત્ય જુદા જુદા વિષયોના ખ્યાલ આપતું પ્રગટ થતું હતું. તેમાં વિજ્ઞાન, ભૂગોળ, સમાજ, પ્રકૃતિ વગેરે અનેક વિષયોમાં સાહિત્યકારો લખવા મંડ્યા હતા. આપણા પંડિતજીએ ધર્મને પ્રાધાન્ય આપી તેમણે ગુજરાતી સાહિત્યમાં વિવિધ પ્રકારનું સાહિત્ય પ્રકટ કરવા માંડ્યું હતું. તેમા તેમણે પ્રાચીન નીતિશાસ્ત્રના હિતોપદેશ વગેરે અનેક ગ્રંથોનું રસિક ભાષાંતર કરી, જનતાની જ્ઞાનતૃષાને સંતોષવા માંડી હતી. (૨) શુકુંક ચરિત્ર, (૩) સુમતો-વિનોદ, (૪) કામંદકીયનીતિસાર (૫) નીતિદર્શન જીહદ્‌કથાસાર એ સંસ્કૃત સાહિત્યમાં સામાન્ય જનતાને બોધ ને વ્યવહારે ગ્રન મળે તેવા વાર્તારૂપે રસિક ગ્રંથો છે, તેનું પંડિતજીએ સહેલી ભાષામા ભાષાંતર કરાવી પ્રગટ કર્યું છે. (૫) અપ્પય દીક્ષિતકૃત વૈરાગ્યશતક હંસદૂત, ને મનોદૂત જે હરિહર ભટ્ટ તથા બીજા ભટ્ટનાં લખેલાં છે. ને કાવ્યગ્રંથો પદ્યમાં કહી, તેના ઉપર સુંદર વિવેચન ગદ્યમાં કરી છે, તથા કેટલીક ઐતિહાસિક વાતો પંડિતજીએ લખી છે. (૬) કલ્પ મહોદય પણ ભાષાંતર ગ્રંથ છે. (૭) શ્રીવલ્લભાખ્યાન ઉપર ટિપ્પણુ ને તેની સમજ આપતું આખું પ્રકરણ આ જ ગ્રંથના ૫૧-૫૫થી ૫૯ પાનામાં છે. ગીતાજીનું સમશ્લોકી ભાષાંતર સરળ શૈલીમાં સમજી શકાય તેવું ને આમજનતાનું પ્રિય થઈ પડે તેવું છે. તેવી રીતે ગદ્યમાં ગીતાજીનું ભાષાંતર તથા સમજુતી પણ છે. આપણા મહા-

ગુજરાતના વૈષ્ણવી રસિક કવિ દયારામે રચેલો તત્ત્વજ્ઞાનનો મહાગ્રંથ રસિકવલ્લભ, તે આ ગ્રંથ છે. આ ગ્રંથની ભાષા રસિક ને ચિત્તને પ્રસન્ન કરે તેવી છે. તત્ત્વજ્ઞાનના વિષયમાં કાવ્યમાં આવા સરલ ને રસિક ગ્રંથો ઓછા હોય છે. પંડિતજીએ પ્રાચીન કવિઓનું ગુજરાતી સાહિત્ય પ્રગટ કરવા માંડ્યું હતું. તેમાં તેમના પ્રિયજન ભક્ત કવિ દયારામનું તેમણે કેટલુંક સાહિત્ય પ્રગટ કર્યું હતું. તેવી રીતે કવિ ભાણદાસ કૃત પ્રલ્હાદાખ્યાન તેમણે છપાવ્યું હતું, તથા રત્નેશ્વર કવિનાં અપ્રસિદ્ધ કાવ્યો તેમણે પ્રગટ કર્યાં હતાં. આમ પ્રાચીન ગુજરાતી સાહિત્ય પ્રગટ કરવામાં:-

રસ અલંકાર થકી ભડકીને ભાગે છે.
આવી ટેવ ટાળવા નિહાળવા પ્રાચીન રીત,
પંડિતો પ્રચંડ નિત્ય નમ્ર રહી માગે છે;
ખાતરી કરો મયૂરપંત ને વામન જેવી,
ગટ્ટુલાલજીની ગુજરાતી વાણી જાગે છે.

ઉપલા એ અભિપ્રાયો ઉપરથી કવિશ્રીની કવિતા વિષે ખ્યાલ આવશે કે તેઓ એક સમર્થ કવિ હતા ને તેમનાં કાવ્યોમાં કંઈ ને કંઈ આધ્યાત્મિક અર્થ રહેલો હોય છે. વળી તેમણે દશાવતાર સ્તોત્રના કાવ્યમાં પ્રત્યેક શ્લોકે જુદા જુદા વૃત્ત મુકી ત્યાં વૃત્તોનાં લક્ષણો જણાવ્યાં છે. આમ આ કાવ્યોનો સ્વાદ લેનારના હૈયામાં કાવ્ય કર-કરવાની ઉર્મિ આવે તો તેને નિયમબદ્ધ કાવ્ય રચવાની સગવડતા આ પંડિતરાજે કરી આપી છે. છંદશાસ્ત્રની સુંદર સરળ સમજ લેવા માટે તેના લઘુ અને ગુરુ અક્ષરો સાથેના ગણોનો એક દોહરો તેમણે બનાવ્યો છે.

મગણ સર્વ ગુરુ ય ર ત લઘુ, આદિ મધ્ય અંત
નગણ સર્વ લઘુ, સ જ ભ ગુરુ અંત, મધ્ય મુખ સંત.

આ ગણો ઉપરથી વૃત્તોના લઘુ ગુરુ અક્ષરોની રચના કરવા ઝટ સમજ પડે છે.

શ્રીહરિભક્તિરૂપ સરોવર, નવા વર્ષની પ્રાર્થના, શ્રીકૃષ્ણ ચરિત્ર, દશાવતાર સ્તોત્ર વગેરે તેમનાં કાવ્યો તો દ્વિઅર્થી ને પ્રથમ પંક્તિના કાવ્યો છે. તેવી રીતે સામાન્ય જનસમાજને સમજ પડે તેવાં ભક્તિભાવ પોષક તથા વૈરાગ્ય સૂચક કેટલાં કાવ્યો છે જેમકે

કૃષ્ણકથામૃત પી પી પી, પ્રાણી હો કૃષ્ણ કથામૃત પી પી પી.
કૃષ્ણકથામૃત પાન કરીશ તો, જમ કરશે તને જી જી જી. પ્રા.
ધનવનિતાને સ્થિર માને તું, કાળ હસે તને ખી ખી ખી. પ્રા.
હરિસેવનમાં રાખી મન તું, પાપ કર્મથી બી બી બી. પ્રા.
ગોવર્ધન પ્રભુ ભક્તિરહિતે, ઇતર કથા તે શી! શી! શી!

તેવું જ ભગવાન કૃષ્ણમાં તલ્લીન થતી ગોપીના ભાવનું તેમનું કાવ્ય છે.

ક્યાં ગયો મારો વૃન્દાવન વાસી રે?
હા! હા! નાથ! અનાથ તમારી હું વગર મૂલની છું દાસી રે! ક્યાં ગયો.

નિર્જન વનમાં તજિ અબલાને, રજનીમાં કરી છે ઉદાસી રે! ક્યાં ગયો.

બેટી ભુજ ભરી અભય આપો હરિ, અબળાની આવડી શી હાંસી રે! ક્યાં ગયો.

ગોવર્ધન પ્રભુ ગોવર્ધનધર, દર્શનની હું છું પ્યાસી રે. ક્યાં ગયો.

પંડિતશ્રીએ કાવ્યોમાં પોતાનું નામ ગોવર્ધન રાખ્યું છે જે નામ તેમના માતામહ શ્રીવ્રજવલ્લભજીએ પાડ્યું હતું. આવાં સરલ છતાં બોધક, ભાવદર્શક, વૈરાગ્ય સૂચક, ગાવામાં મઝા પડે તેવાં, સંગીતમય કાવ્યો પંડિતજીએ ઘણાં રચ્યાં છે. કવિશ્રીનાં ઘણાં કાવ્યો મુંબાઈ ગુજરાતી પત્ર સાપ્તાહિકના દીપોત્સવી અંકોમાં પ્રગટ થયા છે. ઇ. સ. ૧૯૨૪, ૧૯૨૭ ૧૯૨૮, ૧૯૩૨ ને ૧૯૩૩ના ખાસ અંકો છપાયાં છે. તેવી રીતે શ્રીકાનજી ધર્મસિંહ શ્રેમધુ પણ ગટુલાલજીની કવિતાઓ છપાવી છે. ૧૩–૫–૧૮૯૪માં ગુજરાતીમાં ગંગાજી પૂજ્ની પરથી

સ્વર્ગ લોકમાં જશે! એ ભાષણ તેમણે આપેલું. આ ભાષણ આપવાનું કારણ ગંગાજીની પાપ મોચની શક્તિ જતી રહશે તેવું કેટલાક વિદ્વાનો તથા જ્યોતિષકારોએ લખવા માંડયું હતું. તેના સમાધાનમાં તેમને આ લેખ લખવો પડયો હતો. વળી કેળવણીનો વિકાસ થાય તે માટે તથા સ્ત્રીકેળવણી વધે તે માટે કેટલીક કવિતાઓ તેમણે રચી છે. તેમ જ સ્વદેશ પ્રેમ સૂચવતાં ભારત વિષેનાં થોડાં સારાં કાવ્યો છે. જાણીતા દેશપ્રેમી શ્રીદાદાભાઈનું સન્માન મુંબાઇમાં થયું ત્યારે પંડિતજીએ તેમની ઉત્તમ દેશભક્તિની પ્રશંસા સૂચવતાં કાવ્યો ગાયાં હતાં ને તેમના સન્માનસમારંભમાં આનંદથી ભાગ લીધો હતો. મુંબાઇ ભૂલેશ્વર લાયબ્રેરીના તેઓ હંમેશના સભ્ય હતા ને તેના ઉત્કર્ષમાં પોતે રસ લેતા, તેઓ પેટાજ્ઞાતિની વિરૂદ્ધ હતા, પણ ચાતુર્વર્ણ્યમાં તેમની પૂરી શ્રદ્ધા હતી. તેમના સાહિત્યનું બરાબર સંશોધન કરી, કોઇ વિદ્વાન પાસે તે પ્રગટ કરાવવાની જરૂર છે ને તે કાર્ય હાલ ચાલતી ગટુલાલજીની સંસ્થા કરે તે શોભાસ્પદ છે. વળી સમભાવવાળા પ્રાર્થનાના તેમણે રચેલા સર્વધર્મ ત્રણ સરસ શ્લોક યાદ રાખવા જેવા છે.

જે સર્વેશ ગણેશરૂપ લઇને, વિઘ્નો હરે સર્વથા,
જેની શક્તિ સરસ્વતી તનુ ધરી, મેધા વધારે તથા;
બુદ્ધિપ્રેરક સાક્ષી સદ્‌ગુરુહદે, પ્રજ્ઞા પ્રસારે અતિ,
તેવા આપ હમેશ સિંધુકરુણા, દેજો સદા સન્મતિ. (૧)

જે બ્રહ્મા, વરુણેન્દ્ર વાયુ, શિવજી, ગાયે સુદિવ્ય સ્તવે,
વેદો સાંગપદોક્રમોપનિષદો, જે સામગો સૌ કવે;
ધ્યાનાવસ્થિતચિત્ત તે ગતિ જુવે, જે યોગિઓ આ ભવે,
જેનો અંત સુરાસુરો ન સમજે, તે દેવ વંદુ હવે. (૨)

વિદ્યા ધર્મ વધારજો જનમને, સિદ્ધાન્ત નિર્ધારજો,
જીવોદ્ધાર વિચારજો જગવિભો, સદ્‌ભક્તિ વિસ્તારજો;

શુદ્ધ ગ્રંથ પ્રસારજો કરિ કૃપા, આત્મીય સંભારજો,
દોષો દૂર નિવારજો સુજનને, સંસારથી તારજો. (૩)

છેવટે 'મહાજન મંડળ' નામના એક મહા ગ્રંથમાં પંડિતજીનું જીવન લખતાં જે અંજલિ આપી છે છે તે લખી આ લઘુ લેખ પૂરો કરૂં છું.

"માણસના અંતઃકરણને ચમત્કાર લાગવાને' તથા પોતાનું કર્તવ્ય કામ સમજાવવાને પરમેશ્વરે આ સૃષ્ટિમાં જે કાંઇ અદ્ભુત ચમત્કાર કરી મૂકેલા છે તેમાં બુદ્ધિ રચનાની ગણના છે. શું માણસ-ની કે શું બીજા પ્રાણીની બુદ્ધિ સમુદ્ર જેવી ગંભીર હોવાથી તેનો અંત મેળવવો મુશ્કેલ છે. પણ મનને આનંદ પમાડવા તથા પરમેશ્વરના ગૌરવને સમજવા તેમાંના જેટલા ચમત્કાર જોઈ શકાય તેટલા જોવા એ આપણો ધર્મ છે. આ ચરિતમાં (શ્રીમટુલાલજીના) પણ તેવા જ ચમત્કારો જોવામાં આવશે એટલું જ નહિ, પરંતુ અનુકરણ કરવા જોગ અસાધારણ ઈશ્વરી જ્ઞાનનું દિગ્દર્શન થશે."

## પંડિતજીની જન્મોત્રી







સં. ૧૯૦૧ના પોષ વદ ૧૨ સોમવારે પંડિતશ્રીનો જન્મોત્સવ છે. તેમનો જન્મ રાજસ્થાનમાં કોટા નગરમાં થયો હતો. શ્રીજમુનાબેટીજી મહારાજના મંદિરમાં જ્યાં શ્રીમહાપ્રભુજી ને શ્રીગુસાંઈજીના સેવ્ય સ્વરૂપોની ભટ્ટજીઓ સેવા કરે છે તે મકાનમાં તેમનો જન્મ થયો હતો. કૃષ્ણયજુર્વેદની તૈત્તિરીય શાખામાં આપસ્તંબ બ્રહ્મર્ષિના કુલમાં વાધુલસ ગોત્રમા તૈલંગ વેલ્લનાટી જ્ઞાતિમાં પંડિતજી જન્મ્યા હતા. આજથી આશરે ૧૭૫ વર્ષ પહેલા પંડિતજીના દાદા ગોપીનાથભટ્ટ કાંકરોલીના નિલાયત ગોસ્વામી બાલકોના ઉપાધ્યાય હતા. ત્યારબાદ શ્રીઘનશ્યામભટ્ટ ઉપાધ્યાય થયા. તે જે મકાનમાં રહેતા હતા તે મકાન ઉપાધ્યાયના ઘરના નામે ઓળખાતું. પણ સં. ૧૮૯૧માં જૂનાગઢ નિવાસી ગો. શ્રીવ્રજવલ્લભજીનાં પુત્રી શ્રીલાડુબેટીજી સાથે ઘનશ્યામભટ્ટના વિવાહ થયા તેથી તેમના રિવાજ મુજબ જૂનાગઢ રહેવા લાગ્યા. દશ વર્ષ બાદ બન્ને દમ્પતી વ્રજયાત્રા જતાં રસ્તામાં કોટામાં પંડિતજીનો જન્મ થયો હતો.

**કુંડલી ઉપરથી ફેલાદેશ:–**

કેશવીકાર નવ ગ્રહમાંથી સતા ગ્રહનું ફળ તપાસે છે. તેના કાલબલમાં સૂર્ય અને શુક્ર બે ગ્રહ બલહીન છે. બાકીના પાંચ ગ્રહ બલવાન છે,

આ કારણથી આ પુરુષ સર્વ કાર્યમાં વિજયવાન, રાજપૂજ્ય, તથા પ્રબલ શત્રુનો નાશ કરનાર દેખાય છે.

જન્મ કુંડલીમાં મંગળ, ગુરુ અને શનિ એ ત્રણ ગ્રહ ષડ્બલમાં બલવાન છે. તેનું ફલ રાજા સમાન વિજયી; ત્રિંશાંશમાં સૂર્ય મંગલના ઘરમાં ગયો છે માટે આ પુરુષ પ્રમાદી હોવો જોઇએ. સાતમા સ્થાનમાં શનિ ને રવિ એ ગ્રહ હોઇને લગ્ન પર પૂર્ણ દૃષ્ટિ કરે છે. તે કારણથી પાંચ વર્ષ પછી અને ૧૪ વર્ષ સુધી અનેક પ્રકારનું દેહને કષ્ટ અને સદૈવ શારીરિક સુખ ઓછું, શારીરશ્રમ વધારે એમ બનવું જોઈએ. જન્મ કાલે શનિની મહાદશા મધ્યે જ્યારે રવિની અંતર્દશા આવી તે વખતે અંધત્વ યોગ થયો. કારણ રવિ નેત્રાધિપતિ છે અને શનિ અષ્ટમેશ છે. બીજા અને બારમા એઉ નેત્ર સ્થાનના અધિપતિ પાપગ્રહ અંતઃપાતી હોવાથી અંધત્વ યોગ પ્રાપ્ત થાય છે. ભ્રાતૃ સ્થાનનો માલિક બુધ એ છઠ્ઠા સ્થાનમાં પાપગ્રહની વચ્ચે છે. માટે ભાઇ બહેનના સુખનો નાશ કરે. પરાક્રમ (ત્રિજા) સ્થાનનો માલિક બુધ એનું ઇષ્ટબલ અધિક હોવાથી ૧૨ વર્ષ પછીથી આખા જન્મ સુધી પરાક્રમ ઉત્તમ અને પરિજન સુખથી યુક્ત રહે. ગુરુની દૃષ્ટિ પરાક્રમસ્થાન ઉપર છે. માટે ગુરુની મહાદશાના આરંભ એટલે ૧૧ વર્ષ પછી પરાક્રમને ઉદય થાય. તે ૩૧ વર્ષની ઉમર સુધી વિશેષ પરાક્રમનાં સાધનોનો સંગ્રહ થાય. તે પછી કરમું બુધનું વર્ષ શરૂ થાય છે, તેથી પરાક્રમ ઉત્તરોત્તર વધારે પ્રસિદ્ધ થતુ રહે. કેટલાક લોકોની આજીવિકા કરી આપનાર તથા પોષણ કર્તા પણ તેઓ થાય. સુખ સ્થાનના અધિપતિ શુક્ર પોતાના શત્રુ ગુરુના સ્થાનમાં પાપગ્રહ અંતઃપાતી છઠ્ઠા સ્થાનમાં છે. ને ચોથા સ્થાન પર શનિની પૂર્ણ દૃષ્ટિ છે, માટે લૌકિક સુખ જોઇએ તેવું ન મળે. પરંતુ શુક્ર વર્ગોત્તમી તથા ઇષ્ટ બલમાં અધિક હોવાથી પોતાના સ્થળથી દેશાંતર ગમનથી મોટા જ્યની પ્રાપ્તિ કરાવે. પંચમ (બુદ્ધિ) સ્થાનનો સ્વામી મંગળ સ્વગ્રહી ષડ્બલમાં બલવાન ગુરુનો પૂર્ણ દૃષ્ટિ અને ૨

અત્યંત શ્રેષ્ઠત્વ પ્રાપ્ત થાય. છઠ્ઠા (શત્રુ) સ્થાનમાં ચંદ્ર, બુધ, શુક્ર એ શુભગ્રહો છે. અને છઠ્ઠા સ્થાનનો અધિપતિ ગુરુ સ્વગ્રહી બલવાન તથા નવમ સ્થાનમાં છે, તે કારણથી પ્રબલ શત્રુ ઉત્પન્ન થાય. પરંતુ એ છઠ્ઠું સ્થાન પાપગ્રહની વચ્ચે છે. તથા ગુરુ પર શનિની પૂર્ણ દૃષ્ટિ હોવાથી શત્રુ સંહાર થાય તથા મામાના પક્ષનું સુખ મળે, રોગ પણ પ્રબલ થાય એવો યોગ થયો છે.

સપ્તમસ્થાનમાં સપ્તમાધિપતિ શનિ રવિયુક્ત અસ્તને પામ્યો છે અને પાપગ્રહની દૃષ્ટિ અધિક છે, માટે ઇન્દ્રિયનિગ્રહી બને, સ્ત્રી-સુખ ઓછું મળે અથવા બે વૈરી થાય એવો યોગ થયો છે. ચલિતમાં બુધ શુક્ર સપ્તમ સ્થાનમાં વર્ગોત્તમી આવ્યા છે તથા રવિ આઠમા સ્થાનમાં ગયો છે, તે કારણથી ૩૭ વર્ષથી તે જીવતાં સુધી સ્ત્રીસુખની પ્રાપ્તિ થાય, નવમાં સ્થાનમાં ગુરુ સ્વગ્રહી બલવાન છે, માટે પુણ્ય તીર્થાદિકનો યોગ અખંડ થશે. ભાગ્યશાલીત્વનો યોગ છે પરંતુ શનિની પૂર્ણ દૃષ્ટિ હોવાથી, વચમાં વચમાં તેનો વિઘાત થાય. અને યાત્રાપ્રસંગમાં પણ અનેક સંકષ્ટ પ્રાપ્ત થાય. દશમ સ્થાનનો અધિ-પતિ મંગળ બલિષ્ટ છતાં, ઇષ્ટ બળમાં પણ વધારે છે. તથા નવમાધિપતિ ગુરુ સ્વગ્રહમાં અને નવમેશ દશમેશનો દૃષ્ટિ સંબંધ છે, માટે આ યોગ રાજયોગકારક થાય છે. પરંતુ કેન્દ્રમાં સૌમ્ય ગ્રહ નથી, માટે સ્વલ્પ ઉપાયથી, અને અલ્પ કાલમાં ભાગ્યવૃદ્ધિ ન થાય. તથાપિ સ્વહસ્તે અતિશય સત્કર્મ થવાનો યોગ છે. પરંતુ મંગળ રાહુ યુક્ત છે માટે અનેક સત્કર્મો અધૂરાં રહે. લાભસ્થાનમાં કેતુ તથા મંગળની પૂર્ણ દૃષ્ટિ હોવાથી લાભમાં અનેક વિઘ્નો થાય. વ્યય-સ્થાનનો અધિપતિ બુધ પૂર્ણ જોય છે તથા ચંદ્ર શુક્ર એ શુભ ગ્રહ પણ જુવે છે તેમ જ મંગળની પૂર્ણ દૃષ્ટિ છે માટે શુભ કર્મોમાં દ્રવ્ય વ્યય અધિક થાય. અને વ્યર્થ દ્રવ્ય વ્યય ઝાઝો ન થાય. આ જન્મ કુંડલી સાથે આ ચરિત્રના પ્રસંગો મેળવશો તો બરાબર મળતા આવશે. (આર્યધર્મ પત્રિકા વર્ષ ૪થું અંક ૧૨ પા. ૪૯-૫૦)

# શ્રીગટુલાલજી સંસ્થાનો પરિચય

જ્યારથી પંડિતજી મુંબાઇમાં વસ્યા ત્યાર પછી તેમની સર્વ પ્રવૃત્તિનું કેન્દ્ર મુંબાઇ બન્યું. અહીં તેમણે શ્રીઠાકોરજીની સેવા, વિદ્યાલક્ષ્મી પાઠશાળા, ધર્મપુસ્તકાલય ને આર્યસમુદય માસિક-દ્વારા યથાશક્ય સેવા ઉપાડી હતી. આ સેવામાં તેઓ સાત્વિક ભાવથી આમ પ્રજા તરફથી જે લક્ષ્મી મળી આવતી તે સ્વીકારતા હતા. તેમણે કદી પણ પોતાની અંગત પ્રવૃત્તિ માટે કે સેવાકાર્યમાં ગોસ્વામી મહારાજનું દ્રવ્ય સ્વીકાર્યું નથી, કારણકે તેઓ તે દ્રવ્યને ગુરુદ્રવ્ય માનતા હતા. વળી તેમની ભાવના તો એટલી ઉચ્ચ હતી કે જ્યારે જ્યારે શ્રીનાથદ્વારમાં પૂ. તિલકાયત મહારાજશ્રીની ઇચ્છાને આધીન થઈ જતા ત્યારે ત્યાં આગળ શ્રીજીની સામગ્રી માટે લાકડાં પણ પોતે ખભે મૂકી રસોઇઘરમાં લાવતા. ઘણા તેમને કહેતા કે પંડિતજી, આ શું કરો છો! ત્યારે તે કહેતા કે આ દેહ જો કશા કામમાં ન આવે તો તેને રાખવો શા માટે! આવી રીતે જ્યારે જૂનાગઢ આવતા ત્યારે હવેલીના મેડા ઉપર ઉતરતા ને ત્યાં પોતાની સેવા પાઠ તથા સત્સંગ થતો ઘણા વિદ્વાનો ને સામાન્ય પુરુષો તેમને મળવા આવતા. જૂનાગઢના નયબ દિવાન શ્રીપુરુષોત્તમ સુંદરજી મીઠા, બહેચરદાસ બિહારીદાસ, જેસુખરાય દુલેરામ મજમુદાર, અરદેસર જમશેદજી, ત્રિભોવનદાસ મોતીચંદ વગેરે અનેક નાગરબ્રાહ્મણો તથા બીજાઓ પંડિતજીમાં બહુ રસ લેતા. તે વખતે મંદિરમાં દર્શન સમયે આરતિનો ટકોરો થાય ત્યારે પાસે બેઠેલા પુરુષને કહે, "ભાઇ મને દર્શન માટે નીચે લઇ જાઓ." એક વખત આ પ્રસંગ અંગે એક વૃદ્ધ વૈષ્ણવે પંડિતશ્રીને કહ્યું કે, "તમે શું કામ તસદી લ્યો છો? તમારે બીજાને પાછું ચીધવું પડે !" ત્યારે પંડિતશ્રીએ જવાબ દીધો કે " ભાઇ! હું પ્રભુને નથી દેખતો પણ તેઓ તો મને દેખે છે કે ગટુ આવ્યો! મારી ફરજ છે

દેશ્ર્શન ખુલે ત્યારે મારે શ્રીની હજુરમાં હાજર થઇ જવુ. આ વખતે હું મેડીએ બેઠો રહું તો કેટલી બધી અમર્યાદ થાય!"

આવા સાત્વિકવૃત્તિ અવિજીવન ગાળનાર મહાત્મા પુરુષ પર-દ્રવ્ય યેન કેન પ્રકારે લેવાનો વિચાર પણ કેમ કરી શકે! છતાં, સેવા પાઠશાળા પુસ્તકાલય ને પત્ર અંગે ખર્ચ તો સારી રીતે થતું હતું.! અધુરામા પૂરૂ પોતે અખિલ ભારતવર્ષના સુપ્રસિદ્ધ વિદ્વાન પંડિત તરીકે પંકાએલા હતા, તેથી દેશના જુદા જુદા ભાગના લોકો તો પંડિતજીને શ્રીમત માની પત્ર લખતા કે "આપ ભારતમાર્તંડ છો, અમે ગરીબ કુટુંબના માણસને ખાવા અન્ન પર્યંત નથી તેથી આપની પાસે ન માગીએ તો કોની પાસે માગીએ?" પંડિતજી આવા પત્રો મલતાં પોતાની આર્થિક સ્થીતિનો વિચાર ન કરતા જે શકય હોય તેવી રીતે સૌને સંતોષ આપતા ને આ વાતની ખબર પોતાની પાસે વસનારને પણ પડવા દેતા નહિ તેવી રીતે મુંબાઇમાં પણ તેઓ ઘણા ગરીબ વિદ્યાર્થીઓ તથા બીજાઓના આધારરૂપ થતા. પંડિતજીની આવી પ્રવૃત્તિથી તેમના માથે ઋણ પણ સારૂ રહેતું. આ ઋણ વાળવા તથા પંડિતજીને આર્થિક મુશ્કેલી ન પડે તે માટે સં. ૧૯૭૫ના ચૈત્ર માસમાં એક માનપત્ર સાથે આશરે ઓગણીશ હજારની રકમ અર્પણ કરવામાં આવેલી. તેમાથી દેવુ બાદ કરતાં તેમણે બાકીની રકમની સરકારી લોનો લઈ ટ્રસ્ટ કર્યું, જેનું વ્યાજ ત્રણસો ચારસો આવતુ. આ મોટી રકમ પંડિતજીને મલવાથી કેટલાક અસંતોષી આત્માઓને ન ગમ્યુ. તેથી વૈષ્ણવોમાં પ્રચાર કરવા માંડયો કે "ગટ્ટુજી સરીખે ભટડાકુ દેવવેકો કહા ફલ હૈ? વૈષ્ણવનકી તો દ્યાનત ભ્રષ્ટ ભઇ હૈ લાડો બેટીજી તો અમ નાહીં તાસો યહ ભટ્ટજીકો અબ કહા લગે! આપ ચ ઉનકે વિષે તો વૈષ્ણવનને બડો ફંડ કિયો હૈ!" આમ આ સાધુ મહાત્માને અત્યંત દુઃખ પડે તેવો પ્રપચ મુંબાઇમાં રચાતો હતો. પણ કોઈ દિવસે પંડિતજીએ આવા વિરોધી પ્રચાર સામે એક શબ્દ પણ કાઢયો ન હતો. તેમ પોતાને કોઈ

ભેટ કે દાન કરે તેવી વૃત્તિ રાખી ન હતી. વળી એક વખતે એક પોતાના સંબંધી મહારાજશ્રીના પચાસ હજાર રૂપિયા તેમની પાસે વ્યવસ્થા માટે ખાનગી આવ્યા હતા. તે વાત કોઈ જાણતું નહતું છતાં પોતે તો તે રૂપિયા યોગ્ય વારસદારને સુપરત કર્યા.

પંડિતજીની આવક તો આકાશવૃત્તિ જેવી હતી. કોટા નરેશ તરફથી પચાસ રૂપિયા માસિક મળતા, તેવી રીતે રજપૂતાનાના ભણ નામના નાના રાજ્યના રાજા પંડિતજીમાં પ્રાચીન મહાત્માઓના ગુણનાં દર્શન થવાથી તેમને મહર્ષિની પદવી આપી, પંડિતજીને દર વર્ષે સો રૂપિયા પોતાના નાના ભંડારમાંથી મોકલતા હતા. વળી શેઠ ચતુર્ભુજ મોરારજી જ્યાં સુધી પંડિતજી મુંબાઈ રહે ત્યાં સુધી માદિને સો રૂપિયા આપતા. આમ પંડિતજીના ગુણની કદર ઓછાવત્તા અંશે થતી હતી. છતાં હંમેશાં નાણાંની તૂટ રહેતી. કેટલીક વખત લખતર નરેશ પણ પંડિતજીને આર્થિક સહાય્ય કરતા. આમ અર્થ સંકોચમાં પંડિતજીનું જીવનનાવ પાર ઉતર્યું. પણ પંડિતશ્રીમાં એક મહત્ત્વનો ગુણ હતો કે જે કામ હાથમાં લે તે કામ ચોક્કસ કરે. તેમાં જરાપણ ખામી રહેવા દે નહિ. જ્યારે તેમના આત્માને એમ લાગ્યું કે હવે હું આ પૃથ્વી ઉપર થોડા કાલ માટે છું ત્યારે તેમણે અગમચેતી વાપરી, મંદિર પાઠશાળા ને પુસ્તકાલય માટે, યોગ્ય ટ્રસ્ટ કરીને યોગ્ય સદ્‌ગૃહસ્થોને સુપરત કર્યું. તેવી રીતે જુનાગઢવાળા શ્રીગોકુલેશજીમહારાજના છેલ્લા સમયમાં સર્વ વૈષ્ણવો સમક્ષ ધર્મશાસ્ત્ર પ્રમાણે વહુજી મહારાજશ્રી ચાંપામેનીના ગોસ્વામી બાળકને દત્તક લે તેવા સંકલ્પ કરાવ્યા હતા ને દત્તક વિધાનની ખબર રાજ્યને આપવા ટ્રસ્ટી નિમાવ્યા હતા. ને ત્યારબાદ વહુજી મહારાજ પાસે સંકલ્પ કરાવી દત્તકવિધાન કર્યું ને રાજ્યને તેજ વખતે ખબર આપી હતી. તેમના ગોલોકવાસ પછી સાત હજાર રૂપિયાનું ફંડ આપવાજનમાં મળેલી ગોટી સભા વખતે થયું હતું. પણ તેટલા રૂપિયાથી કંઈ ઓછું સ્મારક થાય! બીજી તરફથી પંડિતજી જે મકાનમાં રહેતા હતા તે

મકાન જીર્ણ હતું. વળી ઉત્તરક્રિયામાં તથા લખતરમાં શ્રીઠાકોરજી ને પંડિતજીનાં બેટીજી બિરાજતા હતા તેમાં ખર્ચ થયું હતું. તેટલામાં પંડિતજીનાં પુત્રી વિદેહ થયાં. તેથી સંસ્થા ચાલુ રાખવી કે શ્રીઠાકોરજી બીજે સ્થળે પધરાવવા તે વિષે વહીવટદારોમાં ગડમથલ ચાલતી હતી. આ વખતે માનપત્ર(સં. ૧૯૩૫)ના આઠ હજાર રૂપિયા હતા. તેટલી રકમથી મંદિર નભવા સંભવ નહતો, તેમ મંદિરની મરામત પણ થઈ શકે તેમ નહતું. આથી સંસ્થાના વહીવટદારોએ સ્મારકફંડની કમિટી સાથે મળી, મંદિર મરામત કરવા વિચાર્યું. ને તેમાં ત્રીસહજાર રૂપિયા ખર્ચ્યા. આ કામમાં શેઠશ્રી ઈશ્વરદાસ ત્રિભોવનદાસ સટ્ટાવાળાએ બહુ પરિશ્રમ લઈ, પોતાથી અને તેવી રીતે તન મન ને ધનનો સદ્ઉપયોગ કર્યો, ને શ્રીઠાકોરજી ને પુરતકો મુંબાઈ પધરાવ્યા. આ અંગે સારું એવું કરજ થઈ ગયું. એટલામાં શેઠ ઈશ્વરદાસ વિદેહ થયા. તેઓ શેઠશ્રી ચતુર્ભુજ મોરારજી અને ત્રિભોવનદાસ વરજીવનદાસને આ સર્વ કામ સોંપી ગયા. તે બન્ને મહાશયો તથા શેઠ દ્વારકાદાસ ઓધવજી તથા શ્રીવિઠ્ઠલદાસ રાજારામ દલાલે મળી તેત્રીસ હજાર સ્મારકફંડમાં ભેગા કર્યા. આ ફંડમાં ગુજરાતનાં નાનાં ગામો જેવાં કે મોડાસા, રામપુર, વલસાડ, માલવણ, ખંભાત, અમરેલી વગેરે સ્થળેથી નાની નાની રકમો ભરવામાં આવી હતી. તેમાંથી દશહજાર રૂપિયા મંદિર મરામતના કરજમાં અપાયા. બાકીના તેત્રીસ હજાર રૂપિયા તથા બીજા વીસ હજારનાં ટ્રસ્ટનાં વ્યાજ સંસ્થાને સં. ૧૯૬૧ સુધીમાં પ્રાપ્ત થયાં સં ૧૯૫૮માં આર્યધર્મ પત્રિકા, તથા સં. ૧૯૬૧ આર્ય ધર્મ સુધા નામનું માસિક શ્રીવિઠ્ઠલદાસ રાજારામ દલાલ વગેરે કાઢવા લાગ્યા. પત્રિકા આઠ દશ વર્ષ ને માસિક ચાર વર્ષ ચાલ્યું હતું. વળી આ સંસ્થાના વિકાસ માટે "શ્રી. પુરુષોત્તમદાસ ઠાકોરદાસે પણ સારી લાગણી બતાવી છે. ત્યારબાદ મલાડમાં ગૌશાળાનું મકાન બંધાવ્યું તેમાં સો જેટલી ગાયો રાખવામાં આવે છે. ત્યારબાદ ગો. વા. શ્રીબલભદ્ર શર્મા, મૂલચંદ તેલીવાલા, ધીરજલાલ સાંકલીયા, વગેરેએ આ સંસ્થાના વિકાસમાં સારી રીતે ફાળો

આપી, પુસ્તકાલયને વ્યવસ્થિત કર્યું તથા ષોડશગ્રંથોનું અમૂલ્ય સાહિત્ય સંસ્થા તરફથી પ્રગટ કરવામાં આવ્યું. ને ટીપણો પંચાંગ તો પંડિતજીના વખતથી જે શરૂ થયેલો તે તો ચાલુ હાલ પણ પ્રકટ થાય છે. વળી ગૌલોકવાસી શાસ્ત્રીજી કલ્યાણજીભાઈએ શ્રીભાગવતનું ગુજરાતી ભાષાંતર જે ગો. વા. મૂળચંદ તેલીવાળાએ શરૂ કર્યું હતું તે સરસ રીતે પૂર્ણ કર્યું ને આ સંસ્થા તરફથી પ્રગટ કરવામાં આવ્યું, જે કાર્યે પંડિતજીની સંસ્થાને સારો યશ અપાવ્યો. આ સંસ્થાની ખાસ ફરજ છે કે તેમના ગુજરાતી કાવ્યો સાહિત્ય, સંસ્કૃત સાહિત્ય, તેમના લખાવેલા પત્રો અસ્તવ્યસ્ત દશામાં જે જુના પત્રો તથા માસિકોમાં છે ત્યાંથી કોઈ વિદ્વાન પાસે સંશોધાવી સારી રીતે પ્રગટ કરવાં જોઈએ ને તેમાં જ તે સંસ્થાની શોભા છે.

# સંદર્ભ–ગ્રંથો

૧. વેદાન્ત ચિંતામણિ–ગો. વા. રમાનાથ શાસ્ત્રી (મુંબાઇ). ૨. સત્સિદ્ધાન્ત માર્તંડ–શાસ્ત્રી હરિશંકર ઓંકારજી (મુંબઇ). ૩. મારુત શક્તિ–પંડિતજી તરફથી. ૪. સંપ્રદાય સ્વરૂપ–વે. શા. રા. રા. શ્રી વિષ્ણવાચાર્ય વગે. ૫. કઠોપનિષદની ટીકા. ૬. વધૂસ વંશાવળી હસ્તલિખિત. ૭. કૃષ્ણાભિસાર કાવ્ય–ગોવર્ધનદાસ લક્ષ્મીદાસ. ૮. શ્રીબાલકૃષ્ણ ચમ્પૂ–ગો. શ્રી. જીવનલાલજી મુંબાઈ. ૯. સદુપદેશ માર્તંડ-વિદ્યાવિલાસ સભા, જુનાગઢ. ૧૦ સચિત્ર સાક્ષરમાળા–જયસુખરાય જોષીપુરા વડોદરા. ૧૧. આર્યધર્મ પત્રિકા વર્ષ ૬ ૧૨. ગુજરાતી સાપ્તાહિક પત્રો મુંબાઇ. (સં. ૧૯૩૭ થી ૧૯૫૪) સુધીના. ૧૩. જીવન સ્મરણ–કવિ શિવાનંદ. ૧૪. વૈષ્ણવ ગુરુ ધર્મ કર્મ–રામદાસ કાશીદાસ મોદી. ૧૫. મહાજન મંડળ–મગનલાલ. ૧૬. આર્ય સમુદય પત્ર સં. ૧૯૩૨–૩૩, ૧૯૪૫–૪૬ની ફાઇલો. ૧૭. વૈષ્ણવોપદેશ પ્રકાશક શા. ગુલાબદાસ કરસનદાસ. ૧૮. ગો. શ્રી દેવકીનંદનાચાર્યજી–ચીમનલાલ વૈદ્ય. ૧૯. ધર્મબોધ–પુસ્તક પ્રચારક મંડળી. ૨૦ સંપ્રદાય પરંપરા ગો. વા. છગનલાલ શાસ્ત્રી તથા ગો. વા. બલભદ્ર શાસ્ત્રી.

આ સિવાય બીજા અનેક ગ્રંથો તથા લેખોનો આ ગ્રંથમાં ઉપયોગ કર્યો છે. તે સર્વ લેખકનો અત્રે આભાર માનું છું

## કેટલાંક મહત્ત્વનાં વર્ષ

૧૯૦૧ પોષ વદી ૧૨ પંડિતજીનો જન્મ-સ્થળ કોટા

૧૯૦૯ ભક્તકવિ દયારામભાઈનો ગોલોક વાસ

૧૯૦૯ પંડિતજી વિનયન થયા

૧૯૧૧ યમુનાલહરી નામના સંસ્કૃત કાવ્યની રચના

૧૯૧૩ રુક્મિણી ચમ્પૂની સંસ્કૃતમાં રચના

૧૯૧૪ શ્રીલાડુ બેટી લીલામાં પધાર્યાં

૧૯૧૬ જુનાગઢથી મુંબાઇમાં આવી વસ્યા

૧૯૧૬ દયારામ કૃત કાવ્ય સંગ્રહ કવિ નર્મદે છપાવ્યો

૧૯૧૬ શ્રીલાડુબેટીજીદ્વારા સેવ્ય શ્રીબાલકૃષ્ણજીનું મંદિર શરૂ થયું

૧૯૧૭ મહારાજ લાયબલ કેસ થયો.

૨૦ પ્રથમ લગ્ન

૧૯ કાશીના વિદ્વાનોએ શીઘ્ર કવિ શતાવધાની પ્રસિદ્ધ પંડિતની પદવી આપી.

૧૯૨૧ વેદાન્ત ચિન્તામણિ ગ્રંથની રચના

૧૯૨૭ શ્રીવલ્લભાખ્યાન ઉપર ટિપ્પણ તથા નવ દુહાની રચના કરી

૧૯૨૮ શ્રી કેશવજી શાસ્ત્રી સાથે શાસ્ત્રાર્થ

૧૯૩૦ માધવબાગની સ્થાપના

૧૯૩૦ શ્રીદયાનંદ સરસ્વતી સાથે મૂર્તિપૂજા અંગે શાસ્ત્રાર્થ થયો

૧૯૩૨ આર્ય સુધર્મોદય સભાની સ્થાપના

૧૯૩૨ નાસ્તિક મત નિરસન માટે લેખો તથા વ્યાખ્યાનોની પ્રવૃત્તિ

૧૯૩૨ આર્ય સમુદય પત્રનું પ્રકાશન

૧૯૩૩ મદ્રાસમાં ભયંકર દુકાળ

૧૯૩૪ મુંબાઇ ઇલાકામાં ભયંકર દુકાળ

૧૯૩૪ ગોરક્ષક મંડળીના સાથ તથા ગાયોના ઉદ્ધાર માટે પ્રયત્ન

૧૯૩૫ મુંબાઈની પ્રજા તરફથી અપૂર્વ માન

૧૯૩૬ વિદ્યાલક્ષ્મી પાઠશાળાની સ્થાપના

૧૯૩૬ ધર્મ પુસ્તકાલયની સ્થાપના

૧૯૩૬ ગો. શ્રી જીવનલાલજી (મુંબાઇ) લીલામાં પધાર્યા

૧૯૪૦ શાસ્ત્રીજી રવજી ને શ્યામજીએ શ્રીનાથદ્વારાથી સદ્ધર્મભાસ્કર માસિક કાઢ્યું

૧૯૩૪ પંડિતજીનું બીજું લગ્ન

૧૯૨૭ મુંબાઇ ગુજરાતી સાપ્તાહિક સદ્ગત સાક્ષર શ્રી ઇચ્છારામ સૂર્યરામે પ્રકટ કર્યું તેના તંત્રી કવિશ્રી નર્મદાશંકર થયા

૧૯૩૮ જ્ઞાનપ્રસારક મંડળી તરફથી વ્યાખ્યાન માટે આમંત્રણ

૧૯૪૦ ગો. શ્રી દેવકીનંદનાચાર્યજી મુંબાઇ નિવાસ માટે પધાર્યા

૧૯૪૦ કાપડના દેશી વેપારીઓની મંડળીમાં સંપ ઉપર વ્યાખ્યાન.

૧૯૪૧ કાઠિયાવાડનો પ્રવાસ

૧૯૪૨ શતાવધાન ઉપર જ્ઞાન પ્રસારક મંડળીમાં વ્યાખ્યાન

૧૯૪૨ જ્યુબિલી ઉત્સવ ઉજવાયો

૧૯૪૨ સિદ્ધાંતમાર્તંડનું પ્રકાશન

૧૯૪૩ ભટ્ટી અંગેની લડત

૧૯૪૩ કાશીની યાત્રા

૧૯૪૪ મારુત શક્તિનું પ્રકાશન

૧૯૪૪ આર્ય સમુદય પત્ર ફરીથી પ્રગટ કર્યું.

૧૯૪૫ તિલકાયત શ્રીગોવર્ધનલાલજીની પધરામણી

૧૯૪૫ વેદાન્ત ભટ્ટાચાર્યની પદવી પંડિતજીને તિલકાયતશ્રીએ આપી.

૧૯૪૬ ભારત માર્તંડની પદવી અખિલ ભારતધર્મસભા તરફથી દીલ્હીમાં મળી.

૧૯૪૬ આચાર્ય પરંપરાના પ્રશ્નની ચર્ચા

૧૯૫૧ સપ્તક શ્રૌતયાગ કરાવ્યો

૧૯૫૩ હીરક મહોત્સવ

૧૯૫૪ માગસર સુદ ૯ ની રાતે પંડિતજી વિદેહ થયા.

# ઉપયોગી સાલો